# ગુજરાતી વ્યાકરણ

નાં

# મૂળતત્વ.

# ગુજરાતી વ્યાકરણનાં મૂળતત્વ.

પદચ્છેદને લગતી

## ઉપયોગી સૂચના તથા મનોયત્ન સહિત.

આવૃત્તિ ૧૩ મી (કુલ ૨૯,૦૦૦).

અંગ્રેજી-ગુજરાતી ( ઍન્ગલો-વર્નાક્યુલર અને હાઇ )
નિશાળના વિદ્યાર્થીઓ તથા સ્કૂલફાયનલ ને થર્ડગ્રેડ
પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ પરીક્ષાના
ઉમેદવારોના ઉપયોગને સારૂ.



રચનાર તથા પ્રસિદ્ધ કરનાર

**ભગવાન શિવશંકર ભટ્ટ.**

માજી આસિસ્ટન્ટ શિક્ષક, મિશન, હાઇ સ્કૂલ, સુરત.
હાલનિવાસઃ અંગ્રેજી મહોલ્લો, રાંદેર.

સુરત-ચઉટાના પુલપર ટાંકી પાસે ધી "શંકર" પ્રિન્ટીંગ પ્રેસમાં
નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યું.

૧૯૩૧.

કિમ્મત ૧૦ આના.

બુકસેલર કરસનદાસ નારણદાસ, સુરત—નાણાવટ.

ડિરેક્ટર ઑવ પબ્લિક ઇન્સ્ટ્રક્શન તરફથી

શાલોપયોગને માટે મંજુર થયલું.

(બૉમ્બે એજ્યુકેશનલ રેકર્ડ, મે, ૧૮૦૦).

# પ્રસ્તાવના.

ગુજરાતીમાં ચોથા પાંચમાં ધોરણમાં સાધારણ રીતે જોઇએ તેટલું જ્ઞાન આપવાને હોપવ્યાકરણ યથાયોગ્ય છે. પરંતુ એટલે સુધી શિખી અંગ્રેજીમાં દાખલ થનાર વિદ્યાર્થીને માટે એ ભાષામાં સ્હેલથી પ્રવેશ કરાવે એવી પદ્ધતિનું કોઇ વ્યાકરણ હોય તો વધારે અનુકૂળ થઇ પડે. એવી પ્રતિનું ટેલર સાહેબે પ્રથમ મ્હોટું અને પછી એક લઘુ-વ્યાકરણ ખરા આગ્રહથી લખ્યું. એની રચના કંઇક ગુંચવણ ભરેલી અને ભાષા કઠિણ એવું વિદ્યાર્થીવર્ગમાં શરૂથી કહેવાતું આવ્યું છે; તોપણ એ વ્યાકરણ ઘણે ભાગે પૂર્ણ છે એમ સાધારણ રીતે મનાય છે. એ વ્યાકરણ પણ હાલ મળી શકતું નથી; અને પાઠમાળા જેવું પુસ્તક શિખતાં, અંગ્રેજીને અનુસરતા, શબ્દના વર્ગોના વિભાગ, વિભક્તિ ક્રિયાપદના કાળ વગેરે જાણેલાં હોય તો તેમાં સ્હેલથી પ્રવેશ થાય. વળી આવા સાધન વિના વિદ્યાર્થી તેમજ શિક્ષકોને શિખવા શિખવવામાં પડતી અડચણ અને પરીક્ષા વખતે પરીક્ષકોને થતો અસંતોષ, એ બધાંનો એકંદર વિચાર થતાં, 'ગુજરાતી વ્યાકરણનાં મૂળતત્વ' એ નામનો આ લઘુ ગ્રંથ રચવામાં આવ્યો છે.

ટેલર સાહેબના અને હોપ સાહેબના વ્યાકરણની સહાયતા વિના આ પુસ્તક લખાયું નથી માટે આનું માન તેમને અને તેમની કૃતિઓને છે; તેમજ રા૦ હરગોવનદાસ કાંટાવાળા તથા લાલશંકર ઉમયાશંકર એમના વ્યાકરણમાંથી પણ પ્રસંગોપાત સૂચના ઘણી મળી છે.

રચના, ગોઠવણી તથા ઉદ્દેશ—મૂળથી હોપ-વ્યાકરણની વ્યાખ્યાઓ વિદ્યાર્થીઓને મ્હોડે ચઢી ગયલી એટલે કેવળ નવી ઢબમાં ન લેતાં. વ્યાખ્યાની રચના ઘણે ભાગે હોપ સાહેબને મળતી રહે એમ પ્રયત્ન કર્યો છે; અને બનતા સુધી જરૂરના સઘળા ને સંજ્ઞિક શબ્દોની વ્યાખ્યા આપી, તે સઘળીને સરળ ભાષામાં લખી છે. વિશેષ બાબતો અંગ્રેજીમાં સ્હેલથી પ્રવેશ કરાવે અને સંસ્કૃતના તેમજ કેટલાક ચાલુ નિયમને બાધ ન આવે એવી રીતે ટેલર સાહેબને અનુસરીને લીધી છે.—શાલોપયોગીના

હેતુથી નીચલાં ધોરણોમાં જોઈતી મુખ્ય બાબતો મોટા અક્ષર (ટાઈપ)માં રાખી છે; માત્ર રૂપાખ્યાન ન્હાના અક્ષર (ટાઈપ)માં છે. એ સિવાયની બાબતો—અક્ષરવિચારનું વિશેષ વર્ણન, સંધિ, વિભક્તિના વિશેષ અર્થ, કૃદંત અને કાળના વિવિધ ઉપયોગ, સમાસ અને વાક્યવિચાર વગેરે ન્હાના અક્ષરમાં છે તે ઉપલાં ધોરણોને માટે. દરેક વિષય પૂરો થતાં, તેને લગતી પદચ્છેદ સંબંધી સૂચનાઓ તેની નીચેજ આપી છે, અને વિભક્તિ, કૃદંત ને કાળના વિવિધ અર્થ ને ઉપયોગ તેના પાઠમાંજ લીધા છે; એવા વિચારથી કે વિદ્યાર્થીઓ સાથે સાથે તે વાંચે, કે શિક્ષક તેઓનું ધ્યાન ખેંચે, તો વિશેષ લાભ થાય.

શબ્દવ્યુત્પત્તિને માટે રા૦ નવલરામજીનો વ્યુત્પત્તિપાઠ, અને રા૦ મહિપતરામજીનો વ્યુત્પત્તિપ્રકાશ, એ યોગ્ય સાધનો છે; અને એકલા ધાતુ ને તેના સાધિત-શબ્દનો સમૂહ જાણવાથી એ જ્ઞાન થતું નથી, માટે તે ભાગ વિસ્તારથી લીધો નથી.

પદચ્છેદને લગતી જે જે સૂચના ને ચેતવણી આપેલી છે તે સિદ્ધ થાય. તેવાં વાક્યો દરેક વિષયને છેડે આપેલા મનોયત્નમાં લીધાં છે, તે તરફ વિદ્યાર્થીનું ધ્યાન ખેંચવામાં આવે તો પાછળથી પદચ્છેદ કરવામાં ઘણું સરળ થઈ પડે.—ટૂંકાણમાં અંગ્રેજી–ગુજરાતી (ઍન્ગ્લો-વર્નાક્યુલર) નિશાળોને માટે સરળ ભાષામાં અને નિયમિત ગોઠવણીવાળું વ્યાકરણ હોવું જોઇએ, તેવું અનુકૂળ વ્યાકરણ આ થાય, એ આ પુસ્તક રચવામાં મુખ્ય ઉદ્દેશ છે; અને, તે કેટલે દરજ્જે પાર પડયો છે તે જોવું એ ઉત્સાહી વિદ્વાનવર્ગનું કામ છે; એટલે પૂર્ણ આશા છે કે ન્યૂનતા વિષે તથા વિરૂદ્ધપણા વિષેની યોગ્ય સૂચના આપી. કર્તાને ઉપકૃત કરશો. (૧૮૮૯).

બીજી આવૃત્તિ—કેટલાએક મારા સ્વભાષાહિતેચ્છુ અધિકારી વિદ્વાનોની તેમના અમૂલ્ય અભિપ્રાયમાં કરેલી સૂચનાથી, યોગ્ય વધારો કિઞ્ચિત્ સુધારા સાથે કર્યો છે; જેથી મૅટ્રિક્યુલેસન અને યુનિવર્સિટી સ્કૂલ ફ્રાયનલના ઉમેદવારો, તેમજ ટ્રેનિંગ કૉલેજના વિદ્યાર્થીઓને માટે પૂરતો વ્યાકરણવિષય આવી રહે.

ત્રીજી આવૃત્તિ—વધારે અનુકૂળતાને માટે કોઇ કોઈ નિયમો તે ને

તેજ રૂપમાં ઠામફેર કર્યા છે. કોઈક ઠેકાણે જોઈતો વધારો કર્યો છે. વાક્યવિચાર સંબંધી ઉપયોગી મૂળ બાબતો, તેમાં પ્રવેશ થવાને ટૂંકાણમાં થોડીક આપી છે. (૧૮૯૫).

ચોથી આવૃત્તિ—ઉત્તરોત્તર બીજી ને ત્રીજી આવૃત્તિ. આવશ્યકતાનો સમય નજીક આવી જવાથી, ઉતાવળમાં કઢાવવી પડેલી; અને તેથી શુદ્ધિવૃદ્ધિ સંબંધી પ્રસંગે મળેલી તમામ સૂચનાઓ ઉપર પૂરતો લક્ષ અપાયલો નહિ. એને માટે આ આવૃત્તિ કાઢતાં પહેલાં. પૂરતો સમય લઈ, લક્ષપૂર્વક, યોગ્ય સ્થળે સુધારો વધારો એવી રીતનો કરવામાં આવ્યો છે કે એક 'મૂળતત્ત્વ' જેવા વ્યાકરણના ગ્રંથમાં જોઈતી ઘણીખરી બાબતો આવી રહે.

પાંચમી આવૃત્તિ—ચોથી આવૃત્તિમાં પૂરતો વ્યાકરણવિષય આવી જવાથી, તેમજ શાલોપયોગી તરીકે વપરાતું હોવાને લીધે, પુસ્તકને નિરર્થક મ્હોટું ન થવા દેતાં, સ્થળે સ્થળે કિઞ્ચિત્ કિઞ્ચિત્ ઘટતી શુદ્ધિવૃદ્ધિ કરી છે. છઠ્ઠી આવૃત્તિ—આ આવૃત્તિમાં કોઈ કોઈ સ્થળે કંઈ વિશેષ દાખલાઓ ઉમેરાયા છે તથા વાક્યરચના જરા સરળ કરવામાં આવી છે; એ સિવાય કંઈ ખાસ સુધારોવધારો થયો નથી. (૧૯૦૬.) સાતમી આવૃત્તિ—આ આવૃત્તિમાં, વિશેષ વધારાની આવશ્યક્તા ન જણાવાથી, માત્ર સમાસ અને પિઙ્ગળને લગતી કંઈ કંઈ જોઇતી બાબતો ઉમેરી છે. આઠમી આવૃત્તિ—આ આવૃત્તિમાં, પૂર્વ આવૃત્તિ ઘણે અંશે જોઈતી બાબતોથી પૂર્ણ હોવાને લીધે, ખાસ શુદ્ધિવૃદ્ધિ કરવામાં આવી નથી. (૧૯૧૦). નવમી આવૃત્તિ—આ આવૃત્તિમાં માત્ર સમાસ પિઙ્ગળ વગેરેમાં દાખલા જેવી કંઈ કંઈ બાબતો કિઞ્ચિત્ ઉમેરી છે. (૧૯૧૩). દશમી આવૃતિમાં—આ આવૃત્તિમાં કંઇ ખાસ વધારા જેવું થયું નથી. વિશેષ અનુકૂળતાને માટે કંઇક ક્રમફેર થયો છે. (૨૯૧૭). અગીઆરમી આવૃત્તિ—આ આવૃત્તિ પૂર્વવતજ રહી છે. કોઈ કોઈ વાક્યસરળતા સિવાય કંઇ ખાસ શુદ્ધિવૃદ્ધિ થઇ નથી. (૧૯૧૯).

વ્યાકરણવિષય, સાત આઠ આવૃત્તિ થતાં સવાગણા ઉપરાન્ત વધી ગયલો; જે વખતે કિમ્મત વધારવાની હતી, છતાં નહિ વધારેલી. પણ

હવે નિરૂપાયે, ૮ આનાના ૧૦ આના કરવા પડ્યા છે.

બારમી આવૃત્તિ—આ આવૃતિમાં, નીચલાં ધોરણોની માગણી પરથી, આઠે વર્ગના શબ્દોની વ્યાખ્યાની નીચે, વાક્યમાં શબ્દસંબંધ, વાક્યસાધન, તથા પ્રાથમિક સાદું વાક્યપૃથક્કરણ, એટલી બાબતો વધારી છે. તેમજ છેડે પરિશિષ્ટમાં જોડણી, લેખનપદ્ધતિ વગેરેમાં સામાન્ય ચાલુ જાળવવાના નિયમો થોડા વધાર્યા છે. (૧૯૨૪).

તેરમી આવૃત્તિ—આ આ આવૃત્તિ સહજ વૃદ્ધિસહિત પૂર્વવતજ રહી છે.

આ આવૃત્તિનું શુદ્ધિ-વૃદ્ધિ-કાર્ય સંપૂર્ણ અંશે હાલના આઇ પી. મિશન હાઇસ્કૂલ સુરતના ગુજરાતી શિક્ષક રા **બાલકૃષ્ણ અમૃતલાલ શુક્લ.** એ ગુરૂભક્તિના ભાવથી પ્રેરાઇ કર્યું છે.

શિક્ષણસૂચના—ઍન્ગ્લો વર્નાક્યુલરના ૧લા ધોરણને માટે નિયમ—૧-૨૯, ૩૧-૩૪, ૩૮-૬૨, ૬૮-૭૮, ૮૭-૯૩, ૯૫-૧૨૦, ૧૨૨-૧૨૫, ૧૩૯-૧૪૯. આમાંની મ્હોટા ટાઇપમાં આપેલી બાબતો-માંથી ધોરણમાં જોઇએ તે તે બાબતોનું જ્ઞાન આપવામાં આવે તો બસ થાય. ૨ જા ધોરણને, ઉપલા નિયમોની વિશેષ બાબતો, શબ્દના વર્ગોના વિભાગ, તેમજ મિશ્રકાળ (૧૨૬-૧૩૦) નું પાકું જ્ઞાન થવું જોઇએ જેથી પાઠમાળામાં સ્હેલથી પ્રવેશ થાય. ૩જા ધોરણમાં સંપૂર્ણ પદચ્છેદ જોઇએ; માટે શબ્દવિચાર, પદચ્છેદની સૂચનાઓ, તેમજ અવ્યય, પદચ્છેદની રીત ને નમુના, અને વિરામચિહ્નસહિત, (૧૬૭ સુધી) પૂરો કરવો. ૪થા ધોરણમાં એની સાથે અક્ષરવિચાર સંધિસહિત, પૂરો, સંપૂર્ણ રૂપાખ્યાન (સંયુક્તક્રિયાપદ સાથે). ૫ મામાં વિભક્તિ કૃદંત, તથા કાળના ઉપયોગ વગેરે વિશેષ બાબતોનું પાકું જ્ઞાન, (સમાસમાં કંઇક પ્રવેશ), અને વાક્યવિચાર પૂરો. ૬ઠ્ઠામાં વ્યુત્પત્તિને માટે, શબ્દ-સાધન-પદભંજન, ઉપસર્ગ-પ્રત્યય સિદ્ધસાધિત શબ્દો, તથા સમાસનું પાકું જ્ઞાન, અને કવિતાવિચાર. આમાં પ્રત્યેક ધોરણની અનુકૂળતાને માટે વત્તું ઓછું કરવું એ શિક્ષકવર્ગના ઉપર આધાર રાખે છે.

રાંદેર અંગ્રેજીમહોલ્લો.
એપ્રીલ, સને ૧૯૨૪.

**ભ૦ શિ૦ ભટ્ટ.**

# અનુક્રમણિકા.

૧૫૭૮૧

# ગુજરાતી વ્યાકરણનાં મૂળતત્વ.

**૧. ભાષા**—જેવડે માણસ બોલીને કે લખીને પોતાના વિચાર એકબીજાને જણાવે છે તે.

**૨.** ભાષા બે પ્રકારની હોય છેઃ—**બોલેલી ને લખેલી.**

ભાષા એ શબ્દ સંસ્કૃત **ભાષ્**=બોલવું એ ઉપરથી નીકળેલો છે. શરૂઆતમાં માણસ બોલીનેજ પોતાના વિચાર જણાવતા. પણ પાછળથી અક્ષરને લખવાનાં ચિહ્ન ( નિશાનીઓ ) શોધી કાઢવામાં આવ્યાં. ત્યાર પછી લખેલીને માટે પણ સાધારણ રીતે ભાષા એજ શબ્દ ચાલ્યો.

મૂળ સંસ્કૃત* ભાષા. તે ઉપરથી પ્રાકૃત દ્વારા દેશી ભાષાઓ થઈ જુદા જુદા ભાગમાં બોલાવા લાગી; એટલે તે તે ભાગનાં નામ ઉપરથી તેનાં જુદાં જુદાં નામ પડયાંઃ—ગુજરાતમાં બોલાતી તે **ગુજરાતી**; મહારાષ્ટ્ર કે દક્ષિણમાં બોલાતી તે મરાઠી કે દક્ષણી; બંગાળાની તે બંગાળી વ૦. ગુર્જરો મૂળ પંજાબ તરફથી આવી આ દેશમાં વસ્યા, અને આપણો દેશ જેનું અસલ નામ લાટ દેશ હતું તે બદલાઇને ગુર્જરોનાં નામ ઉપરથી (ગુર્જરત્રા) ગુજરાત કહેવાયો, અને અહિં બોલાતી ભાષા તે **ગુજરાતી ભાષા** કહેવાઇ. **ગુજરાતી**માં ઘણા શુદ્ધ સંસ્કૃત ને અપભ્રષ્ટ શબ્દો તેમજ અહિંના વતનીઓના ખાસ શબ્દો છે. પછીથી ફારસી, અરબી, અંગ્રેજી વ૦ આવ્યા.

**૩. વ્યાકરણ**[1]—શુદ્ધ બોલવાના તથા લખવાના નિયમ વિષેનું શાસ્ત્ર. ભાષાના નિયમનું પુસ્તક પણ **વ્યાકરણ** કહેવાય. ભાષાનું સારૂં જ્ઞાન મેળવવા તેના વ્યાકરણનું જ્ઞાન જરૂરનું છે.

વ્યાકરણ ૩ પ્રકારનાં હોય=**સાન્વય, સાધારણ, અસાધારણ.**

૧. **સાન્વય વ્યા૦**—જુદી જુદી ભાષાઓનું મળતાપણું અને જુદાપણું બતાવે એવા નિયમ જેમાં આપેલા હોય તે. ૨. **સાધારણ વ્યા૦**—બધી ભાષાઓને સરખી રીતે લાગુ પડે એવા નિયમ જેમાં આપેલા હોય તે. **૩. અસાધારણ વ્યા૦**—એક અમુક ભાષાના નિયમ જેમાં આપેલા હોય તે. માટે આ ગુજરાતી ભાષાનું વ્યાકરણ ‘ અસાધારણ વ્યાકરણ ’ કહેવાય.

---

*મૂળ તો વૈદિક સંસ્કૃત, પછી વેદના **અર્થ** જાણવાને, સંસ્કૃત વ્યાકરણો, અને ટીકાગ્રંથો લખાયા. પછી બૌધ ધર્મ ફેલાવતાં, પ્રાકૃત ભાષાઓનાં પણ વ્યાકરણ લખાવા માંડયા હશે. તેમાં પહેલી માગધી પ્રાકૃત ભાષા ગણાઇ. એ માગધીમાં ગુજરાતીનું મૂળ નથી. પણ **હેમચંદ્રે** પછી પ્રાકૃત વ્યાકરણ લખ્યું તેમાં **અપભ્રંશ ભાષા** નામનો એક ભાગ લખ્યો, તેમાં ગુજરાતીનું મૂળ દેખાય છે.

૧ વ્યાકરણ=( व्याक्रियन्त शब्दाः अनेनेति व्याकरणं )—वि + आ + करण—वि વિશેષતાદર્શક, ને आ મર્યાદાદર્શક ઉપસર્ગ ; અને करण-સં. कृ=કરવું ઉપરથી કૃદંત-કરનાર—ભાષાના નિયમ વિષે વિશેષ હદ શોધી દેખાડનાર શાસ્ત્ર.

પ્રત્યેક ભાષાનું મુખ્ય સાધન અક્ષર છે.

૪. **અક્ષર**—માણસના વાણીસ્થાનથી ઉત્પન્ન થતાં મૂળ સ્પષ્ટ ઉચ્ચારણ તે અક્ષર. એને લખી બતાવવામાં ચિહ્નને સુદ્ધાં **અક્ષર**[1] કહે છે. એને **વર્ણ**[2] કહેવા એ વધારે યોગ્ય છે.

૫. અક્ષરથી શબ્દ બને છે.

૬. **શબ્દ**—એક કે વધારે અક્ષર મળ્યાથી કંઈ અર્થ સમજાય તે.

૭. શબ્દવડે વાક્ય બને છે.

૮. **વાક્ય**—એક કે વધારે શબ્દો મળ્યાથી માણસના મનનો કંઈ પૂર્ણ વિચાર સમજાય તો તેને વાક્ય કહેવું.

૯. આ પ્રમાણે ભાષામાં અક્ષર, શબ્દ ને વાક્ય એ ત્રણ મુખ્ય છે; તે ઉપરથી વ્યાકરણના ત્રણ મ્હોટા ભાગ થઈ શકે—**અક્ષરવિચાર (વિન્યાસ**[3]**); શબ્દવિચાર, વાક્યવિચાર.** કોઈ વૈયાકરણો **કવિતા-વિચારને** એક ચોથો ભાગ ગણે છે.

૧૦. **અક્ષરવિચાર**—અક્ષર કેટલા છે, તે કેવી રીતે બોલાય લખાય છે, તથા જુદે જુદે ધોરણે તેના કેવી રીતના ભાગ થઈ શકે છે, એ સર્વનો વિચાર જે ભાગમાં આપેલો હોય તે.

૧૧. **શબ્દવિચાર**—શબ્દના કેટલા વર્ગ પડે છે તથા તેનાં કેવી રીતે રૂપાખ્યાન ઇત્યાદિ થાય છે એ સર્વનો વિચાર જેમાં આવે તે. (શબ્દસાધન ને પદભંજન પણ એમાં આવે.)

૧૨. **વાક્યવિચાર**—વાક્યમાં જુદે જુદે અર્થે શબ્દો કેવી રીતે ગોઠવવા તથા તેના અન્વય[4] અધિકાર[5] વગેરેનો વિચાર જે ભાગમાં આવે તે કવિતાવિચાર–કવિતાની રચના વગેરેનો વિચાર જે ભાગમાં ચલાવેલો હોય **તે કવિતાવિચાર કે કાવ્યવિન્યાસ; એને પિઙ્ગળ, પદ્યબંધ, કાવ્ય શાસ્ત્ર કે છંદશાસ્ત્ર પણ કહે છે.**

---

૧. અક્ષર ( સં. अस्=વ્યાપવું ) સઘળે (ભાષામાં) વ્યાપક તે.

૨. વર્ણ ( સં वर्ण=રંગવું ) આકૃતિ પામેલા—આથી લખવાનાં ચિહ્ન તે વર્ણ.

૩. વિન્યાસ ( वि + नि + अस्=રહેવું ) વિચારયુક્ત ગોઠવણી.

૪. અન્વય ( अनु=પછી+अय–इ=જવું ). પાછળ જવું. કોને કોની સાથે કેવો સંબંધ તે ૫. અધિકાર ( अधि=ઉપર, कार—कृ=કરવું ) સત્તા–વાક્યમાં સત્તા.

## અક્ષરવિચાર.

**૧૩.** અક્ષરના પ્રકાર બે છે—**મૂળાક્ષર** ને **જોડાક્ષર.**

**૧૪.** **મૂળાક્ષર**—મૂળ અક્ષર જેની સાથે કોઈ બીજો અક્ષર મળેલો ન હોય તે. મૂળાક્ષરને સાધારણ રીતે અક્ષર પણ કહે છે.

આ મૂળ અક્ષરના સમૂહને પણ **મૂળાક્ષર** કહે છે. એને **અક્ષર-માળા** એવું નામ આપી શકાય. એના પહેલા અક્ષરના નામ ઉપરથી એને કક્કો પણ કહે છે.

લખવાનાં ચિહ્નોનો સમૂહ તે પણ **મૂળાક્ષર** કે **અક્ષર**; અને એને **વર્ણમાળા** કહેવાય. ગુજરાતીમાં જે મૂળાક્ષર છે તે સંસ્કૃત મૂળાક્ષરમાં કંઇકંઈ ફેરફાર થઇને બનેલા છે.

**૧૫.** ગુજરાતી ભાષા લખવામાં બે **લિપિ** (લખવાની રીતિ) ચાલે છે—**ગુજરાતી** અને **બાળબોધ** કે દેવનગરી.

**૧૬.** ગુજરાતીમાં સાધારણ રીતે મૂળાક્ષર ૪૮* ગણાય છે.

### ગુજરાતી મૂળાક્ષર.

ક ખ ગ ઘ ઙ, ચ છ જ ઝ ઞ, ટ ઠ ડ ઢ ણ, ત થ દ ધ ન, પ ફ બ ભ મ, ય ર લ વ ળ, હ શ ષ સ, ક્ષ, જ્ઞ.

અ આ ઇ ઈ ઉ ઊ એ ઐ ઓ ઔ અં અઃ

### બાળબોધ મૂળાક્ષર.

**क ख ग घ ङ, च छ ज झ ञ, ट ठ ड ढ ण, त थ द ध न, प फ ब भ म, य र ल व ळ, ह श ष स, क्ष, ज्ञ.**

**अ आ इ ई उ ऊ ए ऐ ओ औ अं अः**

આ **૪૮માંથી क्ष.** ને **ज्ञ,** બે જોડાક્ષર અને **અં,** ને **અઃ** એ ચાર (આગળ સ્વર અને વ્યંજનના પાઠમાં બતાવીશું તે પ્રમાણે) કાઢી નાંખીએ, અને ઋ સ્વર ઉમેરીએ તો ખરા મૂળાક્ષર **૪૫** થાય.

**૧૭.** મૂળાક્ષરના ભેદ બે છે—**સ્વર** અને **વ્યંજન.**

---

*અસલ ૩૬ વ્યંજન ને ૧૨ સ્વર મળી ૪૮ મૂળાક્ષર ગણતા, અને પહેલો કક્કો શિખવી, પછી સ્વર શિખવતા.

## સ્વર.

૧૮. **સ્વર**—જેનો ઉચ્ચાર બીજાની મદદ વિના સ્પષ્ટ થાય છે, અને ગમે એટલો લંબાવ્યો હોય તો એકસરખોજ રહે છે તે. સાધારણ રીતે ૧૨ સ્વર ગણે છે અને 'ઋ' *ઉમેરીએ એટલે ૧૩ થાય, પણ તેમાંથી 'અં' ને 'અઃ' એને આગળ બતાવ્યા પ્રમાણે જુદા સ્વર તરીકે ન લઇએ, એટલે ખરા સ્વર ગુજરાતીમાં **૧૧** ગણાય.

**અ, આ, ઇ, ઈ, ઋ, ઉ, ઊ, એ, ઐ, ઓ, ઔ.**

સંસ્કૃતમાં ૧૪ **સ્વર** છે—अ, आ, इ, ई, (ऋ, ॠ. ऌ, ॡ,) उ, ऊ, ए. ऐ, ओ. औ,—અને अं, अ: મળી ૧૬† થાય—પણ તેમાં ॠ. ऌ, ॡ. ગુજરાતીમાં વપરાતા નથી (ॡનો વાપર સંસ્કૃતમાંએ નથી); તેમ 'अं, अः' જુદા સ્વર ગણાય નહિ, એટલે ખરા સ્વર ૧૧ થાય.

૧૯. '**અં** ને **અઃ**' ‡ એને જુદા સ્વરમાં નહિ ગણાય, કારણ કે **અનુસ્વાર** અને **વિસર્ગ**નાં રૂપ દેખાડવાને તેની નિશાનીઓ '**અ**' ને લગાડી જુદા સ્વર જેવા બતાવેલા છે.

૨૦. **અનુસ્વાર**—અનુનાસિક (નાકમાંથી થતો) ઉચ્ચાર બતાવવાને સ્વરને માથે જે બિન્દુ (ं) મૂકવામાં આવે છે તે.

૨૧. **વિસર્ગ** [1]—કોઈ સ્વરની આગળ હકાર જેવો થડકવાળો ઉચ્ચાર બતાવવાને જે બે બિન્દુઓ (:) લખવામાં આવે છે તે.

## સ્વરોના વિભાગ.

૨૨. સ્વરના વિભાગ ત્રણ છેઃ—**હ્રસ્વ, દીર્ઘ, સંધિસ્વર.**

૧. **હ્રસ્વસ્વર**—જે બોલવામાં ટૂંકા છે તેઃ—**અ, ઇ, ઉ, ઋ,**

---

*મૂળ ગુજરાતીમાં **ઋ** ને બદલે રૂ વાપરતા તેથી એને સ્વરમાં ગણ્યો ન હોય પણ **પૃથ્વી, અમૃત, વૃત્ત, ઋષિ, ઋતુ** આવા શુદ્ધ સંસ્કૃત શબ્દો વાંચતાં, એમાં **ઋ** સ્વર છે એનું ભાન થવાને એને મૂળથી સ્વરમાં લીધો છે.

†આ ૧૬ સ્વર અને ૩૬ વ્યંજન એમ ગણી અસલના કવિઓએ ભાષાને '(૫૨) બાવનનો વિસ્તાર' એમ કહેલું છે.

‡અનુસ્વાર અને વિસર્ગ કોઈ પણ સ્વરની સાથે આવે જેમકેઃ—**આંક, ઈંધ, ઊંઘ, દુઃખ** ઈ૦. માટે અં, અઃ એ જુદા સ્વર ગણાય નહિ.

૧ વિસર્ગ (वि+सृज्=છોડવું–ફેંકવું) વિશેષે મ્હોંમાંથી છોડેલો—એકદમ કાઢેલો ઉચ્ચાર

આ ચાર હ્રસ્વસ્વર છે. એને **મૂળસ્વર** ગણેલા છે. (કારણ કે બીજા સ્વરો એ ઉપરથી થયલા છે). કવિતામાં એની એક માત્રા ગણાય છે અને એને લઘુ કહે છે.

૨. **દીર્ઘસ્વર**—જે બોલવામાં લાંબા છે તે:—**આ**, **ઈ**, **ઊ**, આ ત્રણ દીર્ઘસ્વર છે. એને બોલતાં હ્રસ્વસ્વર કરતાં બેવડો વખત જોઇએ છે, કારણ કે એ હ્રસ્વસ્વરને બેવડાવ્યાથી થાય છે:—**અ+અ=આ**, ઇ+ઇ=ઈ, ઉ+ઉ=ઊ. કવિતામાં એની બે માત્રા ગણાય છે, અને એને ગુરૂ કહે છે.

૩. **સંધિસ્વર**—કોઇ બે અસવર્ણ સ્વર મળીને એક નવો સ્વર થયલો તે:—**એ**, **ઐ**, **ઓ**, **ઔ**. એને બોલતાં પણ હ્રસ્વ કરતાં બેવડો વખત જોઈએ; તો પણ બે વિજાતીય સ્વર મળીને નવાં રૂપ થયલાં, માટે એને દીર્ઘ ન કહેતાં, સંધિસ્વર કહે છે (સંધિપ્રકરણ જોવું). જેમકે **અ+ઇ=એ**, **અ+એ=ઐ**, **અ+ઉ=ઓ**, **અ+ઓ=ઔ**. કવિતામાં એની પણ બે માત્રા લેવાય છે, અને એને ગુરૂમાંજ ગણે છે.

૪. **પ્લુત**.—ગાતાં, રોતાં, પોકારતાં, બે કરતાં વધારે માત્રા થાય એવી રીતે સ્વરને લંબાવવામાં આવે તેવા લાંબા ઉચ્ચારને **પ્લુત** કહે છે.

## સવર્ણ અને અસવર્ણ (સ્વર) અક્ષર.

**૨૩. સવર્ણ અક્ષર**—એકજ સ્થાનથી બોલાતા (સ્વરો) અક્ષરો અરસપરસ **સવર્ણ** કે **સજાતીય** કહેવાય.

**૨૪. અસવર્ણ અક્ષર**—જુદા જુદા સ્થાનના અક્ષરો અરસપરસ **અસવર્ણ** કે **વિજાતીય**કહેવાય:—જેમકે આગળ, સ્થાનના કોષ્ટકમાં (પાનું૧૧મું) આડી લીટીમાંના બધા અક્ષરો એકબીજાના સવર્ણ છે; પણ ઉભી લીટીમાંના, એકબીજાના અસવર્ણ કહેવાય.

## વ્યંજન.

**૨૫. વ્યંજન**[1]—જેનો ઉચ્ચાર સ્વરની સ્હાયતા વિના સ્પષ્ટ થતો નથી તે. ગુજરાતીમાં (ક્ષ અને જ્ઞ, એને જોડાક્ષર ગણી કાઢી નાખતાં) બરા વ્યંજન ૩૪*છે.

---

૧ વ્યંજન ( वि+अंज्=આંજવુ, દેખાડવું ) અથવા व्यंगः=ખોડેલો.

* ગુજરાતીમાં ङ અને ञ બિલકુલ વપરાતા નથી; પણ સંસ્કૃતનો ભાગ **સંધિપ્રકરણ** સામેલ થવાથી મૂળ વ્યંજનમાં એને લેવા જરૂરના છે. ङ ને ञ તેમજ ણ ને ળ—એટલા અક્ષરો શબ્દની આદિએ આવતા નથી.

ક્ષ, જ્ઞ, એના ભાગ (અંગ) જુદા જુદા ન જણાવાથી એ મૂળ વ્યંજનમાં ગણાઈ જાય, તેથી સાધારણ રીતે ૩૬ વ્યંજન ગણે છે; પણ ખરૂં જોતાં એને જોડાક્ષરમાં ગણવા. કારણ કે 'ક' ને 'ષ' મળીને 'ક્ષ' થયલો છે, અને 'જ' ને 'ઞ' મળીને 'જ્ઞ' થયલો છે.

ગુજરાતી વ્યંજન—ક્, ખ્, ગ્, ઘ્, ઙ્, ચ્, છ્, જ્, ઝ્, ઞ્, ટ્, ઠ્, ડ્, ઢ્, ણ્, ત્, થ્, દ્, ધ્, ન્, પ્, ફ્, બ્, ભ્, મ્, ય્, ર્, લ્, વ્, શ્, ષ્, સ્, હ્, ળ્.†

બાળબોધ વ્યંજન.—क्, ख्, ग्, घ्, ङ्, च्, छ्, ज्, झ्, ञ्, ट्, ठ्, ड्, ढ्, ण्, त्, थ्, द्, ध्, न्, प्, फ्, ब्, भ्, म्, य्, र्, ल्, व्, श्, ष्, स्, ह्, ळ्.

૨૬. **'અ' અનુષંગી**[1]—કોઈપણ વ્યંજનનો ઉચ્ચાર કરતાં છેડે જે '**અ**' સંભળાય છે તેને 'અ' અનુષંગી (સાથે ભળેલો) એવી સંજ્ઞા આપેલી છે. કેવળ વ્યંજન બોલાય નહિ, પણ ઉપર લિપિમાં બતાવ્યા પ્રમાણે લખી દેખાડાય ખરા.

૨૭ **હલચિહ્ન** અથવા **વ્યંજનચિહ્ન**—કોઈપણ વ્યંજનમાં 'અ' અનુષંગી ભળેલો નથી એટલે ખરો વ્યંજન છે એમ દેખાડવું હોય, તો ્ આવું ચિહ્ન કરી ખોડીએ છીએ, તેને હલ કે વ્યંજન ચિહ્ન કહે છે.

## મૂળાક્ષરોનાં વાણીસ્થાન.

૨૮. **વાણીસ્થાન**—મ્હોનાં જે જુદાંજુદાં ઉચ્ચારસ્થાનને સ્પર્શ થવાથી મૂળાક્ષરોના સ્પષ્ટ ઉચ્ચાર થાય છે તેને વાણીસ્થાન કહે છે. મુખ્ય વાણીસ્થાન ૫ છે—**કંઠ**, **તાલુ** (તાળવું), **મુર્દ્ધા** (મ્હોંમાં ઉપર તાળવાની સાથેનો ભાગ), **દંત** (દાંત), અને **ઓષ્ઠ** (હોઠ).

૨૯. ક થી મ સુધી પહેલા પચ્ચીશ વ્યંજન અનુક્રમે એક એક સ્થાનમાં પાંચ પાંચ આવે છે; એને **સવર્ગીય** કહે છે.

| | |
|---|---|
| **કંઠસ્થાની** કે કંઠય | (કવર્ગીય)—ક્, ખ્, ગ્, ઘ્, ઙ્. |
| **તાલુસ્થાની–તાલવ્ય** | (ચવર્ગીય)—ચ્, છ્, જ્, ઝ્, ઞ્. |
| **મુર્દ્ધાસ્થાની–મુર્દ્ધન્ય** | (ટવર્ગીય)—ટ્, ઠ્, ડ્, ઢ્, ણ્. |
| **દંતસ્થાની–દંત્ય** | (તવર્ગીય)—ત્, થ્, દ્, ધ્, ન્. |
| **ઓષ્ઠસ્થાની–ઓષ્ઠય** | (પવર્ગીય)—પ્, ફ્, બ્, ભ્, મ્. |

† સંસ્કૃતમાં ળ ઉચ્ચાર વેદમાં છે ખરો. ખરૂં જોતા એ લ નું કોમળ રૂપ છે.

૧. અનુષંગી ( अनु+संगी, अनु=पछी, संगी=सं=સાથે गम्=જવું ) સાથે જનાર, ––સાથે વળગી રહેનાર.

બાકીના નવ અવર્ગીય કહેવાય છે; કારણ કે તે પહેલા ૨૫ની પેઠે; અનુક્રમે વર્ગમાં નથી. તો પણ તેને નીચે પ્રમાણે વર્ગમાં લાવી શકાય જેમકે-કં૦-હ્; તા૦-ય્, શ્; મુ૦-ર્, ષ્, ળ્; દં૦-લ્, સ્; અને ઓ૦-વ્* ( દંતૌષ્ઠ્ય ).

સ્વર પણ મૂળાક્ષર એટલે નીચે પ્રમાણે સ્થાનમાં આવી શકે. મૂળ-સ્વર **અ, ઇ, ઋ,** ( લૃ[1], ઉ, અને દીર્ઘસ્વર એને લંબાવવાથી થયલા, માટે અનુક્રમે દરેક સ્થાનમાં અક્કેકો આવે. **કં૦**—અ, આ: **તા૦**—ઇ, ઈ: **મુ૦**—**ઋ (ૠ)**; **દં૦**—(લૃ, ૡ) **ઓ૦**—ઉ, ઊ; પણ સંધિસ્વર એ વિજાતીય સ્વર મળીને થયલા, તેથી તેના ભાગના સ્થાન ઉપરથી બબ્બે સ્થાનના કહેવાય:—**એ, ઐ, કંઠતાલવ્ય;** અને **ઓ, ઔ, કંઠૌષ્ઠ્ય.**

## સ્થાન પ્રમાણે મૂળાક્ષરોનું કોષ્ટક.

| | વ્યંજન. | સ્વર | |
|---|---|---|---|
| કંઠસ્થાની | —ક્, ખ્, ગ્, ઘ્, ઙ્, | હ્ અ, આ. | એ, ઐ (કંઠતાલવ્ય) |
| તાલુસ્થાની | —ચ્, છ્, જ્, ઝ્, ઞ્, | ય્, શ્ ઇ, ઈ. | |
| મુર્દ્ધાસ્થાની | —ટ્, ઠ્, ડ્, ઢ્, ણ્, | ળ્, ર્, ષ્ ઋ, | |
| દંતસ્થાની | —ત્, થ્, દ્, ધ્, ન્, | લ્, સ્, | ઓ, ઔ (કંઠૌષ્ઠ્ય) |
| ઓષ્ટસ્થાની | —પ્, ફ્, બ્, ભ્, મ્, | વ્, ઉ, ઊ. | |

## વ્યંજનના જુદે જુદે ધોરણે વિભાગ.

૩૦. ઉપર પ્રમાણે સ્થાનને ધોરણે વ્યંજનના પાંચ વિભાગ થાય છે. એ સિવાય ત્રણ જુદે જુદે ધોરણે વ્યંજનના બીજા ત્રણ પ્રકારના વિભાગ પડે છે.

(૧) સ્થાનના સ્પર્શને ધોરણે—**સ્પર્શ વ્યંજન** અને **અસ્પર્શવ્યંજન** એવા બે ભાગ પડે—

**સ્પર્શવ્યંજન**[૧]—જેનો ઉચ્ચાર થતાં વાણીસ્થાનને બરાબર સ્પર્શ થાય છે તે:—**ક** થી **મ** સુધી પહેલા પચ્ચીશ **સ્પર્શવ્યંજન** છે.

**અસ્પર્શવ્યંજન**—જેનો ઉચ્ચાર થતાં વાણીસ્થાનને બરાબર સ્પર્શ થતો **નથી** તે:—બાકીના નવ **ય, ર, લ, વ, ળ, શ, ષ, સ, હ** એટલા **અસ્પર્શ**

---

*** વ** નો ઉચ્ચાર ઘણે ભાગે ઉપલા દાંત નીચલા હોઠની સાથે અડકવાથી થાય છે. માટે એ **દંતૌષ્ઠ્ય. ૧.** સ્પર્શ=( स्पृश् અડકવું. )

છે; એના ઉચ્ચાર ઉપરથી બે વર્ગ પડે છે:—**અંતઃસ્થ**[૨] અને **ઉષ્મા.**[૩]

**અંતઃસ્થ**—કોઈ પણ સ્થાનને બરાબર સ્પર્શ થયા વિના તેના વચલા ભાગમાં જે બોલાય છે તે:—**ય, ર, લ, વ, ળ,** આ પાંચ અંતઃસ્થ છે. વળી એ વ્યંજન તથા સ્વરની વચ્ચે રહીને વ્યંજન છતાં સ્વરનું કંઈ લક્ષણ દેખાડે છે; માટે એને **અર્ધસ્વર** પણ કહે છે.

**ઉષ્મા**--સર્પના સુસવાટા જેવો જેનો ઉચ્ચાર થાય છે તેઃ—**શ, ષ, સ, હ,** એટલા ચાર ઉષ્મા છે,

(૨) કઠોર, કોમળ ઉચ્ચારને ધોરણે—બે વિભાગ પડે છે:--**અઘોષ** અને **ઘોષ.**

**અઘોષ**[૧]—જે છાતીપર દાબ રાખ્યા વગર બોલાય છે તે. આમાં દરેક સ્થાનના પહેલા બે વ્યંજન, અને ત્રણ ઉષ્મા આવે છે.--**ક, ચ, ટ, ત, પ; ખ, છ, ઠ, થ, ફ; શ, ષ, સ.** એને **કઠોર** કે **વિવાર** પણ કહે છે.

**ઘોષ**[૨]—જે છાતી પર દાબ રાખીને બોલાય છે તે. આમાં દરેક સ્થાનના છેલ્લા ત્રણ વ્યંજન, અને અંતઃસ્થ ને હ આવે છે—**ગ, જ, ડ, દ, બ; ઘ, ઝ, ઢ, ધ, ભ; ઙ, ઞ, ણ, ન, મ; ય, ર, લ, વ, ળ; હ.** એને **કોમળ** કે **સંવાર** પણ કહે છે.

(સ્વરો પણ ઘોષાક્ષરજ ગણાય છે.)

(૩) પ્રાણને ધોરણે—**અલ્પપ્રાણ, મહાપ્રાણ,** એવા બે વિભાગ પડે છે, અને જેનો નાકમાંથી ઉચ્ચાર થાય છે તેને **અનુનાસિક** કહે છે.

**અલ્પપ્રાણ**[૩]—જેને બોલતાં થોડો શ્વાસ ખેંચવો પડે છે તે. આમાં દરેક સ્થાનનો પહેલો ને ત્રીજો, અને અંતઃસ્થ આવે છે—**ક, ચ, ટ, ત, પ; ગ, જ, ડ, દ, બ; ય, ર, લ, વ, ળ.**

**મહાપ્રાણ**[૪]--જેને બોલતાં વધારે શ્વાસ ખેંચવો પડે છે તે. આમાં દરેક સ્થાનનો બીજો ને ચોથો, અને ઉષ્મા આવે છે—**ખ, છ, ઠ, થ, ફ; ઘ, ઝ, ઢ, ધ, ભ; શ, ષ, સ, હ.**

**અનુનાસિક**[૫]—જેને બોલતાં નાકમાંથી ઉચ્ચાર થાય છે તે. આમાં દરેક સ્થાનનો છેલ્લો અક્ષર આવે છે.—**ઙ, ઞ, ણ, ન, મ.**

---

૨. અંતઃસ્થ=( अंतः મધ્યે ને स्थ=सं. स्था=રહેવું ઉપરથી–રહેનાર. ) મધ્યે રહેનાર. ૩. ઉષ્મા=( उष् ઉકળવું, બળવું ) જોસવાળા, સુસવાટા જેવા.

૧ ( અ=નહિ, ઘોષ=રણકો )=જેમાં રણકો નહિ તે. ૨ ( ઘોષ=રણકો घुष् ધાતુ )=રણકાવાળો. ૩ ( અલ્પ=થોડો, પ્રાણ=શ્વાસ )=જેમાં થોડો શ્વાસ જોઇએ તે. ૪ મહા=ઘણો, પ્રાણ શ્વાસ=જેમાં ઘણો શ્વાસ જોઈએ તે. ૫ (અનુ =પછી, નાસિકા=નાક)=નાકમાંથી બોલાતા.

## સ્વરોનાં સંયુક્તચિહ્ન તથા પદ.

**૩૧. સ્વરનાં સંયુક્તચિહ્ન**—સ્વરોને કોઈ વ્યંજનની સાથે જોડવામાં આખા સ્વર ન જોડતાં તેને માટે જે નિશાનીઓ ઠરાવેલી છે તેને સ્વરોનાં સંયુક્તચિહ્ન ( કે સ્વરચિહ્ન ) કહે છે.

| સ્વર. | સં૦ ચિહ્ન—તેનાં નામ. | ઉદાહરણ – પદ |
|---|---|---|
| અ | .( જોડાય એટલે વ્યંજનચિહ્ન જતું રહે ) | ક્ + અ = ક |
| આ | ા કાનો ( કર્ણ ) | ક્ + આ= કા |
| ઇ | િ હ્રસ્વ ઈ કે પાછ કુંડાળી | ક્ + ઇ = કિ |
| ઈ* | ી દીર્ઘ ઈ કે અજ્જુ (આગલું ) | ક્ + ઈ = કી |
| ઋ | ૃ ઋકાર | ક્ + ઋ = કૃ |
| ઉ | ુ હ્રસ્વ ઉ કે વરડુ ( વળેલું ) | ક્ + ઉ = કુ |
| ઊ | ૂ દીર્ઘ ઊ કે નેત્ર | ક્ + ઊ = કૂ |
| એ | ે એક માત્ર | ક્ + એ = કે |
| ઐ | ૈ બે માત્ર | ક્ + ઐ = કૈ |
| ઓ | ો કાનો માત્ર | ક્ + ઓ= કો |
| ઔ | ૌ કાનો બે માત્ર | ક્ + ઔ= કૌ |

**૩૨. પદ**—કોઈ પણ વ્યંજનને સ્વરોનાં બધાં સંયુક્ત ચિહ્ન અનુક્રમે લગાડી બોલીએ લખીએ તો તે **પદ** કહેવાય. આવા પદમાંના દરેક સ્વરસહિત વ્યંજનને **પદ–અક્ષર**‡ કહેવો.

---

*'જ ને 'ી' જોડવી હોય તો 'જી' લખતા નથી, પણ 'જી' લખે છે; તેમજ 'ુ ૂ જોડતાં 'જુ જૂ' એમ 'જ'ની સાથે કાનો કાઢી જોડવાનો ચાલ પડી ગયો છે. 'ર' ને 'ૂ' જોડતાં 'રૂ' આવી રીતે લખે છે. અને 'ુ' જોડતાં પણ એજ રૂપ વાપરે છે. પણ દીર્ઘથી જુદો પાડવાને હ્રસ્વ 'રુ' આવી રીતે લખવો જોઈએ.

†બેઉ ઈ ને માટે **અજ્જુ** અને બેઉ ઉ ને **વરડુ** બોલવાનો ચાલ પડી ગયો છે. પણ હ્રસ્વ ઇ, દીર્ઘ ઈ, હ્રસ્વ ઉ, દીર્ઘ ઊ—એમ બોલવું વધારે ઉચિત દેખાય છે.

‡આવી રીતે થયલા પદમાંના પ્રત્યેક અક્ષરને, જોડાક્ષર એટલે સંયુક્ત વ્યંજન કે સંધિ–અક્ષરથી જુદો ઓળખવાને પદ–અક્ષર સંજ્ઞા અપાય.

શરૂઆતમાં '**ઋ**' ને સ્વરમાં નહિ ગણેલો, અને અં, અઃ એને જુદા સ્વર જેવા લઈ એ બાર સ્વરની નિશાનીઓ કોઇ વ્યંજનને લગાડતા, તેથી સાધારણ રીતે પદને **બારાખડી** ( બારાક્ષરી ) પણ કહે છે.

## જોડાક્ષર. (સંયુક્ત વ્યંજન).

**૩૩. જોડાક્ષર***—બે કે વધારે વ્યંજન એવી રીતે જોડાઈ જાય કે તેમની વચ્ચે કોઈ સ્વર રહેતો નથી, ત્યારે તેને જોડાક્ષર કહે છે. છેડે તો સ્વાભાવિક રીતે સ્વર હોય:—**ક્મ, ગ્ર,** ઈ૦. જોડાક્ષરમાં બે કે વધારે વ્યંજનજ જોડાયલા હોય છે, તેથી એને **સંયુક્ત વ્યંજન** એવું નામ આપવું વધારે યોગ્ય ગણાય.

**જોડાક્ષર લખવાની રીત**—પહેલા એક બે જેટલા હોય તેનો પહેલો અડધો ભાગ, અને છેલ્લો વ્યંજન તેના છેડાના સ્વરસહિત, એમ જોડીને લખાય :—**મહાત્મ્ય.**

જે વ્યંજનો એવા છે કે બીજાની સાથે જોડવાને તેનો સહેલથી ભાગ પડી શકે નહિ, તેમાંના કેટલાક એક એકને અડકતા લખાય છે:—જેમકે **ક્ક, ક્મ, ક્વ,** અથવા ક્‌વ વગેરે અથવા તો પહેલાને ખોડવાનો ચાલ છે ક્‌ક, ક્‌મ, ક્‌વ, ક્‌તવગેરે.

કોઈવાર પહેલાની નીચે બીજો લખાય છે—**ટ્ટ, ઠ્ઠ,** વગેરે.

**૩૪.** ર ને પૂર્વેના વ્યંજનની સાથે જોડવો હોય તો '-' આવી આડી લીટી કે '(‸)' આવું ચિહ્ન કરે છે તેને **રકાર** કહે છે :—**પ, બ, ભ**' એવા છેડે ઉભી લીટીવાળા અક્ષરની સાથે રકાર જોડવાને ખાંચામાં '-' આ ચિહ્ન કરે છે; જેવા કે **પ્ર, બ્ર. ભ્ર;** અને ટ, ઠ, આવા લીટી વગરના અક્ષરની સાથે **રકાર** જોડવાને નીચે '‸' આવું ચિહ્ન કરે છે:—જેમકે **ટ્ર, ઠ્ર.**

---

*પદ-અક્ષર, જોડાક્ષર અને સંધિ-અક્ષર, એ ત્રણેમાં બે મૂળાક્ષરો તો જોડાયલા. હવે જોડાક્ષરની વ્યાખ્યા ઉપરથી 'જોડવ્યંજન' એવો અર્થ સિદ્ધ ઠરી બેઠો એટલે આ ત્રણેમાં બે અક્ષર જોડાયલા છતાં એને 'જોડાક્ષર' એ સંજ્ઞા સામાન્ય રીતે અપાય નહિ; તેમજ એનો અરસપરસ ભેદ બતાવાય તો સારૂં. માટે 'યુક્તાક્ષર' એ સામાન્ય સંજ્ઞા રાખી. તેના પેટાવર્ગમાં—પદ—અક્ષર; જોડાક્ષર, (સંયુક્ત વ્યંજન) ને સંધિઅક્ષર લઈ એનો ભેદ ઠીક બતાવાય—જેમકે 'દ્‌+આ=દા' એ, પદ-અક્ષર, 'દ્‌+વ=દ્વ' એ સંયુક્ત વ્યંજન અને 'સદાચાર' એમાંનો 'દા'=ત્‌+આ, અને 'સદ્વચન' એમાંનો 'દ્વ'=(ત્‌+વ), આ બેઉ સંધિ-અક્ષર કહેવાય. (જોવું સંધિપ્રકરણ).

 

ર ને તેની પછીના વ્યંજનની સાથે જોડવો હોય તો તેની ઉપર " ' " આવું ચિહ્ન કરે છે તેને રેફ કહે છે:—જેમકે ર્મ, ર્ત ઇ૦

શ્ ને કોઈ વ્યંજનની સાથે જોડતાં સહેલાઇને માટે 'શ્' આવું રૂપ વાપરે છે—શ્ચ, શ્વ, શ્મ, શ્ર, શ્લ, ઇ૦

કેટલાક બે રીતે લખાય છે—ક્ર ક્રૅ, ક્ત કે ક્ત.

થોડાં બાળબોધરૂપ ચાલે છે. હ્મ, હ્ય, હ્મ, દ્ય, દ્ર, દ, શ્વ, ત્ત.

---

## મૂળાક્ષરોનું પૂર્ણ કોષ્ટક.

| | વ્યંજન. | | | | | | | | | સ્વર. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | સ્પર્શ. (સવર્ગીય). | | | | | અસ્પર્શ (અવ૦). | | | | | | |
| | અઘોષ. | | ઘોષ. | | | ઘોષ. | | | અઘોષ | ઘોષ. | | |
| | અલ્પપ્રાણ | મહાપ્રાણ | અલ્પપ્રાણ | મહાપ્રાણ | અનુનાસિક | અલ્પપ્રાણ | અંતઃસ્થ | મહાપ્રા. ઉષ્માં | | હ્રસ્વસ્વ૦ | દીર્ઘસ્વ૦ | સંધિસ્વ૦ |
| કંઠ્ય ... | ક | ખ | ગ | ઘ | ઙ | | | હ | | અ | આ | |
| તાલવ્ય ... | ચ | છ | જ | ઝ | ઞ | ય | | | શ | ઇ | ઈ | એ ઐ* |
| મૂર્દ્ધન્ય ... | ટ | ઠ | ડ | ઢ | ણ | ર, ળ | | | ષ | ઋ | | |
| દંત્ય ... | ત | થ | દ | ધ | ન | લ | | | સ | | | |
| ઓષ્ઠ્ય ... | પ | ફ | બ | ભ | મ | વ† | | | | ઉ | ઊ | ઓ ઔ‡ |

* 'વ' દંતૌષ્ઠ્ય. † 'એ' 'ઐ' કંઠતાલવ્ય. ‡ 'ઓ' 'ઔ' કંઠૌષ્ઠ્ય.

## સ્વરના ગુણ તથા વૃદ્ધિ.

૩૫. શબ્દના અર્થમાં ફેરફાર થતાં, તેમાં આવેલા સ્વરરૂપનું રૂપ બદલાય છે, એ સ્વરના રૂપનું બદલાવું તેને સ્વરના **ગુણ** તથા **વૃદ્ધિ** કહે છે.

ગુણ તથા વૃદ્ધિ મૂળસ્વરનેજ હોય છે—**અ** નો ગુણ નથી, પણ વૃદ્ધિ **આ** થાય છે; **ઇ** નો ગુણ **એ** અને વૃદ્ધિ **ઐ**; ઉ નો ગુણ **ઓ** અને વૃદ્ધિ **ઔ**; અને **ઋ** નો ગુણ **અર્** ને વૃદ્ધિ **આર્**.

| મૂળસ્વર | ગુણ | વૃદ્ધિ | ઉદાહરણ—ગુણ | વૃદ્ધિ. |
|---|---|---|---|---|
| અ | ... | આ | જનક—... | જાનકી |
| ઈ | એ | ઐ | વિદ્ —વેદ | વૈદિક |
| ઉ | ઓ | ઔ | બુધ્ —બોધ | બૌધ |
| ઋ | અર્ | આર્ | મૃ —મર | માર |

---

## સંધિપ્રકરણ.

૩૬. **સંધિ**[૧]- બે અક્ષર પાસે પાસે આવી એવી રીતે મળી જાય, કે તેના મેળાપથી નવું રૂપ થાય, ત્યારે તેને સંધિ કહે છે.

સંધિપ્રકરણ એ સંસ્કૃત વ્યાકરણનો ભાગ છે. સંસ્કૃતમાં તો સંધિના નિયમ પ્રમાણે વાક્યમાં હરકોઈ શબ્દ બીજા શબ્દની સાથે જોડાઈ શકે. પણ ગુજરાતીમાં તે પ્રમાણે થાય નહિ. ગુજરાતી થઇ ગયલા શબ્દોને પણ આ નિયમ લાગુ પાડી ન શકાય. તો પણ ઘણા ખરા શુદ્ધ સંસ્કૃત શબ્દોનું સંધિકાર્ય કરવામાં તેમજ સંધિવાળા શબ્દોને જુદા પાડવાને એના નિયમ જરૂરના છે.

૩૭ સંધિના પ્રકાર ૪ છે—**સ્વરસંધિ, અનુસ્વારસંધિ, વિસર્ગ-સંધિ, વ્યંજનસંધિ.**

### સ્વરસંધિ

**સ્વરસંધિ**—બે સ્વર મળી જતાં, તેઓને ઠેકાણે જે રૂપ થાય તે.

(૧)—(૧) **અ** કે **આ**ની પછી એનો સવર્ણ સ્વર (અ કે આ) આવે તો સંધિમાં તે બેઉને ઠેકાણે તેનો **દીર્ઘ** (**આ***) થાય; (૨) **અ** કે **આ**ની પછી કોઇ અસવર્ણ હ્રસ્વ કે દીર્ઘ સ્વર (**ઇ, ઈ, ઋ, ઉ, ઊ**) આવે તો, બેઉને ઠેકાણે પાછલાનો **ગુણ** મૂકાય; (૩) અને **અ** કે **આ**ની પછી જો અસવર્ણ **સંધિસ્વર** આવે તો, **એ** કે **ઐ** આવતાં, બેઉને ઠેકાણે '**ઐ**' થાય, અને **ઓ** કે **ઔ** આવતાં, બેઉને ઠેકાણે **ઔ** થાય.

---

૧. સંધિ (**સં**=સાથે, **ધા**=રાખવું) સાથે રાખવું, સાંધવું.

* અપવાદ-માર્તંડ (માર્ત+અંડ), સારંગ (સાર+અંગ).

| | | |
|---|---|---|
| અ કે આ + અ | =આ | પરમ + અર્થ=પરમાર્થ, વિદ્યા+અર્થી=વિદ્યાર્થી. |
| ,, , ,, ,, આ | =આ | દેવ+આલય=દેવાલય, વિદ્યા+આલય=વિદ્યાલય. |
| ,, , ,, ,, ઇ-ઈ | = એ | હિત + ઈચ્છુ=હિતેચ્છુ, મહા+ઈશ્વર=મહેશ્વર. |
| ,, , ,, ,, ઋ | =અર્ | પરમ + ઋષિ = પરમર્ષિ, મહા + ઋષિ=મહર્ષિ. |
| ,, , ,, ,, ઉ-ઊ | =ઓ | સૂર્ય + ઉદય = સૂર્યોદય, શાલા + ઉપયોગી = શાલોપયોગી. |
| ,, , ,, ,, એ | =ઐ | એક+એક=એકૈક, આત્મા+એકતા=આત્મૈકતા. |
| ,, , ,, ,, ઐ | =ઐ | પરમ + ઐશ્વર્ય = પરમૈશ્વર્ય, મહા + ઐશ્વર્ય= મહૈશ્વર્ય. |
| ,, , ,, ,, ઓ | =ઔ | પરમ+ઓઘ=પરમૌઘ.* |
| ,, , ,, ,, ઔ | =ઔ | વન+ઔષધિ=વનૌષધિ. |

(૨) ઇ કે ઈની પછી એનો સવર્ણ ( ઇ કે ઈ ) આવે, તો સંધિમાં બેઉને ઠેકાણે તેનો **દીર્ઘ** ( ઈ ) મૂકાય; અને કોઇ અસવર્ણ સ્વર આવે તો, એનો **ય્** થઈ, પછી પાછળનો સ્વર તેની સાથે જોડાય છે.

| | | | |
|---|---|---|---|
| ઇ કે ઈ + અ | =( ય્ + અ ) | યા | અતિ + અંત = અત્યંત. |
| ,, ,, ,, આ | =( ય્ + આ ) | યા | ઈતિ + આદિ = ઇત્યાદિ. |
| ,, ,, ,, ઇ કે ઈ =ઈ | | | કવિ + ઈશ્વર = કવીશ્વર. |
| ,, ,, ,, ઋ | =( ય્ + ઋ ) | યૃ | જાતિ + ઋષિ = જાત્યૃષિ. |
| ,, ,, ,, ઉ | =( ય્ + ઉ ) | યુ | પ્રતિ + ઉત્તર = પ્રત્યુત્તર. |
| ,, ,, ,, ઊ | =( ય્ + ઊ ) | યૂ | નિ + ઊન = ન્યૂન. |
| ,, ,, ,, એ | =( ય્ + એ ) | યે | પ્રતિ + એક = પ્રત્યેક. |
| ,, ,, ,, ઐ | =( ય્ + ઐ ) | યૈ | જાતિ + ઐશ્વર્ય= જાત્યૈશ્વર્ય. |
| ,, ,, ,, ઓ | =( ય્ + ઓ) | યો | જાતિ + ઓઘ = જાત્યોઘ.* |
| ,, ,, ,, ઔ | =( ય + ઔ ) | યૌ | જાતિ + ઔષધિ= જાત્યૌષધિ. |

(૩) ઋ ની પછી સવર્ણ (ઋ) આવે તો તે બેઉને ઠેકાણે તેનો **દીર્ઘ** (ૠ) થાય છે; અને કોઈ અસવર્ણ સ્વર આવે તો, એનો ર્ થઇને, પછી પાછળનો સ્વર તેની સાથે જોડાય છે.

---

* ઉદાહરણમાં ગુજરાતીમાં નહિ વપરાતા એવા શબ્દ, પ્રત્યેક સંધિનો દાખલો આપવો જોઈએ માટે, લેવા પડયા છે.

| | | | | |
|---|---|---|---|---|
| ઋ | + | અ=( ર્ + અ ) | ર | પિતૃ + અર્થ =પિત્રર્થ. |
| ,, | ,, | આ=( ર્ × આ) | રા | પિતૃ + આદિ=પિત્રાદિ. |
| ,, | ,, | ઇ=( ર્ + ઇ ) | રિ | પિતૃ + ઇચ્છા=પિત્રિચ્છા. |
| ,, | ,, | ઈ=( ર્ + ઈ ) | રી | પિતૃ + ઈર્ષા =પિત્રીર્ષા. |
| ,, | ,, | ઋ=ૠ | | પિતૃ + ઋષિ =પિતૄષિ. |
| ,, | ,, | ઉ=( ર્ + ઉ ) | રુ | પિતૃ + ઉપાય =પિત્રુપાય. |
| ,, | ,, | ઊ=( ર્ + ઊ ) | રૂ | પિતૃ + ઊર્મિ =પિત્રૂર્મિ. |
| ,, | ,, | એ=( ર્ + એ ) | રે | પિતૃ + એકતા=પિત્રેકતા. |
| ,, | ,, | ઐ=( ર્ + ઐ ) | રૈ | પિતૃ + ઐશ્વર્ય=પિત્રૈશ્વર્ય. |
| ,, | ,, | ઓ=( ર્ + ઓ ) | રો | પિતૃ + ઓધ =પિત્રોધ. |
| ,, | ,, | ઔ=( ર્ + ઔ ) | રૌ | પિતૃ + ઔષધિ=પિત્રૌષધિ. |

(૪) ઉ કે **ઊની** પછી એનો સવર્ણ ( ઉ કે ઊ ) આવે, તો સંધિમાં તેમને ઠેકાણે **દીર્ઘ (ઊ)** થાય, અને કોઈ અસવર્ણ સ્વર આવે તો, એનો **વ્** થઇને, પછી પાછલાનો સ્વર તેની સાથે જોડાય છે.

| | | | | |
|---|---|---|---|---|
| ઉ કે ઉ + અ | =( વ્ + અ ) વ | મનુ + અન્તર | =મન્વન્તર. |
| ,, ,, + આ | =( વ્ + આ) વા | મનુ + આદિ | =મન્વાદિ. |
| ,, ,, + ઇ | =( વ્ + ઇ ) વિ | મનુ + ઇચ્છા | =મન્વિચ્છા. |
| ,, ,, + ઈ | =( વ્ + ઈ ) વી | મનુ + ઈર્ષા | =મન્વીર્ષા |
| ,, ,, + ઋ | =( વ્ + ઋ) વૃ | મનુ + ઋષિ | =મન્વૃષિ. |
| ,, ,, + ઉ કે ઉ | =( | ભાનુ + ઉદય | =ભાનુદય. |
| ,, ,, + એ | = વ્ + એ ) વે | ભાનુ + એકતા | =ભાન્વેકતા. |
| ,, ,, + ઐ | =( વ્ + ઐ ) વૈ | મનુ + ઐશ્વર્ય | =મન્વૈશ્વર્ય. |
| ,, ,, + ઓ | =( વ્ + ઓ ) વો | મનુ + ઓઘ | =મન્વોઘ. |
| ,, ,, + ઔ | =( વ્ + ઔ ) વૌ | મનુ + ઔષધિ | =મન્વૌષધિ. |

(૫) **એ**, ઐ, ની પછી કોઈ પણ સ્વર આવે તો, **એ** નો **અય**, અને ઐ નો **આય**, થઇને, પછી પાછળનો સ્વર તેની સાથે જોડાય છેઃ–જેમકે ની--ને + અન=નયન ; નૈ + અક=નાયક.

(૬) **ઓ**, ઔની પછી કોઈપણ સ્વર આવે, તો સંધિમાં **ઓ** નો **અવ્** અને ઔનો **આવ્** થઈને, પછી પાછળનો સ્વર તેની સાથે જોડાય છે. જેમકે ગો + ઈશ્વર=ગવીશ્વર. નૌ + ઈક=નાવિક.

# અનુસ્વારસંધિ.

**અનુસ્વારસંધિ**—અનુસ્વારનો તેની પછીના અક્ષરની સાથે મેળાપ થતાં તેનું જે રૂપ થાય તે.

(૧) **અનુસ્વારની** પછી કોઈ સ્વર આવે, તો તે અનુસ્વારનો મ્ થાય છે. સં + અર્પણ=સમર્પણ, સં + આચાર=સમાચાર, સં + આરંભ=સમારંભ. સં + ઋદ્ધિ=સમૃદ્ધિ, સં. + આગમ=સમાગમ, સમાધાન વ૦.

(૨) **અનુસ્વારની** પછી કોઈ સ્પર્શવ્યંજન આવે તો તે વ્યંજનના સ્થાનનો **અનુનાસિક** અક્ષર (ઙ, ઞ, ણ, ન, મ) તેને ઠેકાણે થાય છે. જેમકે: સં + કલ્પ=સઙ્કલ્પ, સં + ચય=સઞ્ચય, સં + તાપ=સન્તાપ, સં + પૂર્ણ=સમ્પૂર્ણ. કંઠચ સ્પર્શાક્ષર આવે તો ઙ્—સઙ્કલ્પ, સઙ્ગમ. તાલવ્ય આવે તો ઞ્ થાય—સઞ્ચય, સઞ્જીવન. દંત્ય સ્પર્શાક્ષર આવે તો ન્ સન્તાપ, સન્ધાન. ઓષ્ઠચ આવે તો મ્ થાય—સમ્પત્તિ, સમ્બન્ધ.

ગુજરાતી લખવામાં ઉપર પ્રમાણે અનુનાસિક ન વાપરતાં, સાધારણ રીતે. અનુસ્વારજ લખવાનો ચાલ પડી ગયો છે, જો કે ઉચ્ચાર તો પાછળના સ્પર્શ-વ્યંજનના અનુનાસિક જેવો થાય છે (અને સંસ્કૃતને અનુસરી શુદ્ધ લખનારા ઉચ્ચાર પ્રમાણે અનુનાસિક જોડીને પણ લખે છે.)

પરંતુ સંસ્કૃત શબ્દોમાં 'અ' સિવાયના સ્વરની સાથે પાછળનો અનુનાસિક ઉચ્ચાર, અનુસ્વાર તરીકે લખ્યો હોય, તો તેનો અનુનાસિક ઉચ્ચાર (પરદેશીઓ તેમજ ઉછરતા વિદ્યાર્થીઓ) કરતા નથી; તેથી શુદ્ધ સંસ્કૃત પ્રમાણે લખવા:—પ્રાન્ત, *શાન્તિ, કાન્તિ, ભ્રાન્તિ, કુન્તિ, ઈન્દુ, બિન્દુ, નિન્દ (લું). પિણ્ડ, કુણ્ડળ, કુન્દન, કુઞ્જ, કુમ્ભ, કુણ્ડ, ગુઞ્જતર, મુણ્ડન, રૂન્ધન, ગાન્ધર્વ, દામ્ભિક, દુન્દુભી.

તોપણ ગુજરાતી થઇ ગયલા શબ્દોની વચમાં ને છેડે અનુસ્વારનો ઉચ્ચાર પાછળના વ્યંજનના અનુનાસિક જેવો થતો નથી, ત્યાં તો અનુસ્વારજ લખાય:—આંક, આંચ, ઈંધ, ઈંડું, ઉંટ, દાંત, કાંપવું, સારૂં વ૦

(૩) **અનુસ્વારની** પછી કોઈ અસ્પર્શવ્યંજન આવે, તો અનુસ્વાર બિન્દુ રૂપેજ રહે છે. (આ સ્થળે અનુસ્વારનો ઉચ્ચાર ખાસ જુદીજ રીતનો થાય છે; જે કંઈક 'અ—ઉ—મ=ઔંને મળતો છે.')—સંયોગ, સંરક્ષણ, સંલગ્ન, સંવાદ, (કોઈમાં વખતે 'મ્' જેવો થાય).—સંશય, સંસાર, સંહાર વ૦

અસ્પર્શાક્ષર પણ સ્થાનમાં આવી શકે, માટે કોઈ વાર એની આગળ પણ અનુસ્વારનો ઉચ્ચાર સ્થાન પરત્વે અનુનાસિક જેવો કદાચ સંભળાય, જોકે ખુલ્લો નહિ. તોપણ લખાય તો બિન્દુરૂપેજ.

---

* આવા શબ્દો, સાથે અનુસ્વાર મૂકીને લખી, વાંચી જોવું.

# વિસર્ગસંધિ.

**વિસર્ગસંધિ**—વિસર્ગનો તેની પછીના અક્ષરની સાથે મેળાપ થતાં, તેનું જે રૂપ થાય તે.

(૧) **વિસર્ગની** પૂર્વે કોઇ **અ, આ** સિવાયનો સ્વર હોય, અને પછી કોઈ ઘોષાક્ષર (એટલે ઘોષ વ્યંજન કે સ્વર) આવે, તો વિસર્ગનો ર્ થાય—જેમકે ઘોષ-વ્યંજન આવે તો—નિર્ગત, નિર્જલ, નિર્દય, નિર્ધન, નિર્બલ, નિર્ભય, નિર્મલ, નિર્લવ, નિર્વિકાર. દુર્ગતિ, દુર્ગંધ. સ્વર આવે તો—નિરર્થ, નિરાધાર, નિરૂપાય, નિરૂત્તર.

(૨) **વિસર્ગની** પૂર્વે **અ** હોય, અને પછી કોઇ ઘોષાક્ષર (ઘોષ વ્યંજન કે સ્વર) આવે, તો વિસર્ગનો ઉ થઇને તે પૂર્વેના **અ** ની સાથે મળતાં, એ બે **સ્વરને** ઠેકાણે, પાછલાનો એટલે ઉનો ગુણ મૂકાતાં, **ઓ** થાય છે :—મન :+વિકાર= મનોવિકાર, મનઃ+યત્ન=મનોયત્ન, તમોગુણ, રજોગુણ, તપોધન અધોગતિ વગેરે. આમાં—મનસ્, તમસ્, રજસ્, અધસ્ વગેરેના છેડના 'સ્'નો વિસર્ગ થયલો છે.

પણ જો મૂળે ર્ નો વિસર્ગ થયલો હોય તો પાછો ર્જ થાય છે, જેમકે—પુનર્વિવાહ, પુનર્લગ્ન, પુનરપિ, પુનરૂક્તિ, અંતર્ધ્યાન વગેરે.

(૩) **વિસર્ગની** પછી **ચ** કે (તાલવ્ય) **શ** આવે, તો વિસર્ગનો (તાલવ્ય) **શ્** થાય છે.—જેમકે નિ : + ચિન્ત = નિશ્ચિન્ત, નિ : + ચલ = નિશ્ચલ. નિ : શંક=નિશ્શંક વગેરે.

(૪) **વિસર્ગની** પછી ક, ખ, પ, ફ, ટ, ઠ, આવે, તો વિસર્ગનો (મૂર્દ્ધન્ય) ષ્ થાય છે. જેમકે—નિઃ + કપટ = નિષ્કપટ, નિઃ + પાપ = નિષ્પાપ, નિઃ + ફલ = નિષ્ફલ. ખ ને ટ ઠ ના દાખલા મળવા મુશ્કેલ છે.

કોઈવાર વિસર્ગ એમનોએમ પણ રહે છે. જેમકે—અંતઃકરણ, દુઃખ, અતઃપર, પ્રાતઃકાળ વગેરે.

(૫) **વિસર્ગની** પછી **ત, થ** કે ( દંત્ય ) **સ** આવે, તો વિસર્ગનો ( દંત્ય ) **સ્** થાય છેઃ—નિઃ + તેજ=નિસ્તેજ, નિઃ + સંશય=નિસ્સંશય.

**શ** કે **સ**ની પૂર્વે વિસર્ગ એમનોએમ પણ રહે, જેમકે—નિઃશંક, નિઃશેષ, નિઃસાર નિઃસ્પૃહ, નિઃસંશય, પુનઃસંસ્કાર એમ પણ લખાય.

## વ્યંજનસંધિ

**વ્યંજનસંધિ**—બે વ્યંજનનો મેળાપ થતાં, તે બેમાંનો એક કે બેઉ બદલાઈને જે નવું રૂપ થાય તે.

જ્યારે બે ઘોષ કે બે અઘોષ વ્યંજન પાસે પાસે આવે ત્યારે તે જોડાઇને લખાય છે; જેમકે વાક્ + પતિ = વાક્પતિ, ષટ્ + કર્મ = ષટ્કર્મ, જગત્ + પતિ = જગત્પતિ, ભગવત્ + પુરાણ = ભગવત્પુરાણ, સત્કર્મ ઇત્યાદિ; આ પ્રમાણે સંયુક્તવ્યંજન થાય પણ એક ઘોષ ને એક અઘોષનો સંયુક્ત વ્યંજન કરીને ઉચ્ચાર થતો નથી; જેમકે ગ્ત, ક્દ બોલાય નહિ. માટે (સામાન્ય રીતે જોતાં)—

પહેલા શબ્દને અંતે ઘોષ અને બીજાની આદિએ અઘોષ, અથવા પહેલાને અંતે અઘોષ અને બીજાની આદિએ ઘોષ આવે, ત્યારે જે તે એક બદલાય છે. ઘણુંકરીને પહેલાનો અંત્યાક્ષર (છેડાનો અક્ષર) બદલાઇને બીજાના આદ્યાક્ષર (શરૂઆતના અક્ષર) જેવો ઘોષ કે અઘોષ થાય, પણ સ્થાન બદલાતું નથી:—

(૧) **ક્, ચ્, ટ્, ત્, પ્**, ની પછી કોઇ ઘોષાક્ષર (ઘોષવ્યંજન કે **સ્વર**) આવે, તો તે બદલાઈને પોતાના સ્થાનનો ત્રીજો (ઘોષ) એટલે અનુક્રમે **ગ્, જ્, ડ્, દ્, બ્**, થાય છે. જેમકે વાક્ + દાન = વાગ્દાન, વાક્ + ઈશ = વાગીશ, ષટ્ + રિપુ=ષડ્રિપુ,ષટ્ +આનન=ષડાનન, સત્+ગુણ=સદ્ગુણ, સત+આચાર=સદાચાર.

(૨) **દંતસ્થાની** ( ત )ની પછી કોઇ **તાલવ્ય, મૂર્દ્ધન્ય** કે **લ** આવે તો તે ત બદલાઇને પાછળનાને **સરૂપ** ( એટલે તેના જેવો ) થાય છે. જેમકે સત્ + ચિત્ = સચ્ચિત, સત્ + જન = સજ્જન, તત્ + ટીકા=તટ્ટીકા ઉત્ + લાસ= ઉલ્લાસ, તત્ + લીન=તલ્લીન.

(૩) બીજા શબ્દની આદિએ કોઇ **અનુનાસિક** હોય, તો પહેલા શબ્દના છેડાનો વ્યંજન (વિકલ્પે) **પોતાના સ્થાનનો અનુનાસિક** થાય છે ; જેમકે દિક્ + મૂઢ = દિઙ્મૂઢ, ષટ્ + માસ = ષણ્માસ, જગત + નાથ = જગન્નાથ. તેમજ અનુનાસિક ઘોષાક્ષર છે માટે ( ૧ પ્રમાણે ) દિગ્મૂઢ, ષડ્માસ પણ થાય. પરંતુ ( જગદ્નાથ થતું નથી ).

(૪) પૂર્વે **દંતસ્થાની** ( ત્ ) હોય અને પછી ( તાલવ્ય ) **શ** આવે, તો **ત્** નો **ચ** થાય અને **શ** નો છ થાય છે:—સત્ + શાસ્ત્ર = સચ્છાસ્ત્ર, શ્રીમત્ + શંકરાચાર્ય=શ્રીમચ્છંકરાચાર્ય. ( અદ્ + શેર=અચ્છેર ).

(૫) પહેલા શબ્દને અંતે **અંતઃસ્થ** અથવા **સાનુનાસિક** ( અનુનાસિક-વાળો ) કોઈ વ્યંજન નહિ હોય, અને બીજાનો આદ્યાક્ષર હ હોય, તો પહેલાનો અંત્યાક્ષર બદલાઈને પોતાના વર્ગનો **ત્રીજો** થાય, ને **હ** તેનાજ વર્ગનો **ચોથો** અક્ષર થાય છે:—જેમકે—વાક્ + હરી=વાગ્ઘરી, ઉત્ + હાર=ઉદ્ધાર, ષટ્ + હૃદય = ષડ્ઢૃદય.

# શબ્દવિચાર.

## આ ભાગમાં શબ્દનું વર્ણન આવે છે.

કોઈ પણ પ્રકારનો ધ્વનિ જે કંઈ કાને કરીને સાંભળવામાં આવે છે તેને સાધારણ રીતે શબ્દ કહે છે. આવા ધ્વનિ કોઈ અર્થ વગરના પણ હોય છે. પણ વ્યાકરણમાં તો અર્થવાળા ધ્વનિ તેજ શબ્દ કહેવાય.

શબ્દોમાં, કોઈ એક અક્ષરના, કોઈ બે, ને કોઈ ત્રણ કે તે કરતાં વધારે અક્ષરના પણ હોય. આ પરથી **એકાક્ષરી, દ્વિ-અક્ષરી, ત્રિ-અક્ષરી** એવાં નામ અક્ષરની સંખ્યા ઉપરથી શબ્દોને અપાય.

૩૮. શબ્દના મુખ્ય બે પ્રકાર છે—**આખ્યેય ને અવ્યય.**

**૩૯. આખ્યેય**—જેનું રૂપાખ્યાન થઈ શકે એવા શબ્દો. એના ચાર વર્ગ છેઃ—**નામ, સર્વનામ. વિશેષણ, ક્રિયાપદ.**

**પ્રધાનશબ્દ.** આખ્યેય શબ્દો વાક્યમાં મુખ્ય સત્તા ધરાવે છે, તે ઉપરથી એને પ્રધાનશબ્દ પણ કહે છે.

**૪૦. અવ્યય**—જેનું રૂપાખ્યાન નથી થતું એવા એટલે જેના રૂપમાં કંઈ ફેરફાર ન થતાં હમેશાં એકજ રૂપે રહે છે તે. એના પણ ચાર વર્ગ છેઃ—**ક્રિયાવિશેષણ, નામયોગી (શબ્દયોગી), ઉભયાન્વયી (વાક્યયોગી). ઉદ્‌ગાર.**

**મધ્યમશબ્દ**—ક્રિયાવિશેષણ, નામયોગી અને ઉભયાન્વયી આખ્યેય શબ્દની સાથે સંબંધમાં આવી વાક્યમાં તેનાથી ઉતરતી સત્તા ધરાવે છે, તે ઉપરથી એને મધ્યમશબ્દ કહે છે.

**કેવળપ્રયોગી**—ઉદ્‌ગાર અવ્યય વાક્યમાં કંઈ સંબંધ ન રાખતાં કેવળ છૂટાજ રહે છે, માટે એને કેવળપ્રયોગી કહે છે.

ઘણાખરા ઉભયાન્વયી અને ઉદ્‌ગાર, ખરા અવ્યય છે. પણ ઘણાખરા ક્રિયાવિશેષણ અને નામયોગી, કોઇ આખ્યેય શબ્દોનું રૂપાન્તર થતાં થતાં અવ્યય જેવા થઈ વપરાવા લાગ્યા છે; જો કે કોઈકોઈ તો સહેલથી તેના પ્રત્યયો જુદા પાડી ઓળખી શકાય એવા છેઃ-

ખરા અવ્યય-અને, તથા, કે, અથવા, વા, કિંવા, તો, યાતો, જો, જોકે, પણ, પરંતુ, ઈત્યાદિ.

અવ્યય જેવા થઈ ગયલા—માટે, કાજે, કારણે, વાસ્તે, લીધે, પાસે, સોડે; સાથે સંગાથે, હારે, બદલે, પડખે, પૂઠે, ઉપે, નીચે, હેઠે, તળે, હળવે, કેડે, વાંસે ઈ૦.

**ભાષાના શબ્દોના વર્ગ**—આખ્યેયના ચાર અને અવ્યયના ચાર મળીને શબ્દના મુખ્ય વર્ગ ૮ છે.

**શબ્દોના મુખ્ય વર્ગનું કોષ્ટક.**




**૪૧.—નામ** જે શબ્દવડે પ્રાણી, પદાર્થ, ઠેકાણું વગેરે ઓળખાય છે તેઃ—મોહનલાલ, માણસ, ગાય, દૂધ, પાણી, પહાડ, સુરત, દયા, પ્રેમ ઇ૦.

**૪૨. સર્વનામ**—જે શબ્દ નામને ઠેકાણે વાપરવામાં આવે છે તેઃ—હું, તું, તે, આપણ, આપ, પોતે, કોણ, આ, એ, જે–તે.

**૪૩. વિશેષણ**—જે શબ્દ નામનો ગુણ, સંખ્યા વગેરે વિશેષ અર્થ બતાવે છે તેઃ—સારો, રાતો, પાંચ, પહેલો, બીજો વગેરે.

**૪૪. ક્રિયાપદ**—જે શબ્દ કોઈ પ્રાણી કે પદાર્થ વિષે અસ્તિ (હોવું) સ્થિતિ (રહેવું), ગતિ (ચાલવું) કે કૃતિ (કરવું) વગેરે ક્રિયા બતાવે છે તેઃ—છે. રહ્યો, દોડશે, બોલે છે, કરીશ વગેરે.

**૪૫. ક્રિયાવિશેષણ**—જે શબ્દ ક્રિયાપદના અર્થમાં વધારો બતાવે છે તેઃ—જેમકે તે ત્યાં બેઠો છે. તું હળવે બોલે છે, એમાં ત્યાં, હળવે, એ 'બેઠો છે' અને 'બોલે છે' એના અર્થમાં વધારો બતાવે છે; માટે એ ક્રિયાવિશેષણ છે. ક્રિયાવિશેષણ, વિશેષણના કે બીજા ક્રિયાવિશેષણના અર્થમાં પણ વધારો બતાવે છેઃ—બાપુ ઘણો સારો છોકરો છે. તે બહુ હળવે બોલે છે; એમાં ઘણો અને બહુ એ ક્રિયાવિશેષણ છે.

૪૬. **નામયોગી**—જે શબ્દ નામની સાથે જોડાઇને તેનો ક્રિયાપદ વગેરેની સાથેનો સંબંધ દેખાડે છે તેઃ—જેમકે 'બાપુ માળ **ઉપર** બેઠો છે.' 'ગોવિંદ મારી **નીચે** છે.' એમાં **ઉપર**, **નીચે**, આ નામયોગી છે.

૪૭. **ઉભયાન્વયી***—બે વાકયને, વાકયના બે ભાગને, કે બે શબ્દને જોડનાર શબ્દઃ-જેમકે 'આજે રજા છે, **માટે** કાલે આવજો.' 'તેણે કહ્યું **કે** હું કાલે આવીશ.' 'મારાથી ન અવાય **કેમકે** મારા ઘરમાં કોઈ નથી.' 'વાંચ્યા પછી **અને** લખ્યા પછી બીજું કરજો' 'બાપુ **કે** ગોપાળ આવશે.' 'બોલ્યા **તો** મુઆ.' એમાં **માટે**, **કે**, **કેમકે**, **અને**, **કે**, **તો**, આ શબ્દો ઉભયાન્વયી છે.

૪૮. **ઉદ્ગાર**†—મનમાં કંઇ હર્ષ, શોક, ગભરાટ વગેરે એકાએક લાગણી થઇ આવવાથી જે શબ્દ છૂટો બોલાઇ જાય છે તેઃ—જેમકે હાય, અરે, આહા, ઓહો, હેં, વ૦. આ શબ્દોને વાકયમાં બીલકુલ સંબંધ નથી, માટે એને '**કેવળપ્રયોગી**' કહે છે.

(પ્રત્યેક અવ્યયના સમૂહને માટે આગળ અવ્યયના પાઠમાં જોવું).

નીચેના મનોયત્નમાં આપેલાં વાકયોમાંથી નામ, સર્વનામ, વગેરે આઠે વર્ગના શબ્દ બતાવો.

મનોયત્ન ૧ લો.

૧ ચુનીલાલ હુશિયાર છોકરો છે. ૨ એ હમેશાં પહેલો નંબર રાખે છે. ૩ બાપુભાઈ ઘણો તોફાની છે. ૪ એવા છોકરાની ઉપર માબાપનું હેત રહેતું નથી. ૫ જો તે ઉપર નંબર નહિ રાખે તો તેની મારી જશે. ૬ એશિયાખંડના મુખ્ય પર્વત તથા નદી લખો. ૭ એ કોણ બોલ્યો અલ્યા ! ૮ વાહ, એવું નબળું ભાષણ આપણા મ્હોમાંથી કેમ નિકળે ! ૯ આહા ! ચોમાસાની ઋતુ કેવી આનંદી છે. ૧૦ પરમેશ્વરની કૃતિનો દેખાવ જોવાને માટે રસીલા માણસો વરસાદમાં પણ બહાર ફરેછે. ૧૧ લલ્લુભાઈ, તમે પાટલી ઉપર પગ મૂકયો માટે ઉભા થાઓ, અને પાંચ મિનિટ પછી હેઠે પગ રાખીને બેસો. ૧૨ મારા બાપાએ એક બલની જોડ ને બે કાળી ગાયો આ મોસમમાં લીધાં. ૧૩ ઘઉંની ઘણી સારી ખાવાની ચીજો થાય.

## શબ્દ સંબંધ તથા વાકયસાધન.

૪૯. **શબ્દસંબંધ**—(આઠે વર્ગના શબ્દોનો વાકયમાં સંબંધ.)

ભાષામાં શબ્દોના જે મુખ્ય આઠ વર્ગ કર્યા છે, તે આઠે વર્ગના શબ્દો એકબીજાની સાથે અમુક અમુક સંબંધે વાકયમાં વપરાય છે.

---

*ઉભય=બે+અન્વયી=સાથે લાવનાર—બેને જોડનાર.

† પદચ્છેદમાં **ઉદ્ગાર**ને બદલે **કેવળપ્રયોગી** કહેવાની રીત છે.

**નામ સર્વનામ**—એ, વાક્યમાં **કર્તા** કે **કર્મ** તરીકે, તેમજ નામયોગી કે બીજા નામની પૂર્વે છઠ્ઠી વિભક્તિને સંબંધે વપરાય.

**વિશેષણ** ( ગુણવિશેષણ )—એ, નામ કે નામ જેવા શબ્દોનો ગુણ વગેરે વિશેષાર્થ બતાવવાને, તેની પૂર્વે, તેમજ કોઈવાર તેની પાછળ પણ આવે.

**ક્રિયાપદ**—એ, વાકયમાં મુખ્ય શબ્દ છે. એના વગર વાક્યની પૂર્ણતા, એટલે એક સંપૂર્ણ ક્રિયા કે વિચાર દર્શાવાયજ નહિ.

**નામયોગી**—એ, નામ કે નામ જેવા શબ્દની સાથે જોડાઇ, તેનો, બીજા શબ્દ સાથેનો વાક્યસંબંધ બતાવવાને વપરાય.

**ક્રિયાવિશેષણ**—એ, ક્રિયાનો એટલે ક્રિયાપદના અર્થનો વધારો બતાવે. તેમજ કોઇ વિશેષણ કે બીજા ક્રિયાવિશેષણનો—વિશેષાર્થ બતાવવાને પણ વપરાય.

**ઉભયાન્વયી** ( વાક્યયોગી )—એ, બે વાકય કે બે શબ્દ વગેરેને અમુક સંબંધે જોડનારો સંયોજક શબ્દ છે.

**કેવળપ્રયોગી**—એ, વાકયમાં કોઈ શબ્દની સાથે સંબંધ નહિ રાખતાં, માત્ર અચાનક નિકળતાં ઉદ્દગાર-વચનો દર્શાવનાર શબ્દ તરીકે આવે.

**૫૦. વાકયસાધન**—વાક્ય તૈયાર કરવું (એટલે વાક્ય બનાવવું તે).

પૂર્વે વાકયની વ્યાખ્યા શિખિ ગયા તે પ્રમાણે, એક પૂર્ણ વિચાર દર્શાવવાને માટે, અમુક પૂર્ણ ક્રિયા દર્શાવનાર ક્રિયાપદ, અને તેની સાથે તે ક્રિયાનો કરનાર, હોય, ત્યારેજ પૂર્ણ વિચાર દર્શાવાય—આ ઉપરથી (૧) ક્રિયાનો કરનાર, એટલે **નામ** કે **સર્વનામ** અથવા નામ જેવો કોઈ શબ્દ, અને (૨) ક્રિયાદર્શક શબ્દ એટલે પૂર્ણ ક્રિયાપદ-આ બે શબ્દ વગર તો વાક્ય બનેજ નહિ:—જેમકે ‘ છોકરો વાંચે છે ;’ ‘ તે દોડે છે ;’ વગેરે.

હવે નામની સાથે **વિશેષણ**, ક્રિયાપદની સાથે **ક્રિયાવિશેષણ** અથવા નામસહિત **નામયોગી**, તેમજ બે શબ્દ કે વાકયને જોડવાને **ઉભયાન્વયી**, અને ઉદ્દગાર બતાવવાને **કેવળપ્રયોગી** આવે:—‘બેદરકાર કારીગર કામ ઉપર વહેલો આવતો નથી,’ ‘ડાહ્યા છોકરાઓ પોતાનાં પુસ્તક મેજ ઉપર બરાબર મૂકી રાખે છે,’ ‘અરે! પ્રભુ, તું ગરીબનો બેલી છે.’

---

## પ્રાથમિક સાદું વાક્યપૃથક્કરણ.

૫૧. **વાક્યપૃથક્કરણ**—વાક્યના ભાગ છૂટા પાડવા તે.

આગળ વાક્યસાધનમાં બતાવ્યા પ્રમાણે વાક્યો બનેલાં હોય છે. વાક્યો તોડી તેના ભાગો જુદા જુદા કરી બતાવવા તેનું નામ **વાક્યપૃથક્કરણ.**

વાક્યમાં ઓછામાં ઓછી બે બાબત જોઈએ :—

(૧) કોઈ વિષયને માટે કંઈ કહેવું હોય, તે વિષયદર્શક શબ્દ, એને **વિષયપદ**- એટલે **સાદો કર્તા** કે **કર્તૃપક્ષ** કહેવાય :—
'**પક્ષી** ઉડતું હતું ;' '**એક છોકરાએ** તેને પકડયું.'

(૨) તે વિષય વિષે જે કંઈ કહેવું હોય, તે ક્રિયાદર્શક શબ્દ; એને **ક્રિયાપદ**–એટલે **વિધેય** કે **સાદોક્રિયાપક્ષ** કહેવાય:—'છોકરો **વાંચે છે;**' 'તેણે ઠીક **વાંચ્યું;**' 'રાતો ઘોડો ઉતાવળો **દોડતો હતો.**'

ગુજરાતી ભાષાનું વ્યાકરણ મૂળસંસ્કૃતને ધોરણે લખાયલું છતાં અમુક અમુક નિયમો ગુજરાતીમાં રૂઢ થઈ સંસ્કૃતથી તદન જૂદા પડે છે. તેમજ વાક્યપૃથક્કરણનો વિષય સંસ્કૃતમાં લંબાણથી વિવેચન કરેલો દેખાતો નથી; અને ગુજરાતીના શિક્ષણને ચાલુ અંગ્રેજી ભાષાની સાથે વિશેષ સંબંધ રહેલો છે, તેથી આપણા પૃથક્કરણની પદ્ધતિ અંગ્રેજીનેજ અનુસરતી રાખવી ઠીક છે.

૧. ટૂંકામાં ટૂંકા વાક્યમાં વિષયદર્શક ને ક્રિયાદર્શક બેજ શબ્દો આવે:—'પક્ષી ઉડે છે;' એમાં '**પક્ષી**' એ સાદો કર્તા એટલે કર્તૃપક્ષ અને 'ઉડે છે' એ સાદો ક્રિયાપદ–એટલે વિધેય કે ક્રિયાપક્ષ.

### સાદા ટૂંકા વાક્યોનું પૃથક્કરણ.

| (કર્તૃપક્ષ)<br>વિષયપદ—સાદો કર્તા. | (ક્રિયાપક્ષ)<br>ક્રિયાપદ—સાદો વિધેય. |
|---|---|
| છોકરો | દોડે છે |
| તે | વાંચતો હતો |
| આંધળાઓ | દેખતા નથી |
| મહેતાજીએ | કહ્યું |

૨. કર્તાની સાથે કર્તાનો વધારો આવે; એને **કર્તાવિવર્ધક** કહે છે:—'**ડાહ્યા** છોકરાઓ રમતા નથી.'

૩. ક્રિયાપદની સાથે ક્રિયાપદનો વધારો આવે તેને ક્રિયાવૃદ્ધિ કહેવાય:— 'પાપીઓ **આખરે** પસ્તાય છે.'

૪. ક્રિયાપદની સાથે ક્રિયાપૂરક શબ્દો પણ આવે. આમાં સકર્મક ક્રિયાપદના પૂરક શબ્દો તે કર્મ કહેવાય; અને અપૂર્ણક્રિયાવાચક ક્રિયાપદના પૂરક શબ્દો તેને ક્રિયાપૂરણી કહે છે: 'છોકરો પાઠ વાંચે છે' એમાં 'પાઠ' એ કર્મ; અને 'કાશી મહેતાજી થઈ,' એમાં 'મહેતાજી' એ ક્રિયાપૂરણી. પૃથક્કરણ કરવામાં ક્રિયાપૂરણીને, કર્મની પેઠે, જૂદો ભાગ ન પાડતાં, ક્રિયાપદની સાથેજ લે છે. છતાં જો એનો જૂદો ભાગ પાડવો હોય તો નીચેના કોઠામાં ક્રિયાપૂરકની નીચે, 'ક્રિયાપૂરણી' મથાળું કરી એક ખાનું વધારવું. કર્મના વધારાને કર્મવિવર્ધક કહેવાય.

૧. ઠરેલ માણસો પોતાનાં કામ ઉતાવળા કરતા નથી. ૨. ડાહ્યા છોકરાઓ સઘળાં પુસ્તકો પોતાની મેજ પર બરાબર મૂકી રાખે છે. ૩. નવા મામલતદાર સાહેબ ઠરેલ અધિકારી જણાય છે.

| | કર્તૃપક્ષ—વિષયપદ. | | ક્રિયાપક્ષ—વિધેય. | | | |
|---|---|---|---|---|---|---|
| | કર્તૃપદ-સાદો કર્તા. | કર્તા વિવર્ધક. | કર્મ. | કર્મ વિવર્ધક. | ક્રિયાવૃદ્ધિ. | ક્રિયાપદ સાદો વિધેય. |
| ૧ | માણસો | ઠરેલ | કામ | પોતાનાં | ઉતાવળા | કરતા નથી |
| ૨ | છોકરાઓ | ડાહ્યા | પુસ્તકો | સઘળાં | ૧ પોતાની મેજ ઉપર ૨ બરાબર | મૂકી રાખે છે |
| ૩ | મામલતદાર સાહેબ | નવા | | | | (ઠરેલ અધિકારી ) જણાય છે ( એમાં 'ઠરેલ અધિકારી' એ ક્રિયાપૂરણી) |

અહિં ૧ લા મનોયત્નમાંનાં વાક્યોમાંથી, નામ, સર્વનામ, વગેરે આઠે વર્ગના શબ્દોના પૃથક્કરણની રીતે સંબંધ પૂછવાને તે મનોયત્નનો ઉપયોગ છે.

# આખ્યેય ( પ્રધાન ) શબ્દો.

## નામ.

**પર.** કોઈ પણ પ્રાણી, પદાર્થ, સ્થળ, ગુણ, ક્રિયા વગેરેને ઓળખાવનારા (સંજ્ઞિક) શબ્દો તે નામ—નામના મુખ્ય ત્રણ પ્રકાર છે—**વિશેષનામ, સામાન્યનામ, ભાવવાચકનામ.**

**૫૩. વિશેષનામ** (સંજ્ઞાવાચક)—કોઈ એકજ પ્રાણી, પદાર્થ કે સ્થળનું ખાસ નામ:—મોહનલાલ, હિમાલય, સુરત.

**૫૪. સામાન્યનામ**—જે નામ કોઈ પ્રાણી, કે પદાર્થના આખા વર્ગને કે તે વર્ગમાંના એક એકને સરખી રીતે લાગુ પડે તેઃ—માણસ, ગાય, ઘોડો, પર્વત, નદી, ઘર, ગામ, શહેર, લાકડું. (આને જાતિવાચક પણ કહે છે.)—એના બે મોટા પેટા વર્ગ છે:—
સમુદાયવાચક—(સમૂહવાચક):—ટોળું, લશ્કર, સંઘ.
સમુચ્ચયવાચક—(જથો બતાવનાર-દ્રવ્ય):—સોનું, રૂપું, પાણી, ઘઉં.

**૫૫. ભાવવાચક નામ**—મનોભાવ અને ગુણનાં નામ જેને આપણે કોઇ વસ્તુની પેઠે જોઈ શકતા નથી, પણ મનથી સિદ્ધ કરીએ છીએ તે:—દયા, પ્રેમ, લોભ, સત્યતા, વગેરે.

પદાર્થમાં રહેલા ગુણ, આકૃતિ, તથા ક્રિયાપદની ક્રિયાનાં નામ પણ આ ભાગમાં આવે છે:—જેમકે (ગુણદર્શક) ખુબસુરતી, સુંદરતા, રતાશ, કાળાશ; (ક્રિયાદર્શક) વધ, ઘટ, દોડાદોડ વ૦.

નીચેનાં વાકયોમાંથી દરેક પ્રકારનાં નામ બતાવો.

મનોયત્ન ૨ જો.

૧ પરમેશ્વરના મ્હાપણનો પાર નથી. ૨ તેણે માણસને વાચા તથા સારૂં નઠારૂં જાણવાની શક્તિ આપેલી છે. ૩ કેટલાંક પ્રાણીને વાચા નથી, તોપણ સમજણ હોય છે. ૪ હિન્દુસ્થાનમાં ઘણા ધર્મના લોકો છે. ૫ મનુએ અઢાર વર્ણના ધર્મ તેમજ વ્યવહાર સંબંધી નીતિ સારી બાંધેલી છે. ૬ બાપુભાઇને કવિતાનાં પુસ્તક વાંચવાનો ઘણો લક્ષ છે. ૭ બરાબર વખતે વરસાદ આવે તો વરસમાં બે પાક પાકે. ૮ સત્યતા અને દયા એ માણસના સુખનું મૂળ છે. ૯ કવિ નર્મદાશંકર અને નવલરામજી જેવા વિદ્વાન પુરૂષની આપણને ખોટ છે. ૧૦ ભાષા સંબંધી એમનું ઉત્તમ પ્રકારનું જ્ઞાન હતું એવું વિદ્વાનોનું માનવું છે. ૧૧ સમુદ્રમાં બે વાર ભરતી ઓટ થાય છે અને ભરતી વખતે પવનનું તોફાન હોય છે.

**૫૬. નામને જાતિ, વચન અને વિભક્તિ** લાગે છે:—જાતિ, વચન અને વિભક્તિ લગાડતાં નામનાં જે જુદાં જુદાં રૂપ થાય છે તેને **રૂપાન્તર** કે **રૂપાખ્યાન** કહે છે.

## જાતિ.

**૫૭. જાતિ***—પ્રાણીઓમાં નર–નારીનો જે ભેદ છે, તે ઉપરથી ભાષાના શબ્દોમાં એવો જે ભેદ જણાય છે તેને જાતિ કહે છે. જાતિ ત્રણ છે:—**નર, નારી** અને **નાન્યતર.**[1]

પ્રાણીની પ્રકૃતિમાં જે નર–નારીનો ભેદ છે તે ઉપરથી જે જાતિભેદ શબ્દોમાં રહેલો છે તેને **પ્રાકૃતિક જાતિ** કહે છે; અને ગુજરાતીની રૂઢી પ્રમાણે પદાર્થનાં નામોને જે સંકેતથી વળગ્યો છે તેને **સાંકેતિક જાતિ.**

**૫૮. નરજાતિ**—જે નામ નરને માટે હોય, અથવા નરની પેઠે બોલાતું હોય તે નરજાતિનું નામ કહેવાય:—રાજા, ઘોડો, બળદ, ખડિયો,

**૫૯. નારી જાતિ**—જે નામ નારીને માટે હોય, અથવા નારીની પેઠે બોલતું હોય તે નારીજાતિનું નામ કહેવાય:—રાણી, ઘોડી, ગાય, લખોટી, જુ, પાટલી, વગેરે.

**૬૦. નાન્યતરજાતિ**—જે નામ નર કે નારી બેમાંથી એકે નહિ હોય, અથવા બેમાંથી એકેની પેઠે બોલાતું ન હોય તેને નાન્યતરજાતિનું નામ કહેવું:—મગતરૂં, વાછરડું, લાકડું, વગેરે.

**સામાન્યજાતિ**—કોઇ શબ્દ પુરૂષને માટે કે સ્ત્રીને માટે વાપરેલો ન જણાતાં, સામાન્યપણે વાપરેલો હોય ત્યાં તેને સામાન્યજાતિ કહેવી.

સંસ્કૃત‡ નામોમાં જાતિ ઓળખવાને કંઈ અમુક નિયમ નથી. એટલે ગુજરાતીમાં શબ્દના રૂપ પરથી કે પ્રાણી પદાર્થને ધોરણે જાતિ ઓળખવાનો અમુક **નિયમ** બંધાતા નથી. તેમ બીજી ભાષાઓમાં પ્રાણીવાચક નામને માત્ર નર કે નારીજાતિ હોય છે, અને બધાં જડ નામને નાન્યતરજાતિ છે. ગુજરાતીમાં તો વસ્તુનાં તેમજ ગુણનાં નામોને, નર ને નારીજાતિ સંકેતે લાગે છે. તેથી પરદેશીને કઠિણ પડે છે.

---

*જાતિને સંસ્કૃતમાં **લિઙ્ગ** કહે છે ( લિઙ્ગ એટલે ચિહ્ન ):—નરને **પુંલિઙ્ગ.** નારીને **સ્ત્રીલિઙ્ગ**, અને નાન્યતરને **નપુંસકલિઙ્ગ.**

૧ (ન=નહિ, અન્યતર=બેમાંનું એક)=બેમાંની કોઇ જાતિ નહિ તે. ‡અપભ્રષ્ટ સંસ્કૃત નામોની જાતિ તેના **પર્યાય** પરથી વખતે બદલાય.

૬૧. આપણે સાધારણ રીતે કેવો, કેવી, કેવું, એ ત્રણ રીતે પ્રશ્ન પૂછવાથી અનુક્રમે નર, નારી ને નાન્યતર ઓળખી કાઢીએ છીએ.—જેમકે 'છોકરો' કેવો ? એ નરજાતિ, 'ચોપડી' કેવી ? એ નારીજાતિ, અને 'પાટીઉં' કેવું ? એ નાન્યતર જાતિ.

આ પ્રમાણે પ્રશ્ન પૂછવાની રીત ઉપરથી એવો ભાસ પડે છે કે જાણે **ઓ**, ઈ, ને ઉં એ સાધારણ રીતે જાતિદર્શક પ્રત્યય હોય; પણ **ઓકારાન્ત*** નામ નારી કે નાન્યતરનું હોય, **ઇકારાન્ત**, નર કે નાન્યતરનું હોય, તેમજ **ઉંકારાન્ત**, (સાનુસ્વાર ઉકારાન્ત) નર કે નારીનું હોય: માટે એ ચોક્કસ નિયમ અપાતો નથી. વળી નામને છેડે **અ**, **આ**, ઉ વગેરે કોઈ બીજા સ્વરો પણ આવે છે. માટે અંત્યાક્ષરને ધોરણે જાતિના ચોક્કસ નિયમ બંધાતા નથી.

૬૨. સાધારણ રીતે જેને છેડે **ઓ** આવે તે ઘણાંખરાં નામ નરજાતિનાં, જેને છેડે ઇ આવે તે ઘણાંખરાં નામ નારીજાતિનાં અને જેને છેડે ઉં આવે તે ઘણાંખરાં નામ નાન્યતરજાતિનાં હોય છે.

એવાં નામોનું અપવાદ† સહિત નીચે પ્રમાણે ધોરણ બાંધ્યું છે.

(૧) **ઓકારાન્ત** નામ ઘણાંખરાં નરજાતિનાં હોય—જેમકે છોકરો, ઘોડો, ખડિયો, પાવડો, વાવટો, વગેરે.

**અપવાદ†—ઓકા૦નારી૦**—જળો, બો, છો, ખો, ધો, દરો.

,,——**ઓકા૦નાન્ય૦**—મ્હોં.

(૨) **ઈકારાન્ત** નામ ઘણાંખરાં નારીજાતિનાં હોય—જેમકે છોકરી, પાડી, ચોપડી, લાકડી, વાડી, સ્ત્રી, નદી, વગેરે.

**અપવાદ—ઇકા૦નર૦**—હાથી, ઘાંચી, મોચી, તાઈ, તંબોળી, સોઈ, દરજી, વાઘરી, પારધી, હબસી, સીધી, માળી, સોની, કોળી, કણબી, દાણી, કવિ, ઋષિ, વગેરે ( ધંધાર્થી લોકો ).

,,—**ઈકા૦નાન્ય૦**—પાણી, મોતી, ઘી, દહીં, બી, મણી, મરી.

(૩) **ઉંકારાન્ત** (સાનુસ્વાર ઉકારાન્ત) નામ ઘણુંકરીને બધાંજ નાન્યતરજાતિનાં છે—જેમકે છોકરું, ઘોડું, પાટીઉં, લાકડું, વગેરે.

---

*ઓકારાન્ત ( ઓકાર+અંત )=છેડે **ઓ** આવતો હોય એવા. એજ પ્રમાણે છેડાના સ્વર ઉપરથી અકારાન્ત. ઇકારાન્ત. ઉકારાન્ત વગેરે કહેવાય.

†અપવાદ=ચોક્કસ નિયમમાંથી કંઇ બાતલ કરવું તે અપવાદ કહેવાય.

**અપવાદમાં—માત્ર 'ઘઉં' એ નરજાતિમાં આવે છે.**

અપવાદમાં આપેલા નામ મ્હોડે રાખ્યા પછી, તે સિવાયનાં ઓકારાન્ત તે નરજાતિ, ઈકારાન્ત તે નારીજાતિ અને ઉંકારાન્ત તે નાન્યતરજાતિનાં નામ છે. એ નિયમ પરદેશીને માટે ઠીક છે.

૬૩. આ સિવાય અ, આ, ઉ, અને એ ઐ વગેરે સ્વરો જેને છેડે આવતા હોય એવાં નામો પણ ત્રણે જાતિનાં હોય છે.

**અકારાન્ત નરજાતિ**—હાથ, પગ, બળદ, મગ, પાપડ વ૦.

**અકારાન્ત નારીજાતિ**—ગાય, ભેંસ, ચીજ, ખીજ, વાત, લાત, બાથ, જાત, ન્યાત, જણસ, શરમ, લગામ. વગેરે.

**અકારાન્ત નાન્યતરજાતિ**—ગામ, કામ, નામ, રત્ન, ઘર, ઉંટ, ખેતર, માણેક, વગેરે.

**આકારાન્ત નર૦**—રાજા, પિતા, દાતા, કર્તા, મહિમા, દેવતા, ચંદ્રમા, ઘા, વા.

**આકારાન્ત નારી૦**—કથા, વાર્તા, બાધા, રજા, સજા, ધ્વજા, ત્વચા, હિંસા, લજ્જા, પ્રજા, દયા, માતા વગેરે.

**આકારાન્ત નાન્ય૦**—કલકત્તા, વાંસદા ( ગામનાં નામો ).

**ઉકારાન્ત નર૦**—લાડુ, વાયુ, વરૂ, ગુરૂ, ચરૂ, દારૂ, મશરૂ, શત્રુ સ્હાડુ. હેતુ, ધાતુ ( ક્રિયાપદોનો ), ચપ્પુ, રૂ, ગેરૂ,

**ઉકારાન્ત નારી૦**—વસ્તુ, સાસુ, વહુ, જુ, લુ, ધાતુ, રૂબરૂ.

**.. નાન્ય૦**—પશુ, લીંબુ, તરૂ, રૂ, જાંબુ, બરૂ, આંસુ, પરૂ, વાળુ, આદુ, કાજુ, આલુ.

**એકારાન્ત નર૦**—ભે (ભય), મ્હે (મેઘ), વ્હે, ક્ષે (ક્ષય), ખે, જે, ( જય ).

**એકારાન્ત નારી૦**—ચ્હે, લ્હે, રહે, લ્હેરે, વલે, મ્હજે, ગે, જે, હરડે, ખે=ઝેણ.

**એકારાન્ત નાન્ય૦**—તાલે ( નસીબ ).

**ઐકારાન્ત નર૦**—ક્ષૈ ( રોગ), અતૈ (અભંગ ગવૈયો ).

**ઐકારાન્ત નારી૦**— ક્ષૈ ( ખાંસી ), પવૈ.

**ઐકારાન્ત નાન્ય૦**—દૈ ( ચરોતરમાં દૈવને બદલે વાપરે છે ).

**ઔકા૦ નારી૦**—ગૌ (ગાય); **નાન્ય૦**—મૌ (મારવાડનાં).

**૬૪. ત્રિજાતિનામ**—કેટલાંક નામ જેને ત્રણેજાતિ લાગે છે તે. જેમકે—છોકરો, છોકરી, છોકરૂં વગેરે.

**૬૫. દ્વિજાતિનામ**—કેટલાંક નામનાં નર ને નારી બેજ રૂપ થાય છે તે. જેમકે—કાકો–કાકી, મામો–મામી, દાદો–દાદી, સાળો–સાળી, પાપો–પાપી, રોટલો–રોટલી, પાટલો–પાટલી, ગોળો–ગોળી, દડો–દડી.

(૧) વસ્તુનાં નામમાં ઉપર (ઘડો–ઘડી) પ્રમાણે નારીજાતિમાં લઘુતાનો અર્થ છે.

(૨) કેટલાંક વસ્તુનાં નામમાં મ્હોટાપણાનો અર્થ બતાવવાને નારીને બદલે નાન્યતર જાતિનું રૂપ વપરાય છે:—જેમકે કલ્લું–કલ્લી, છાપરૂં–છાપરી, પુતળું–પુતળી, માટલું–માટલી, હાંલ્લું–હાલ્લી, ગોદડું–ગોદડી.

**૬૬. એકજાતિનામ**—કેટલાંક પ્રાણી કે પદાર્થનાં નામ જે એકજ જાતિમાં વપરાય છે તે:—

નર૦–પ્રાણીવાચક.—યોદ્ધો, લડવૈયો, રસિયો, રખો, આખલો, નોળિયો, કાચબો, વંદો, જુઓ, વરૂ ( શાસ્ત્રી, સરદાર, વીર ).

,, પદાર્થવા૦—દરવાજો, રસ્તો, ખડિયો, હીરો, દરિયો વ૦

નારી–પ્રાણીવા૦—દાઈ, સોચાણી, ધાવ, વારાંગના, ખીસકોલી, માખી જુ, વ૦.

,, પદાર્થવા૦—સાડી, કપ્પી, ધરેડી, કડી, અડી, વ૦.

નાન્ય૦–પ્રાણીવા૦—ચામચીડીયું, વનવાગળું, મગતરૂં, ઉંટ, ધુવડ, તીડ.

,, પદાર્થવા૦—ભાતું, ખાતું, નાકું, માથું, નામું, તાળું. જાળું, બાકું. વ૦.

કેટલાંએક નામ જુદા જુદા ભાગમાં જુદી જુદી જાતિમાં બોલાય છે—

(૧) અગ્નિ, કેફ, તપાસ, તંબાકુ, વખત, વર્ગ, વાર, શોધ, સંધિ, ચાહ, ચાલ. (રિવાજ), વગ, ખબર, ઋતુ. વગેરે શબ્દો **નર** અને **નારી** એ બંને જાતિમાં વપરાય છે. ('આવરદા' ત્રણે જાતિમાં ચાલે છે).

(૨) ડોળ, પત્ર (કાગળ), મત, માણસ, યત્ન, વ૦ શબ્દો **નર** અને **નાન્યતર** એ બંને જાતિમાં વપરાય છે.

(૩) ઓળખાણ, ઘડીઆળ. જનોઈ, રહવાર, સોપારી વ૦ શબ્દો **નારી** અને **નાન્યતર** એ બંને જાતિમાં બોલાય છે.

કેટલાંએક નામને વિવિધ અર્થે વિવિધ જાતિ લાગે છે—

ચાલ=રિવાજ ( નર )—ચાલ=વર્તણુક ( નારી ); રાવ=રાજા ( નર )—રાવ=ફરિયાદ ( નારી ); ભાત=રાંધેલા ચોખા ( નર )—ભાત=ડાંગર ( નાન્ય૦ )—ભાત=જાત ( નારી ); બાજ=એક પક્ષી (નર)—બાજ=પત્રાવળી (નારી). ખોળ=તલનો કુચો (નર)—ખોળ=શોધ (નારી); ધાતુ=ક્રિયાપદનો મૂળ (નર)—ધાતુ=ખનીજ પદાર્થ (નારી); તડ=ચીરો (નર)–તડ=ફાડ ( નારી ), તડ=જ્ઞાતિવિભાગ ( નાન્ય૦ ) વાર, નાળ, વ૦

૬૭. ગુજરાતીમાં પ્રાણીવાચક નરનાં નામ ઉપરથી બે રીતે નારીનાં નામો નિકળેલાં દીઠામાં આવે છે:—

૧. નારી જાતિનાં જુદાંજ નામો હોય છે:—

| નરજા૦ | નારીજા૦ | નરજા૦ | નારીજા૦ | નરજા૦ | નારીજા૦ |
|---|---|---|---|---|---|
| ઠાકોર | ઠકરાળાં | બાપ | મા | લાલ | લલના |
| ધણી | ધણીઆણી | ભાયડો | બાયડી | વર | વહુ-કન્યા |
| નર | નારી—માદા | ભાઈબંધ | બહેનપણી | વિદ્વાન | વિદુષી |
| પતિ | પત્ની | ભાઈ | બહેન | સસરો | સાસુ |
| પાડો | પાડી—ભેંસ | ભૂત | ડાકણ | સખા | સખી |
| પિતા | માતા | મરદ-ખાવિંદ | ઓરત | સતિયો | સતિ |
| પુરૂષ | સ્ત્રી | માટીડો | બૈરી—રૂ | સાધુ | સાધ્વી |
| બળદ-ગોધો | ગાય | મોર | ઢેલ | ઋષિ | ઋષિપત્ની |

સંસ્કૃત 'આ' પ્રત્યયથી થતાં નામો—કાન્ત—કાન્તા; પંડિત—પંડિતા; બાલ—બાલા; નાયક—નાયિકા; પ્રિય—પ્રિયા; શિષ્ય—શિષ્યા; શિક્ષક—શિક્ષિકા; સુત—સુતા;—'મિત્ર, વિધવા,' વગેરેનાં વિરૂદ્ધ જાતિરૂપ વપરાતાં નથી.

૨. વિવિધ પ્રત્યય લાગવાથી નારીજાતિ થાય છે.

'ઈ' પ્રત્યયથી થતાં નારીજાતિરૂપ—બ્રાહ્મણ—બ્રાહ્મણી; પુત્ર—પુત્રી; દેવ—દેવી; રાક્ષસ—રાક્ષસી; ગોપ—ગોપી; નટ—નટી; તરૂણ—તરૂણી.

'આણી' પ્રત્યયથી થતાં.—ભટ્ટ—ભટાણી; ગોર—ગોરાણી; શેઠ—શેઠાણી; પટેલ—પટલાણી—પટલેણ—પટલણ.

એણ, અણ, કે ણ પ્રત્યયથી થતાં.

ઘાંચી—ઘાંચેણ—ચણ
મોચી—મોચેણ—ચણ
સુથાર—સુથારેણ—રણ
લુહાર—લુહારેણ—રણ—ડી
સાપ—સાપેણ—પણ
માળી—માળેણ—ળણ
નાગ—નાગેણ—ગણ
વાઘ—વાઘેણ—ઘણ
વાણીઓ—વાણીએણ—અણ
કાછીઓ—કાછીએણ—અણ
વાઘરી—વાઘરેણ—રણ
કણબી—કણબેણ—બણ

'ડી' અથવા 'ણી' પ્રત્યયથી થતાં

હજામ—હજામડી
ચાકર—ચાકરડી
નોકર—નોકરડી
ઉંટ—ઊંટડી
ભીલ—ભીલડી
ગોવાળ—ગોવાળણી
ચંડાળ—ચંડાળણી
પિશાચ—પિશાચણી
પાપી—પાપિણી

(૧) નારીપરથી નરજાતિનાં રૂપ થયલાં:—

ડાકણ—ડાકણો; નણંદ—નણદોઇ; ફોઇ—ફુઓ; બહેન—બનેવી.
માસી—માસો; સતી—સતો; સાળી—સ્હાડુ.

## વચન.

**૬૮. વચન**—કોઈ પ્રાણી કે પદાર્થનું નામ બોલતાં તે એક છે કે એક કરતાં વધારે, એ જેથી જણાય તેને વચન કહે છે.

વચન બે છેઃ—**એકવચન** ને **બહુવચન** (અનેકવચન).

**૬૯. એકવચન**—જે નામ બોલતાં એક પદાર્થ કે પ્રાણી જણાય તે એકવચનનું નામ કહેવાય. જેમકે છોકરો, ઘોડો વગેરે.

**૭૦. બહુવચન**—જે નામ બોલતાં તે એક કરતાં વધારે છે એવું જણાય તેને બહુવચનનું નામ કહેવું—જેમકે છોકરા, ઘોડાઓ, લાકડાં વગેરે. આ નામો બોલતાં એક નહિ પણ બે† કે બે કરતાં વધારે સંખ્યાનો ભાસ પડે છે, માટે એ બહુવચન.

**૭૧. પ્રત્યય**[1]—ગુજરાતીમાં એકવચનનો પ્રત્યય નથી. એકવચનમાં નામનું જે મૂળ રૂપ હોય તેજ રહે છે. બહુવચનનો પ્રત્યય '**ઓ**' છે.—જેમ છોકરો—છોકરાઓ, ઈંડું—ઈંડાં કે ઇંડાંઓ, લાકડી—લાકડીઓ, માણસ—માણસો* વગેરે.

## બહુવચન (અનેકવચન) કરવાની રીત.

(૧) ઓકારાન્ત નરજાતિનાં અને ઉકારાન્ત નાન્યતરજાતિનાં નામને બહુવચનનો પ્રત્યય લગાડતાં પહેલાં '**ઓ**' નો '**આ**' અને 'ઉ' નો **આં** કરવો પડે છે—જેમકે ઘોડો—ઘોડાઓ, ઇંડું—ઈંડાંઓ.

(૨) **અકારાન્ત** નામને બહુવચનનો પ્રત્યય લગાડતાં, છેડાનો **અ** મૂકી દેવો પડે છે એટલે '**ઓ**' તેમાં ભળી જાય છે. જેમકે—બળદ—બળદો, ગાય—ગાયો, માણસ—માણસો* વગેરે.

(૩) **આકારાન્ત**, ઈકારાન્ત અને ઉકારાન્ત નામોનું બહુવચન કરતાં **ઓ** પ્રત્યય છેડે છૂટો લાગે છે.—જેમકે રાજા—રાજાઓ, લાકડી—લાકડીઓ, લાડુ—લાડુઓ વગેરે.

---

†બેને માટે સંસ્કૃતમાં દ્વિવચનનાં જુદાં રૂપ છે તેવું ગુજરાતીમાં નથી.

૧. પ્રત્યય (સં. प्रति = બાજુએ, अय = જનાર, આવનાર इ = જવું ઉપરથી) પાસે આવી કંઇ વિવિધ વિકાર કે સંબંધ દેખાડનાર.

*નાન્યતરજાતિનાં અકારાન્ત નામને પણ ચરોતરના લોકો બહુવચનમાં 'આં' પ્રત્યય લગાડે છે;—જેમકે—માણસ—માણસાં, ઢોર—ઢોરાં, બોર—બોરાં વગેરે.

(૪) ઓકારાન્ત નારી કે નાન્યતરજાતિના નામને, અને એઔ એડે આવે એવાં નામને ઘણુંકરીને બહુવચનનો પ્રત્યય લાગતો નથી :- ઘો, મ્હોં એને માટે ઘોઓ, મ્હોંઓ, બોલાતા નથી.

કોઈ નામની સાથે જ્યારે એક કરતાં વધારે સંખ્યા બતાવનારા શબ્દો, કે બધાં, ઘણાં, સૌ, કેટલાએક એવા બહુવચનના અર્થવાળા શબ્દો આવે ત્યારે બહુવચનનો પ્રત્યય પડતો મૂકાય છે: બધાં માણસ, ઘણાં જાનવર.

આવી રીતે પ્રત્યય નહિ આવેલો હોય, ત્યારે રૂપ ઉપર આધાર નહિ રાખતાં આગળ પાછળના સંબંધ ઉપરથી વચન ઓળખી કાઢવું. જેમકે 'રામદાસ લુચ્ચો **માણસ** છે, એમાં **માણસ** એકવચન;- પણ 'ઘરમાં ચાર **માણસ** છે 'ત્યાં ઘણાં **માણસ** હતાં,' એમાં **માણસ** બહુવચન છે.

**૭૨. સમુચ્ચયવાચક** નામોમાં ઘણાં એકવચનમાંજ રહે છે—જેમકે ઘી, ખાંડ, ગોળ, શાકર, દૂધ, મીઠું, સુનું, રૂપું, ડાંગર, બાજરી, જુવાર કપાસ, ખડ, કડબ, ઘાસ, જીરૂં, હીંગ, મેથી, પાણી, માટી, દેવતા, ભાંય.— આમાંના કોઇને વખતે જુદી જુદી જાત બતાવવાને બહુવચન લાગે:— તેણે ઘણા દેશનાં **પાણી** પીધાં છે. ચરોતરમાં બે જાતનાં **ઘી** થાય છે.

કેટલાંક બહુવચનમાંજ રહે—ઘઉં, મગ, મઠ, અડદ, તલ, મરી, તેમજ—સૈયડ–શીતળા–બળિયા, ફાંફાં, વલખાં, હાંજાં, કેસરીઆં બહુ-વચનમાંજ રહે. કેમકે એ એકવચનમાં વપરાતાંજ નથી.

વિશેષ નામમાં એકપણાનો અર્થ છે માટે તે એકવચનમાં છે; પણ કોઇ માનને ખાતર બહુવચનના નામની પેઠે તેની સાથે વિશેષણ કે ક્રિયાપદ બહુવચનના રૂપમાં આવે છે:—'બાલુભાઈ **સારા** માણસ છે,' 'ટેલર સાહેબ સ્વર્ગવાસી **થયા**.'

વિશેષ નામ સામાન્ય નામની પેઠે વપરાય ત્યારે તેને બહુવચનમાં લેવાય—જેમકે 'અમારી વર્ગમાં ત્રણ **ચુનીલાલ** હતા.'

ભાવવાચક નામ પણ એકવચનમાંજ રહે છે—પણ કોઈવાર ભાવની જુદી જુદી જાત બતાવવાને બહુવચનમાં વપરાય છે:—વૃત્તિઓ.

ઘણાં સામાન્ય નામ પણ, એકવચનમાં છતાં, માનાર્થે બહુવચનનાં નામની પેઠે વપરાય છે:—**મહેતાજી** મોટા આવ્યા, **મહારાજ** કાલેજ પધાર્યા, **શેઠાણી** બોબડાં છે, **ગોર** તો ઉંઘતા હતા, વગેરે.

---

# વિભક્તિ.

૭૩. **વિભક્તિ**[1]—નામ કે સર્વનામનો બીજા શબ્દ સાથે ક્રિયા વગેરેનો સંબંધ બતાવવાને જુદા જુદા પ્રત્યયો લાગવાથી તેનાં જે રૂપ થાય છે તેને વિભક્તિ કહે છે.

૭૪. વિભક્તિઓ **સાત** છે:—એને અનુક્રમે **પહેલી, બીજી, ત્રીજી, ચોથી, પાંચમી, છઠ્ઠી.** ને **સાતમી,** એ પ્રમાણે કહે છે. વળી નામને એક વિશેષ (આઠમી) વિભક્તિ લાગે છે તેને **સંબોધન** કહે છે. એ વિભક્તિઓ તેનાં નામ, પ્રત્યય તથા સામાન્ય અર્થ સાથે નીચેના કોષ્ટકમાં આપી છે:—

| વિભ૦ | નામ | પ્રત્યય. | સામાન્ય અર્થ. (સંજ્ઞાનામ) |
|---|---|---|---|
| ૧. | **प्रथमा** | (નથી) | કર્તા—(કર્તરિ પ્ર૦) |
| ૨. | **द्वितीया** | ,, (કોઈવાર ચોથીનો પ્રત્યય **ને** વપરાય) | કર્મ. |
| ૩. | **तृतीया** | એ | કરણ—(જેણે કરીને કંઈ કરાય કે થાય તે) (કર્તા—કર્મણિ પ્ર૦) |
| ૪. | **चतुर्थी** | ને | સંપ્રદાન—(જેને કંઈ મળે છે કે નિમિત્ત થાય તે). |
| ૫. | **पंचमी** | થી-થકી | અપાદાન—(જ્યાંથી જેમાંથી કંઈ ક્રિયા થાય તે). |
| ૬. | **षष्ठी** | નો, ની, નું; ના, ની, નાં | સંબંધ |
| ૭. | **सप्तमी** | માં, એ | અધિકરણ—ક્રિયાનું ઠેકાણું, સમય, વગેરે; |
| (૮) | **संबोधन** | (નથી) | સંબોધન—(કોઈનું નામ લઈને બોલાવવું તે). |

**સંબોધન**નો પ્રત્યય નથી; પણ **ઓ**કારાન્ત નરજાતિ ને ઉંકારાન્ત નાન્યતર જાતિનાં નામોમાં **ઓ** ને ઉં નો **આ** થાય છે:-ઓ છોકરા.

[1] વિભક્તિ (सं. वि.=વિશેષે + भंज=ભાંગવું) શબ્દનાં રૂપ દેખાડવાં.

**સંબોધન** એ ખરૂં જોતાં આઠમી વિભક્તિ નથી પણ પ્રથમાનું એક રૂપ છે; એને (પદચ્છેદમાં) **સંબોધનાર્થે પ્રથમા** કહે છે:- જેમકે **છોકરા,** આમ આવ. **ઈડા,**[1] તું ગબડ. એમાં 'છોકરા, ઈડા' એ સંબોધનાર્થે પ્રથમા.

**૭૫.** સંબોધન વિભક્તિનું રૂપ ખાસ બોલાવવાના અર્થમાં નહિ, પણ માત્ર આશ્ચર્યતા કે ઉદ્‌ગાર બતાવે ત્યારે તેને **આશ્ચર્યતાને** અર્થે પ્રથમા કે **ઉદ્‌ગારાર્થે** પ્રથમા' કહેવી:—જેમકે 'અરેરે! બિચારી **છબિલિ!** આ જમનીએ તારા કેવા હાલ કરીને મારી!' 'ઓ **પ્રભુ!** આ બિચારાની શી કમ્બખ્તી! એમાં 'છબિલી-ને 'પ્રભુ' ઉદ્‌ગારાર્થે પ્રથમા છે (સંબોધન નહિ), કારણ એમાં ઉદ્‌ગારનો અર્થ છે.

**૭૬.** જ્યારે કોઈ નામ કે સર્વનામ, પૂર્ણ–ક્રિયાપદને બદલે, કોઇ કૃદંત રૂપની સાથે કર્તાને સંબંધે આવે છે, ત્યારે તેની વિભક્તિ પ્રથમા છે, પણ કોઇ પૂર્ણ રૂપ ક્રિયાપદનો તે કર્તા નથી, તેથી તેને **કેવળપ્રયોગી** પ્રથમા* (કે સતી પ્રથમા) એવું નામ અપાય:—જેમકે '**રાંદેર** તૂટીને' સુરત શહેર વસ્યું' વનરાજના ખોવાઈ ગયાની **ખબર** સુરપાળને થતાં, તે પોતાની બહેન પાસે આવ્યો' (વનરાજ ચાવડો). '**છોકરો** મરતાં આખું ઘર ઝાંખું પડી ગયું.' એમાં **રાંદેર, ખબર, છોકરો,**—એ **કેવળ પ્રયોગી** પ્રથમા.

**૭૭.** છઠ્ઠી સિવાયની વિભક્તિ ક્રિયાપદની ક્રિયા સાથે સંબંધ રાખે છે માટે તેઓને **કારક** વિભક્તિ કહે છે. આ સંબંધ ઉપરથી, ૧ લીને **કર્તા**, ૨જીને **કર્મ**, ૩જીને **કરણ**, ૪થીને **સંપ્રદાન**, ૫મીને **અપાદાન**, અને ૭મીને **અધિકરણ**, એવી સંજ્ઞા આપેલી છે.

છઠ્ઠી વિભક્તિ માત્ર નામ કે સર્વનામનો બીજા નામની સાથે કંઇ સંબંધ બતાવે તેથી એને **સંબંધ** વિભક્તિ કહે છે. એનો અધિકાર વિશેષણના જેવો છે, તેથી એને વિશેષણ-વિભક્તિ પણ કહેવાય, અને વિશેષણની પેઠે એની સાથેના નામ પ્રમાણે, એને જાતિ, વચન, વિભક્તિ પણ લાગે.

---

૧. સંબોધન વિભક્તિ ઘણું કરીને પ્રાણીવાચક શબ્દો, જેની સામાન્ય સંજ્ઞાનું નામ લઈ બોલાવી શકાય તેનેજ લગાડવી. એ પ્રથમાનો એક અર્થ છે (પાણિની). એને જુદી આઠમી વિભક્તિ કહેવાય નહિ.

* સકર્મક કૃદંતરૂપની સાથે તેનો કર્મ હોય તેને કોઈ લૅટિન વગેરે ભાષાને અનુસરી કેવળપ્રયોગી દ્વિતીયા કહેવા ધારે, પણ સકર્મક કૃદંતોની સાથે તો તેનાં કર્મ આવેજ, તેમ તેનો કોઈ કર્તા અધ્યાહાર લઈ શકિયે, તે કેવળપ્રયોગી પ્રથમા કહેવાય; એટલે દ્વિતીયાને કેવળપ્રયોગી વિભક્તિ લેવી ઠીક નથી. સહભેદનાં કૃદંતોની સાથે તો કર્મ સહક થઈ પ્રથમામાં આવે તે કેવળપ્રયોગી પ્રથમાજ છે.

ઓકારાન્ત નરજાતિ **ઘોડો** ( વિકાર્ય નામ.)

| વિભક્તિ. | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧. | ઘોડો | ઘોડાઓ, ઘોડા |
| ૨. | ઘોડો, ઘોડાને | ઘોડાઓને, ઘોડાને |
| ૩. | ઘોડાએ, ઘોડે | ઘોડાઓએ, ઘોડે |
| ૪. | ઘોડાને | ઘોડાઓને, ઘોડાને |
| ૫. | ઘોડાથી—થકી | ઘોડાઓથી—થકી, ઘોડાથી—થકી |
| ૬. | ઘોડાનો-ની-નું, ના-ની-નાં | ઘોડાઓનો—ની—નું—ના—ની—નાં, ઘોડાનો [વગેરે. |
| ૭. | ઘોડામાં, ઘોડે* | ઘોડાઓમાં, ઘોડામાં |
| સંબોધન, | ઘોડા | ઘોડાઓ, ઘોડા |

**ઊંકારાન્ત** નાન્યતર ઈંડું ( વિકાર્ય નામ )

| | | |
|---|---|---|
| ૧. | ઈંડું | ઈંડાંઓ, ઇંડાં |
| ૨. | ઈંડાને | ઇંડાંઓને, ઇંડાંને |
| ૩. | ઈંડાએ, ઇંડે | ઇંડાંઓએ, ઇંડે, ઈંડાંએ |
| ૪. | ઈંડાને | ઇંડાંઓને, ઇંડાંને |
| ૫. | ઇંડાથી—થકી | ઇંડાંઓથી—થકી, ઇંડાંથી—થકી |
| ૬. | ઈંડાનો-ની-નું, ના-ની-નાં | ઈંડાંઓનો-ની-નું-ના-ની-નાં, ઈંડાંનો [ વગેરે. |
| ૭. | ઈંડામાં, ઇંડે | ઈંડાંઓમાં, ઈંડાંમાં |
| સંબોધન, | ઇંડા | ઈંડાંઓ, ઈંડાં |

## ૭૮. વિભક્તિ લગાડવાની રીત.—

(૧) ઓકારાન્ત નરજાતિ અને ઊંકારાન્ત (સાનુનાસિક ઉકારાન્ત) નાન્યતરજાતિનાં નામને વિભક્તિના પ્રત્યય લગાડતાં પહેલાં તેમાં **ઓ** નો બેઉ વચનમાં **આ** અને ઊં † નો એકવચનમાં **આ** † ને બહુવચનમાં **આં** કરવો પડે છે.

---

* સાતમીનો '**એ**' લગાડતાં 'ઘોડાએ' 'છાપરાએ' એ રૂપ વપરાતાં નથી.

† **ઊંકારાન્ત** નાન્યતરજાતિનાં નામમાં એકવચનમાં ઉં નો **આ** થાય છે, એવો સિદ્ધ નિયમ લખવામાં ચાલ્યો—બોલવામાં તો સહેજ અનુસ્વાર બોલાય છે; અને ઘણા બોલે છે; તેમજ વાંચવામાં પણ, અનુસ્વાર ન છતાં સહજ વાંચી દે છે. અનુસ્વાર સિવાય વાંચતાં કે બોલતાં કઢંગુ અને કફોરૂં લાગે છે;—(નાના છોકરાને રડાવવું નહિ). તેમજ નર ને નાન્યતરનો ભેદ જણાતો નથી ( કોળિયો-કોળિયું; પાટિયો-પાટીઉં; વાનો-વાનું )--આ જોતાં અનુસ્વાર બન્ને વચનમાં નાન્યતરનું સામાન્ય સ્વરૂપચિહ્ન હોય એવો ભાસ પડે છે.

વળી **એ** પ્રત્યય લાગતાં, છેડાનો સ્વર જતો રહી, તેના પ્રકૃતિ[1] રૂપમાં **એ** ભળી જાય છે. જેમકે છોકરો એનું છોકરાએ કે છોકર્+એ= **છોકરે**; ઈંડું એનું ઇંડાએ, કે ઇંડે થાય છે.

(૨) કોઈ પણ નામની સાથે બહુવચનનો પ્રત્યય વાપરવો હોય, તો તે લાગ્યા પછી વિભક્તિના પ્રત્યય લાગે છે. (જો૦ પા૦ ૩૨)

(૩) **અ**કારાન્ત નામને વિભક્તિના પ્રત્યય છૂટા લાગે છે; પણ '**એ**' પ્રત્યય લાગતાં, છેડાનો **અ** જતો રહી, **એ** તેની સાથે ભળી જાય છે:—જેમકે **માણસ** એનું માણસ્+એ=**માણસે**, **સુથાર** એનું **સુથારે**; પણ **માણસએ**, **સુથારએ**, એવાં રૂપ થાયજ નહિ.

(૪) **આ**કારાન્ત, ઈકારાન્ત, ને ઉકારાન્ત નામને તેમજ **ઓ**કારાન્ત નારી જાતિનાં નામને તો વિભક્તિના પ્રત્યય છૂટાજ લાગે છે.

૭૯. મૂળ સંસ્કૃત શબ્દો ઉપરથી વિવિધરૂપો ગુજરાતીમાં નામ થઈ વપરાવા લાગ્યાં. સંસ્કૃતમાં નામને છેડે સ્વર અને વ્યંજન બેઉ આવે; પણ ગુજરાતીમાં તો ઘણો ખરો સ્વર એકલો દીઠામાં આવે છે;—ઘણુંકરીને **અ**, **આ**, **ઇ–ઈ**, **ઉ–ઊ**, **ઓ** અને ઉં આટલા સ્વરો અંત્યાક્ષર હોય છે. **ઋ** શુદ્ધ સંસ્કૃત શબ્દોને છેડે હોય; એટલે એવાં થોડાંએક અમુક નામો જડે. અને એ, ઐ કે ઔ, છેડે આવે એવાં તો ઘણાં થોડાં નામ જડે.

આ પરથી નામના **વિકાર્ય** ને **અવિકાર્ય** એવા બે ભેદ* થાય.

(૧) **વિકાર્ય**—જે નામને વિભક્તિ કે બહુવચનના પ્રત્યય લગાડતાં તેના છેડાના સ્વરમાં વિકાર થાય છે તે. જેમકે—'છોકરો' એનું 'છોકરાને' 'છોકરાઓ;' ઈંડું એનું 'ઈંડાને' 'ઈંડાંઓ'—ઓકારાન્ત નર ને (સાનુનાસિક ઉકારાન્ત) ઉંકારાન્ત નાન્યતર જાતિનાં નામ વિકાર્ય છે.

આવાં (વિકાર્ય) નામને વિભક્તિ કે બહુવચનના પ્રત્યય લગાડતાં પહેલાં, '**ઓ**' નો બેઉ વચનમાં '**આ**,' અને 'ઉં'નો એકવચનમાં 'આ,' ને બહુવચનમાં '**આં**' કરવો પડે છે.—છોકરાને, છોકરાઓ, ઈંડાને, ઈંડાંઓને.

(૨) **અવિકાર્ય**—જે નામને વિભક્તિ કે બહુવચનના પ્રત્યય લગાડતાં છેડાનો સ્વર બદલાયા વગર રહે છે તે:—જેમકે—માણસ, રાજા, સ્ત્રી, લાડુ, વ્હે, ક્ષૈ, ઘો, મૌ વગેરે એટલે ઓકારાન્ત નર ને ઉંકારાન્ત નાન્યતર સિવાયનાં બધાં નામો અવિકાર્ય છે.

---

૧. પ્રકૃતિ—મૂળના પ્રત્યય કાઢી નાંખતાં જે ટૂંકું રૂપ રહે તે. છોકર્+એ

*આ ભેદને હોપ સાહેબે, પહેલા પ્રકારનાં ને બીજા પ્રકારનાં નામ કહ્યાં છે.

## વિભક્તિ સંબંધી પદચ્છેદને લગતી સૂચના.

૮૦. 'એ' પ્રત્યય, ત્રીજીનો તેમજ સાતમીનો છે; માટે કર્તા, કરણ, **કારણ** વગેરે ત્રીજીના અર્થમાં વપરાયલો હોય ત્યાં એને ત્રીજી વિભક્તિ ગણવી:—**ઘોડાએ** લાત મારી, **કલમે** લખો, **શરદીએ** માથું ચઢ્યું. પણ 'ઉપર, આગળ, પાસે, તરફ' એવો ઠેકાણાનો અર્થ બતાવતો હોય. કે સમય બતાવવાને વપરાયલો હોય, ત્યાં એને સાતમી વિભક્તિ કહેવી:—'તે માળે ચઢયો, હું વડોદરે જાઉં છું. તે ઘેર ગયો, સ્હવારે આવજે' એમાં 'માળે, વડોદરે, ઘેર, સ્હવારે,' આ શબ્દો સાતમી વિભક્તિમાં છે.

૮૧. વળી 'એ' કોઈવાર 'પણ'ના અર્થમાં નામ કે સર્વનામની સાથે છૂટો કે ભળી ગયલો હોય ત્યાં એને વિચાર્યા વગર વિભક્તિમાં નહિ લેવો: 'રામદાસે ત્યાં હતો.' 'હુંએ આવીશ.' એમાં 'રામદાસ પણ, હું પણ' એવો અર્થ છે, માટે એમાં છૂટો પાડી 'એ' ને ક્રિયાવિશેષણ કહેવો.

૮૨. (સંખ્યાવાચકની સાથે એ)—'સોએ જણ' એમાં 'એ'નો અર્થ 'સઘળા બધા—સામટા—એક પણ રહ્યા સિવાય' એવો છે. એ બહુવચનના 'ઓ' જેવો છે:— (**ચારે** જણ=**ચારો** જણ, એમ પણ બોલે છે).

૮૩. 'ને' પ્રત્યય, ખરેખરો ચોથીનો છે, કારણ કે એમાં સંપ્રદાનનો અર્થ બહાર પડતો દેખાય છે. તોપણ ઘણાંખરાં પ્રાણીવાચક નામ, સર્વનામ, અને કોઈ વાર અપ્રાણીવાચક નામની સાથે એ બીજીના અર્થમાં આવે છે. માટે અર્થ ઉપરથી બીજી કે ચોથી કહેવી:—તેણે **ગાડીને** ગબડાવી, તેણે **ગાડીને** લાત મારી.

૮૪. કોઈવાર નામની આગળ 'ને' પ્રત્યય આવે, ત્યાં છઠ્ઠીનો પ્રત્યય **નો** કે **નું**ની સાથે ત્રીજી કે સાતમીનો 'એ' ભળીને થયલો છે. એ સંબંધ પરથી **છઠ્ઠી સાથે ત્રીજી** કે **છઠ્ઠી સાથે સાતમી** જેવી છે:—જેમકે '**રામદાસને** છોકરે મને ગાળો દીધી' એમાં **રામદાસને** એ છઠ્ઠી સાથે ત્રીજી; અને 'હું **રંગીલદાસને** ઘેર હતો' એમાં **રંગીલદાસને** એ છઠ્ઠી સાથે સાતમી છે. તેમજ માટે, સારૂ, કાજે, વાસ્તે, લીધે, આ નામયોગીની આગળ 'ને' પ્રત્યય આવે ત્યાં એને નામયોગીની સાથે લઇ કોઈ **નિમિત્તાર્થે ચોથી** કહે; પણ નામયોગી છૂટો લઈએ તો તો 'ને' એ **છઠ્ઠી સાથે સાતમી** છે.—ઉપલી ત્રણે બાબતમાં, એને **સાંસર્ગિક સંબંધાર્થે ષષ્ઠી** કહી શકાય. કારણકે 'એ'ના સંસર્ગથી નો, નું, બદલાઈને 'ને' થાય છે.

૮૫. કોઇ પણ નામયોગીની પૂર્વેના નામને વિભક્તિનો પ્રત્યય નહિ લાગેલો હોય તોપણ તેને છઠ્ઠી વિભક્તિ કહેવી. કારણ કે ત્યાં છઠ્ઠીનો પ્રત્યય 'ના' કે 'ની' અધ્યાહાર હોય છે. (જો૦ નામયોગી)

## ૮૬—વિભક્તિના વિશેષ અર્થ.

### પ્રથમા વિભક્તિ.

૧. **કર્તા** (મૂળભેદમાં કર્તરિપ્ર૦)—**રાજા** તૈયારી કરે છે.

૨. **સાધક** (કર્તા)—(સહાભેદમાં જે મૂળનો કર્મ, કર્તા થઈ પ્રથમામાં ક્રિયાનાથ તરીકે આવે તે=વ્યાકરણીય કર્તા)—મારાથી બે **પાઠ** વંચાયા.

૩. **ક્રિયાપૂરણી**—આ **લખોટો** છે; તે **રાજા** થયો; હું **નોકર** રહ્યો; તે **માણસ** દેખાતો નથી; આ **સુરતી** લાગે છે; તે **ચોર** નિકળ્યો.

૪. **પરિમાણ કે માપ—સ્થલમર્યાદા, સમય** વ૦*—મેં બે **વાટકા** દૂધ પીધું. તું કેટલા **ગાઉ** ચાલ્યો ? તે રોજ બે **કલાક** વાંચે છે.

સંબોધનાર્થે, ઉદ્‌ગારાર્થે, અને કેવળપ્રયોગી પ્રથમા. ( જો૦ પા. ૩૩ ).

### દ્વિતીયા વિભક્તિ.

૧. **કર્મ**—(પ્રત્યય રહીત)—સુથારે **પેટી** † ઘડી: હું **ચોપડી** વાંચું છું.
**કર્મ** ( સપ્રત્યય=પ્રત્યય સહિત )--સાહેબે **મને** બોલાવ્યો. હું **તેને** (કોઈ માણસને) જોઉં છું. હું તે ( કોઇ વસ્તુ ) ‡ જોઉં છું.

૨. **ઉપસ્થ કર્મ** ( દ્વિકર્મી ક્રિયાપદનો )—તેણે મને **ગાય** આપી.

### તૃતિયા વિભક્તિ.

૧. **કર્તા** ( કર્મણિ પ્રયોગમાં )—**કાળીદાસે** ઘણાં પુસ્તકો રચ્યાં.

૨. **કરણ**—ખેડુત **દાતરડે** ઘાસ વાઢે છે.

૩. **કારણ—સરદીએ** તે માંદો પડયો.

૪. **મૂલ્ય**—શાકર સાત **રૂપીએ** મણ વેચાય છે.

૫. **સાહિત્ય**—રાજા ભારે **રસાલે** આવ્યો.

---

*પરિમાણ કે માપ, સ્થલમર્યાદા, સમય વ૦ બતાવનારા શબ્દોને બીજી ભાષા સાથે સરખાવતાં, ભૂલે બીજીમાં લેવા ધરાય; પણ બીજીનો પ્રત્યય લાવી શકાતો નથી. તેમજ નામયોગી વાપરતાં, છઠ્ઠી જેમતેમ મૂકાય. વળી એમાં વિશેષણનો કે ક્રિયાવિશેષણનો ભાસ છે; માટે રૂપ ઉપરથી પ્રથમામાં રાખ્યાં છે.—( જો કે સંસ્કૃતમાં એ અર્થે દ્વિતીયા વપરાય છે ખરી ).

†કોઈ વૈયાકરણો બીજીનો પ્રત્યય ' ને ' ગણીને ' પેટી ' એને પ્રત્યય ન હોવાથી પ્રથમા કહે. પણ કર્મની વિભક્તિ બીજી છે અને ગુજરાતીમાં ને પ્રત્યય પ્રાણીવાચક નામને તથા ( તેને ઠેકાણે વપરાયલાં ) સર્વનામને—ઘણું કરીને લાગે છે; બીજાને લાગતો નથી, માટે કર્મ હોય તે નામને દ્વિતીયા કહેવી વધારે ઉચિત છે.

‡ ઉપસ્થ કર્મમાં સંપ્રદાયનો ભાસ હોય ત્યાં ને આવે-મેં તેને (માર) માર્યો.

## ચતુર્થી વિભક્તિ.

૧. **સંપ્રદાન—અનુપસ્થ § કર્મ**—તેણે **મને** બે ગાય આપી.

૨. **નિમિત્તાર્થે (તાદર્થ્ય)**—હું તમને **કહેવાને** આવ્યો.

૩. **સંબંધાર્થે** ષષ્ઠીને સ્થળે—( મૂળ સં. જોતાં, આ ઉપયોગ સંસ્કૃતની ષષ્ઠી પરથી છે ).

**હો, થા**, ની સાથે કુદરતી કે ઉપાધિ સંબંધ બતાવવાને ચતુર્થી વિભક્તિ આવે તેને સંબંધાર્થે ષષ્ઠીને સ્થળે ચતુર્થી વિભક્તિ કહેવી. તેમજ **આવડ, પડ, જોઈએ**ની સાથે સંબંધી શબ્દ પણ ચતુર્થીમાં આવે છેઃ-**મને** પાઠ આવડે છે.

કુદરતી કે ઉપાધિ સંબંધ—**રામદાસને** સાત છોકરાં છે. **ગાયને** ચાર પગ હોય છે. તેને બે છોકરાં થયાં.

(લગતી કે કબજાની વસ્તુ)—આ **ઘરને** બે બારણાં છે.

સ્વામિત્વને સંબંધે—**શેઠને** ચાકર ઘણાં.

કાળને સંબંધે—તેના **આવ્યાને** બે દહાડા થયા.

અંતર બતાવવાને—**મુંબઈને** અને **સુરતને** બહુ છેટું છે.

ભાવકર્તૃક કે અકર્તૃક અને બીજાં સહભેદનાં ક્રિયાપદ અકર્મક થઇને ગુજરાતીમાં વપરાયલાં, તેની સાથે સંબંધી નામ કે સર્વનામ ચતુર્થીમાં આવેઃ-**રંગીલને** ઘરમાં ગોઠતું નથી, **મને** ભાસે છે. ( જોવું, ભાવકર્તૃક ).

## પંચમી વિભક્તિ.

૧. **કરણાર્થે કર્તાને** સ્થળે ( સહભેદમાં )—**મારાથી** બે પાઠ વંચાયા.

૨. **કારણ**–( હેતુ )-**વિચારથી** મારૂં મગજ ઘુમી ગયું.

૩. **કરણ**–ઝીણી **કલમથી** ના લખો.

૪. **વિયોગ**–હું **સુરતથી** નિકળ્યો.

૫. **અવધિ–સુરતથી** અમદાવાદ ઘણું છેટું છે.

૬. **ન્યૂનાધિકતા**–લાલભાઈ **રામદાસથી** મ્હોટો છે.

૭. **સમય**–હું **કાલથી** નિશાળે આવીસ. ( 'કાલથી' એને પદચ્છેદમાં ક્રિયાવિશેષણ તરીકે લેવાય ).

**થી** પ્રત્યયના અર્થમાં **વડે, વતે, થકી** એવાં નામયોગી વપરાય છે ; એને પ્રત્યય ગણી પાંચમી વિભક્તિ જેવા લેવાય ; પણ પદચ્છેદમાં એને નામયોગી કહેવાં ; અને આગળનું નામ કે સર્વનામ છઠ્ઠીમાં લેવું.

વળી **થી** પ્રત્યયથી કેટલાંએક ક્રિયાવિશેષણ તેમજ કારણદર્શક વાક્યયોગી સાધિત થાય છેઃ—તે **જલદીથી** લખે છે; વરસાદ પડ્યો **તેથી** હું બહાર નિકળ્યો નહિ. ( જોવું ક્રિયાવિ૰ અને વાક્યયોગી ).

---

§ આ ઉપયોગોમાં સંબંધાર્થે ચતુર્થી ને (પદચ્છેદમાં) ભૂલે બીજી કહેવી નહિ.

ॐ

## ષષ્ઠી વિભક્તિ.

ઘણી જાતના **સંબંધ** દેખાડવામાં છઠ્ઠી વિભક્તિ વપરાય છે.

૧. સગપણ–**રામદાસનો** ભાઈ, **બાપનો** દીકરો.

૨. માલીકીપણું (સંપત્તિ)–**રાજાનો** ઘોડો, **શેઠનો** ચાકર.

૩. સ્થાન–રહેઠાણ, જેમાં કંઈ સમાયલું કે રહેલું તે (આધારાધેયભાવ)—**દરિયાનાં** માછલાં, **વનનાં** ઝાડ, (ઘીનું વાસણ) વગેરે.

૪. જેની કે જેમાંથી કંઈ વસ્તુ બનેલી તે (કાર્યકારણ ભાવ)—**સુકડની** પેટી, **સુનાની** વીંટી, **સાગની** મેજ.

૫. ઉત્પત્તિ–અપાદાનકારણ—વ્યાધિની વેદના, સૂર્યનાં કીર્ણ.

૬. સમય—તે **કાલનો** માંદો છે. ( એ ક્રિયાવિશેષણ તરીકે લેવાય ).

૭. મૂલ્ય—પહેલાં ઘી **રૂપિયાનું** ત્રણ શેર મળતું.

૮. અંગવિકાર, જાતિ ( ૭ મીને ઠેકાણે )—**કાનનો** કાચો. **જાતનો** શ્રાવક.

કવિતામાં **તણો, તણી, તણું; કેરો, કેરી, કેરૂં** એ છઠ્ઠીના પ્રત્યય તરીકે વપરાય છે. ( પદચ્છેદમાં ઉપલી બાબતોમાં 'સંબંધાર્થે ષષ્ઠી' એમજ કહેવું ).

કારક ક્રિયાપદની સાથે અનુપસ્થ કર્મને સ્થળે 'ને' ને બદલે છઠ્ઠી વપરાય છે:—**શલ્યાનું** (શલ્યાને) કીધું સિંહાસન. **લાકડીનો** (લાકડીને) ઘોડો કર્યો.

ભૂતકૃદંત વિશેષણની પૂર્વે કર્તા–કારણને સંબંધે છઠ્ઠી આવે—**મારૂં** કહ્યું=મેં જે કહ્યું તે–**મારાથી** જે કહેવાયું તે; **મારી** લખેલી=મેં લખેલી કે **મારાથી** લખાયલી; **દૂધનો** દાઝયો=દૂધે કે દૂધથી દાઝેલો.

'**તું નો તુંજ**' આવ્યો, '**એ ની એજ**' વાત, એ કામ '**ત્યાં નું ત્યાંજ**' થયું—આવા શબ્દસમૂહોમાં 'નો, ની, નું' એ છઠ્ઠીના પ્રત્યય વાપરવાનો ચાલ છે; પણ '**તું ને તું**,' 'ત્યાં **ને** ત્યાં,' એનાં ખરાં રૂપ છે, તેથી એ પ્રત્યય ખરૂંજોતાં ઉભયાન્વયી 'ને' ને બદલે વપરાવા લાગ્યા છે. એને જુદા લઈ ( ઉભયાન્વયી ) '**ને**' તરીકે પદચ્છેદ કરવું એ યોગ્ય દેખાય છે.

## સપ્તમી વિભક્તિ.

૧. **સ્થળ**—તે **ઘરમાં** નથી; તે **માળે** બેઠો છે.

૨. **સમય**—( અમુક )—તે **રાતમાં** ખાવાનું માગે છે.

„ ( દરમ્યાન )—તે **દહાડામાં** બે વાર ખાય છે.

૩. **અંગવિકાર***—તે **કાને** બહેરો છે.

૪. **જાતિ–અધિકાર***—તે **જાતે** બ્રાહ્મણ છે, તે **અધિકારે** [ મામલતદાર છે.

૫. **મૂલ્ય**—આ હવેલી એક **હજારમાં** ગઇ ( વેચાઇ ).

૬. **કંઈ અમુક બાબત—ગળપણમાં** આ સાકર ઠીક છે. ખરૂંજોતાં, **વાંચવામાં** તે હુશિયાર છે. તેણી **બોલવે** ચાલાક છે.

---

* અંગવિકાર અને જાતિ–અધિકારને કોઈ વૈયાકરણો ત્રીજીમાં લેવા કહે છે.

૭. **તુલના ( મુકાબલો )—આમાં ને તેમાં ફેર છે.**

૮. **સર્વસાપેક્ષક તુલના**—સારામાં સારૂં=સૌથી સારૂં.

કવિતામાં **માંહે, મોઝાર, મધ્યે** સાતમીને ઠેકાણે વાપરે છે.

'આં' પ્રત્યય સાતમીનું પ્રાચીન રૂપ છે:- ( જેમકે જ્યાં = જે + આં ), ત્યાં=( તે + આં ), જતે=જતાં કે જતામાં.

ગતિવાચક ક્રિયાપદની સાથે જ્યાં ગતિ થાય છે તે સ્થળનું નામ ગુજરાતીમાં સપ્તમીમાં આવે:—હું **તળાવે** જાઉં છું. તે **માળે** ચઢયો.

પણ ખાસ સ્થળના નામ* અવિકારી હોય તો તેને સપ્તમીનો પ્રત્યય લાગતો નથી:—'**મુંબઈ** ગયો, **સુરત** પહોંચ્યો.' ( જો કે વિકારી નામને તો લાગે:— '**વડોદરૂં** ગયો' નહિ, પણ <u>**વડોદરે**</u> ગયો. ઘોઘે ગયો વગેરે ).

---

## નીચેનાં વાક્યોમાંનાં નામની જાતિ, વચન ને વિભક્તિ બતાવો.

### મનોયત્ન ૩ જો.

૧ બાપે પૂછ્યું, અલ્યા છગન, આજે કેમ ઘેર રહ્યો ? ૨ છગને કહ્યું, બાપા, ગઈ કાલથી નિશાળે દિવાળીની રજા પડી છે. ૩ દીવાળીમાં નાની બહેનને કેટલી પેટી અપાવશો ? ૪ પોરની બહેન પાસે મગિયા ફટાકાની પાંચ લૂમ છે. ૫ લુચ્ચાઈથી માણસનું વજન ઘટે છે. ૬ પરમેશ્વરને તો સઘળાં માણસ સરખાં. ૭ હું ગંગારામને ઘેર ગયો હતો. ૮ પડોસીને છોકરે મારો ભમરડો ચોર્યો. ૯ એ છોકરાએ સુખડિયાની દુકાનેથી રજા વગર બે લાડુ ઉઠાવ્યા. ૧૦ સિપાઈએ મારા ભાઈને ધમકાવ્યો તેથી હેબકે તેને તાવ આવ્યો. ૧૧ મણીને પાઠ આવડે છે. ૧૨ હિમાલયની તળેટીમાં ઘણી જાતની વનસ્પતિ થાય છે. ૧૩ ગંગા નદીને કિનારે હિન્દુ લોકોનાં જાત્રાનાં ઠેકાણાં આવેલાં છે. ૧૪ અંગ્રેજ સરકારની લશ્કરની ગોઠવણી તથા કવાયત સારી છે. ૧૫ આજે મેળાનો દિવસ છે તેથી બજારમાં ઠામઠામ પુરૂષ અને સ્ત્રીનાં ટોળાં દીઠામાં આવે છે.

૧ લા ને ૨ જા મનોયત્નનાં વાક્ય અહીં ઉપયોગમાં લેવાનાં છે.

---

* વખતે સામાન્ય નામ પણ પ્રત્યય વિના વપરાય છે:—જેમકે હું **ગામ** ગયો. એમાં **ગામ** એને પ્રત્યય નથી તે ઉપરથી કોઈ પ્રથમા, અને સંસ્કૃતને ધોરણે કોઈ દ્વિતીયા કે ચતુર્થી લેવા ધારે છે. પણ ગુજરાતીમાં એને સાતમીનો '**એ**' પ્રત્યય આવે એવુંજ વળણ છે:—જેમકે 'હું **મારે ગામ** ગયો,' 'તે **પોતાને દેશ** ગયો' એમાં 'મારે' અને 'પોતાને' એમાં 'એ' પ્રત્યયની જરૂર પડે છે; એ વાક્યમાં હું 'મારૂં ગામ ગયો'—'પોતાને દેશ ગયો' કે મારા 'ગામ ગયો'—'પોતાના **દેશ** ગયો' એવી રીતે બોલાય નહિ, માટે **ગામ** અને **દેશ** એ સાતમી વિભક્તિમાં છે એમજ સિદ્ધ થઈ શકે. વળી 'હું માળ ગયો' નહિ; પણ '**માળે** ગયો'

## સર્વનામ.

૮૭. **સર્વનામનો ઉપયોગ**—એકવાર વાપરેલું નામ, તેને વિષે ઘણીવાર બોલતાં કે લખતાં, વારે વારે વાપરિયે, તો ભાષા શોભતી નથી, અને કાનને સારૂં લાગતું નથી, માટે ફરીથી તે નામ ન વાપરતાં તેને ઠેકાણે આ શબ્દો કંઈ અમુક નિયમ પ્રમાણે વાપરવામાં આવે છેઃ—જેમકે '**ગોવિંદે ગોવિંદના** ભાઇબંધ **બાપુને** કહ્યું કે **ગોવિંદ બાપુ** સાથે રમવાનો નથી.' આમાં 'ગોવિંદ' ને 'બાપુ' એ બે નામ વારે વારે વાપરતાં ભાષા સારી લાગતી નથી. એને બદલે 'ગોવિંદે **પોતાના** ભાઈબંધ બાપુને કહ્યું કે '**હું તારી** સાથે રમવાનો નથી' આ પ્રમાણે બોલિયે છિયે. આમાં '**પોતાના**' '**હું**' '**તારી**' આ શબ્દો 'ગોવિંદ' ને 'બાપુ' આ નામો ફરીથી ન વાપરતાં, તેને ઠેકાણે વાપરેલા છે; માટે એ **સર્વનામ છે.**

૮૮. સર્વનામ ૬ પ્રકારનાં છે—**પુરૂષવાચક, સ્વાર્થે કે સ્વવાચક, પ્રશ્નાર્થ, દર્શક, સંબંધી** ( તત્પદાપેક્ષક ). અને **અનિશ્ચિત.** એમાં પુરૂષવાચક ને સ્વાર્થ એ બેને **વિશેષસર્વનામ** કહે છે; કારણ તે માત્ર નામના અવેજી થઇને ભાષામા વપરાય છે. અને બાકીના ચારમાં સર્વનામ છતાં ગુણવાચકનો ભાવ રહેલો છે; માટે તેને **વિશેષણ–સર્વનામ** કહે છે.

૧. **પુરૂષવાચક સર્વ૦**—બોલનાર પુરૂષના, તે જેની સાથે બોલે છે તેના, અને તે જે પુરૂષ કે વસ્તુ વિષે બોલે છે તેનાં નામને ઠેકાણે જે શબ્દો વપરાય છે તે—**હું, તું, તે, આપણે, આપ.**

**હું**, એ **પહેલો પુરૂષ**—બોલનાર અથવા જે બોલે છે તે.

**તું**, એ **બીજો પુરૂષ**—બોલનાર જેની સાથે બોલે છે તે.

**તે**, એ **ત્રીજો પુરૂષ**—બોલનાર જેને વિષે બોલે છે તે.

**આપણે**, એ **પ્રથમદ્વિતીયસંઘાર્થ** ( પ્રથમ=પહેલો+દ્વિતીય=બીજો+સંઘ=સાથે–એકઠા+અર્થ )—બોલનાર જેની સાથે બોલે છે તેને સાથે ગણીને બોલે ત્યારે 'આપણે' વાપરે છે.

સાધારણ વાતચિતમાં ગુજરાતીમાં. હુંને બદલે, બોલનાર **આપણે** વાપરેઃ—'**આપણે** તો નહિ આવવાના'; એટલે હું નહિ આવવાનો.

**આપ**, એ બીજો પુરૂષ બહુવચન–એ **માનાર્થે** વિનય બતાવવાને 'તમે' ને બદલે વપરાય છે. (આપ=પોતે–આપવડાઈ એમાં એ સ્વવા૦).

૨. **સ્વાર્થ કે સ્વવાચક**—કોઈ પુરૂષવાચક સર્વનામની સાથે પોતાપણાનો અર્થ સામેલ કરવાને જે શબ્દો વપરાય છે તે:—**'પોતે'** એ ત્રણે પુરૂષમાં અને બેહુ વચનમાં એકજ રૂપે વપરાય છે. એને બદલે કોઈવાર 'પંડે,' 'જાતે,' 'હાથે,' 'મેળે' વાપરે છે, ત્યાં તે પણ સ્વાર્થસર્વનામ.

**પોતપોતે** (પૃથકાર્થ સ્વવાચક)—એ પણ સ્વાર્થમાં ગણાય છે; પણ એમાં 'પોતે'ના કરતાં કંઈ વિશેષ અર્થ રહેલો છે—જેમકે 'તેઓ **પોતાને** ઘેર ગયા' એમાં તેઓનું ઘર એકજ હતું એવો અર્થ છે; 'તેઓ **પોતપોતાને** ઘેર ગયા' એમાં તેમનાં ઘર જુદાં જુદાં હતાં એવો અર્થ છે.

વિશેષ સર્વનામનાં રૂપાખ્યાન.

પહેલો પુરૂષ હું (નર કે નારી જાતિ).

| વિભક્તિ. | એકવચન. | બહુવચન |
|---|---|---|
| ૧ લી | હું | અમે (હમે) |
| ૨ જી | મને, (મુને,* મજને, મુજને) | અમને (અમોને) |
| ૩ જી | મેં | અમે (અમોએ) |
| ૪ થી | મને. (મુને* મજને, મુજને) મારે | અમને (અમોને), અમારે |
| ૫ મી | મારાથી† થકી, (મજથી, હુંથી) | અમારાથી–થકી, (અમથી) |
| ૬ ઠ્ઠી | મારો-રી-રૂં-રા-રી-રાં | અમારો-રી-રૂં-રા-રી-રાં |
| ૭ મી | મારામાં, (મજમાં, મુજમાં, હુંમાં) | અમારામાં, (અમમાં, વ૰) |

બીજો પુરૂષ તું (નર કે નારીજાતિ).

| વિભક્તિ. | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧ લી | તું | તમે (તમો) |
| ૨ જી | તને (તુને, તજને, તુજને) | તમને (તમોને) |
| ૩ જી | તેં | તમે (તમોએ) |
| ૪ થી | તને (તુને, તજને તુજને) | તમને (તમોને) તમારે |
| ૫ મી | તારાથી થકી (તુજથી, તુંથી) | તમારાથી-થકી (તમથી, વિ૰) |
| ૬ ઠ્ઠી | તારો-રી-રૂં-રા-રી-રાં | તમારો-રી-રૂં-રા-રી-રાં |
| ૭ મી | તારામાં (તજમાં, તુજમાં, તુંમાં) | તમારામાં (તમોમાં, તમમાં) |

---

* મુને, મુજને, મજ, મુજ, તુજ, અમો, અમ, તમ, (તવ = તારૂં) એવાં કૌંસમાં આપેલાં રૂપો કવિતામાં, તેમજ અવર ભાગોમાં વપરાય છે. †પુરૂષવાચક સર્વનામમાં સાધારણ રીતે પાંચમીનો અને સાતમીનો પ્રત્યય લગાડતાં પૂર્વે છઠ્ઠીનું રૂપ વાપરવાનો ચાલ છે માટે એ રૂપ પહેલું લીધું છે. **હુંથી, તુંથી, તેથી, હુંમાં** એ રૂપો અવર ભાગોમાં, તેમજ કવિતામાં વપરાય છે.

### ત્રીજો પુરૂષ તે (નર, નારી, ને નાન્યતર).

| વિભક્તિ. | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧ લી | તે તેણી* | તેઓ, તે, તેઉ |
| ૨ જી | તેને | તેઓને, તેમને[૧] |
| ૩ જી | તેણે | તેઓએ, તેમણે |
| ૪ થી | તેને | તેઓને, તેમને |
| ૫ મી | તેનાથી+-થકી, તેથી § | તેઓનાથી-તેમનાથી, તેઓથી |
| ૬ ઠ્ઠી | તેનો-ની-નું-ના-ની-નાં | તેઓનો-તેમનો-ની-નું-ના-ની-નાં |
| ૭ મી | તેનામાં, તેમાં‡ | તેઓનામાં, તેમનામાં, તેઓમાં |

### આપણે (નર કે નારીજાતિ). આપ.

| વિભકિત. | બહુવચન. (પ્રથમદ્વિતીયસંધાર્થ) | બહુવચન. (માનાર્થે ૨જો પુ૦) |
|---|---|---|
| ૧ લી | આપણે | આપ |
| ૨ જી | આપણને | આપને |
| ૩ જી | આપણે | આપે |
| ૪ થી | આપણને | આપને |
| ૫ મી | આપણાથી | આપથી |
| ૬ ઠ્ઠી | આપણો, ણી, ણું, ણા, ણી, ણાં | આપનો, ની, નું, ના, ની, નાં |
| ૭ મી | આપણામાં | આપમાં |

| વિ૦ | પોતે—સ્વાર્થ. (એકવ૦-બહુવ૦) | પોતપોતે. (બહુવચન.) |
|---|---|---|
| ૧ લી | પોતે | પોતપોતે |
| ૨ જી | પોતાને | પોતપોતાને |
| ૩ જી | પોતે | પોતપોતે |
| ૪ થી | પોતાને | પોતપોતાને |
| ૫ મી | પોતાથી (પોતાનાથી) | પોતપોતાથી (પોતપોતાનાથી) |
| ૬ ઠી | પોતાનો, ની, નું, ના, ની, નાં | પોતપોતાનો, ની, નું, ના, ની, નાં |
| ૭ મી | પોતામાં (પોતાનામાં) | પોતપોતામાં (પોતપોતાનામાં) |

૩. **પ્રશ્નાર્થ સર્વનામ**—પ્રશ્ન પૂછવામાં જે વપરાય છે તે, જેવાં કે—કોણ, કયો-કઈ-કયું, શો-શી-શું,

---

* કોઈવાર સ્ત્રીને માટે આ રૂપ વપરાય છે.

[૧] તેમને, તેમણે, તેમનો વ૦ રૂપો બહુવચનમાં વસ્તુને માટે વપરાયજ નહિ.

+ તેનાથી, તારાથી, મારાથી પાંચમીના અર્થમાં છે, છઠ્ઠી સાથે પાંચમી નહિ.

‡ તેથી, તેમાં,—એ પુરૂષ કે સ્ત્રીને માટે ભાગ્યેજ વપરાય; વસ્તુને માટેજ.

**કોણ**—એ કોઇ પણ પુરૂષ કે સ્ત્રીને માટે વિશેષ સર્વનામની પેઠે વપરાય છે. વિશેષણ તરીકે નામની સાથે એ થોડું વપરાય છે. (વખતે કવિતામાં 'કયો' ને બદલે વિશેષણ તરીકે વાપરે:—કોણ દેશનો નરેશ કહાવે—નળાખ્યાન).

**કયો-કઈ-કયું**—એ પુરૂષ અને સ્ત્રીનાં તેમજ બીજાં પ્રાણીનાં ને વસ્તુનાં નામને માટે પણ વપરાય છે—જેમકે, કયો-છોકરો-ઘોડો-અંગરખો. એનું રૂપાખ્યાન ઓ, ઈ, ને ઉકારાન્ત નામની પેઠે થાય.

**શો-શી-શું**—ઘણુંકરીને એકલાં વસ્તુનાં નામને માટે વપરાય છે.

| વિ० | **કોણ.** (એકવ० ને બહુવ०) | **શો.** એકવ० | બહુવ० |
|---|---|---|---|
| ૧ | કોણ | શો | શા |
| ૨ | કોને (કેને)* | શો | શા |
| ૩ | કોણે (કેણે) | શાણે, શેણે, શેં, | શાણે, શેણે, શેં |
| ૪ | કોને (કેને) | શાને, શેને | શાને, શેને |
| ૫ | કોનાથી (કેનાથી) | શાથી | શાથી |
| ૬ | કોનો, ની, નું, ના, ની, નાં (કેનો) | શાનો-શેનો વ० | શાનો-શેનો વ० |
| ૭ | કોનામાં (કેનામાં) | શામાં, શેમાં શેં, | શામાં, શેમાં, શેં. |

શુંના રૂપ પહેલી અને બીજી વિભક્તિ સિવાય **શો**નાં જેવા થાય છે, અને બહુવચનમાં **શાં** થાય છે.

(૪) **દર્શક સર્વનામ**—કોઈ પ્રાણી તેમજ પદાર્થને બીજાથી જુદો કરીને, અથવા આગળ જેને વિષે વાત થઈ ગઈ હોય તે નામને જાણે આંગળીએ કરીને બતાવતાં હોય એવો અર્થ જે દેખાડે છે તે.—જેવાં કે **આ, એ, તે, પેલો-પેલી-પેલું, ઓલો-ઓલી, ઓલું,** વ०

**આ**—એ પોતાની પાસેનો કે ઘણોજ નજીકનો પદાર્થ દર્શાવે છે.

**એ**—એનાથી જરા દૂરનો પદાર્થ દર્શાવે છે.

**તે**—તેનાથીએ દૂરનો પદાર્થ દર્શાવે છે.

**પેલો-પેલી-પેલું** અને **ઓલો†-ઓલી-ઓલું**:—એ ઘણે આઘેનો કે આગળ વાત થયલી એવો પ્રાણી કે પદાર્થ દર્શાવે છે.

**ફલાણો-ણી-ણું**,—એ સંશયથી કોઈ પ્રાણી પદાર્થનું નામ ધાર્યાવિના બોલવું હોય ત્યારે વપરાય છે. એ અનિશ્ચિત જેવાં છે.

---

*કેને, કેણે' વ०, તેમજ 'કોણને, કોણથી' ક્વચિત્ વપરાય છે.

†ઓલો=ઓલ્યો વ०. કાઠિયાવાડ તરફના લોક વાપરે છે.

'આ, એ, તે' નું રૂપાખ્યાન પુરૂષવાચક 'તે' ની પેઠે થાય છે. **પેલો-પેલું,-ઓલો-ઓલું, ફલાણો-ફલાણું'** એનું રૂપાખ્યાન વિકારી વિશેષણની પેઠે થાય, અને પેલી વગેરેનું ઇકારાન્ત નામની પેઠે થાય.

(૫) **સંબંધી સર્વનામ**—કોઈ વિષયનું નામ બોલ્યા પછી તેને વિષે વિશેષ વિવેચન કરતાં તેનું સંબંધી થઇને જે વપરાય છે તેને સંબંધી સર્વનામ કહે છે.—ગુજરાતીમાં 'જે' એજ એકલું સંબંધી સર્વનામ છે. એને **તત્પદાપેક્ષક** પણ કહે છે.—(તત+પદ+અપેક્ષક=**સં. तत् = 'તે'** એ પદની જેને જરૂર છે એવું.) એટલે આગળ 'જે' વાપર્યું કે પાછળ દર્શક સર્વનામ '**તે**' વાપરવુંજ પડે છે. આ '**તે**' દર્શક સર્વનામ છે; એને 'જે' નું અપરસંબંધી કહેવાય. ગુજરાતીમાં 'જે' કોઈ વાર અધ્યાહાર રહે છે; પણ 'તે' તો-જોઇએજ—જેમકે તમારે (જે) જોઇએ તે લો.

'જે' નું રૂપાખ્યાન પુરૂષવાચક 'તે' ની પેઠે થાય.

ઉપરનાં વિશેષણિક સર્વનામ જ્યારે નામની સાથે વપરાયલાં હોય ત્યારે તેને પદચ્છેદમાં **પ્રશ્નાર્થ વિશેષણ, દર્શક વિશેષણ, સંબંધી વિશેષણ** કહેવાં, જેમકે—કઈ ચોપડી, એ વાત, જે છોકરો.

દર્શક સર્વનામ 'આ' 'એ' 'તે' પ્રશ્નાર્થનું રૂપ 'કે' અને સંબંધી સર્વનામ 'જે', એના ઉપર કેટલાક પ્રત્યય આવીને વિવિધ અર્થ બતાવનાર બીજાં રૂપો સાધિત થાય છે, એમાંનાં કોઈ વિશેષણ ને કોઈ ક્રિયાવિશેષણ તરીકે વપરાય.

| પ્રત્યય. | અર્થ. | રૂપ. |
|---|---|---|
| **વો, વી, વું.** | ગુણાર્થ— | આવો, આવી, આવું |
| | | એવો, એવી, એવું |
| | | તેવો, તેવી, તેવું |
| | | કેવો, કેવી, કેવું |
| | | જેવો, જેવી, જેવું |
| **વડો, વડી, વડું.** | પ્રમાણાર્થ— | આવડો, આવડી, આવડું |
| | (પ્રમાણ એટલે | એવડો, એવડી, એવડું |
| | કદ—માપ બતાવનાર) | તેવડો, તેવડી, તેવડું |
| | | કેવડો, કેવડી, કેવડું |
| | | જેવડો, જેવડી જેવડું |

**ટલો, ટલી, ટલું.** સમુચ્ચયાર્થ— **આટલો, આટલી, આટલું**
**એટલો, એટલી, એટલું**
**તેટલો, તેટલી, તેટલું**
**કેટલો, કેટલી, કેટલું**
**જેટલો, જેટલી, જેટલું**

ઉપલાં રૂપોનું વિકારી વિશેષણની પેઠે રૂપાખ્યાન થાય છે. પદચ્છેદમાં નામની સાથે હોય ત્યારે એને **વિશેષણ** કહેવાં. પણ કોઈ વિશેષણ કે ક્રિયાવિશેષણનો ગુણ બતાવે ત્યારે એ **ક્રિયાવિશેષણ** થાય છે જેમકે:—**આવો** ગાંડો, **કેવડો** મ્હોટો, **કેટલું** બધું.

નીચેનાં રૂપો કેવળ ક્રિયાવિશેષણ છે.

| પ્રત્યય. | અર્થ. | રૂપ. |
|---|---|---|
| **મ** | રીત્યર્થ— | આમ, એમ, તેમ, કેમ, જેમ. |
| **આં કે યાં** (જૂની ૭ મી વિ૦) | સ્થળાર્થ— | યાં, હ્યાં, ત્યાં, ક્યાં, જ્યાં, |

ઉપલાં રૂપો ખરાં **ક્રિયાવિશેષણ** છે. પણ કોઇવાર **નામ** જેવાં વપરાય છે ત્યારે એને વિભક્તિના પ્રત્યય લાગે છે જેમકેઃ—**ક્યાંથી, ત્યાંથી, આમનો** વ૦.

(૬) **અનિશ્ચિત સર્વનામ**—જેમાં મોઘમપણાનો અર્થ હોય તે:—

ત્રણે જાતિમાં એકજ રૂપે રહે એવાં (અવિકારી)—**કોઈ, કાંઈ, કંઈ, કોઈક, કોઈ એક, કાંઈક, કાંઈ એક, કંઈક, કંઈ એક, હરકોઈ, હરકાંઈ, કો, હરેક, એકએક, સર્વ, સહુ, અમુક, અન્ય, અવર.**

ત્રણે જાતિમાં ફરે એવાં (વિકારી)—**કશો, કશી, કશું, એકલો એકલી, એકલું, બીજો, બીજી, બીજું, (એક-બીજું) થોડોક, થોડીક, થોડુંક, કેટલોક, કેટલીક, કેટલુંક** વગેરે.

**કોઈ કાંઈ કંઈ,** ને ઉપરથી થતાં **બીજાં રૂપ,** અને **અમુક, અન્ય, અવર**—એ બંને વચનમાં વપરાય છે. **હરકોઈ, હરકાંઈ, હરકંઈ, હરેક, દરેક** એ, એકવચનમાંજ રહે છે.

**કાંઈ-કંઈ**—વખતે ક્રિયાવિશેષણ જેવાં વપરાયલાં દેખાય :—નાઠે **કાંઇ** છૂટાવાનું; એમ તે **કંઈ** થાય; એથી હું **કાંઇ** ડરવાનો.

(**બહુ થોડું** વગેરે બહુત્વપાર્થ, અનિશ્ચિતમાં પણ લેવાય.)

સઘળો—સઘળું, ઘણો—ઘણું, થોડો- થોડું, કેટલોક—કેટલુંક વગેરે એક-વચનમાં જથ્થો બતાવે છે; પણ એનાં **બહુવચનમાં** સંખ્યાનો અર્થ છે, જેમકે:—કેટલાંક ગામો, થોડાંક માણસ, કેટલાએક લોકો વ૦.

કોઈ પુરૂષ અથવા વસ્તુના નામ ઉપર ભાર મૂકીને બોલતાં તે એકજ, કે તે સિવાય બીજું કંઈ નહિ એવો અર્થ બતાવવામાં '**એકલો, એકલી, એકલું**' વપરાય છે: જેમકે—'તુ **એકલો** શું કરશે ?'

(૭) **અન્યોન્યવાચક કે પરસ્પરસંબંધદર્શક**—અન્યોન્ય-પરસ્પર એટલે 'એક બીજાને' એવા અર્થના સર્વનામ તે:—અન્યોન્ય, પરસ્પર, એક બીજા, એક એક વ૦. આને એક જૂદા વર્ગના સર્વનામ ગણાય.

('તેઓ **એકબીજાને** કહી દે છે,' 'તેઓ **એકબીજાથી** ડરતા નથી,' આ પરસ્પર સંબંધ-દર્શકમાં—'**એક**' કર્તા ને સમાન વિભક્તિમાં લેવાય; અને '**બીજાને**,' '**બીજાથી**,' એ ક્રિયાપદના સંબંધમાં જાય.)

### પદચ્છેદને લગતી વિશેષ સૂચના.

કોઇ સામાન્ય કૃદંત કે આખું વાકય નામ તરીકે વપરાયલું છે એમ બતાવવાને તેની સાથે દર્શક સર્વનામ **તે** કે **એ** વાપરવાનો ચાલ છે:—જેમકે 'બોલવું **એ** ઠીક છે'; 'તમે ગાળો દો છો **તે** સારૂં નથી.' પણ પાછળ આવતા વાકયને દર્શાવવાને આગલા વાકયમાં **એવું** કે **એમ** વાપરે છે; જેમકે 'તેણે **એવું** કહ્યું કે હું તો નહિં આવું;' 'તે **એમ** બોલ્યો કે તમારાથી થાય તે કરી લો;' આ વાકયોમાં **એવું**, **એમ** એ ક્રિયાવિશેષણ જેવાં દેખાય છે, પણ પાછળના વાકયને દર્શાવે છે, માટે પદચ્છેદમાં એને **દર્શક કે પ્રવેશક** સર્વનામ કહેવાય;—કારણ કે પાછળનું વાકય એને સમાન વિભક્તિમાં છે. **એવું, એમ** કોઈવાર **એ** કે **તે** ને ઠેકાણે પણ દર્શક સર્વનામ તરીકે વપરાય છે, જેમકે:—પાછી આગ લાગી **એવું—એમ=એ** કોણે કહ્યું ?

જ્યારે કોઇ નામ તેને માટે વપરાયલા સર્વનામની સાથે વાપરવામાં આવે છે; ત્યારે કેટલીક વાર બેઉને વિભકિતના પ્રત્યય લાગે છે: અને કોઈવાર એકલા નામનેજ લાગે છે: 'હું **ગરીબને=મને ગરીબને** શા માટે રીબાવો છો,' 'હું રંક ઉપર આટલો જૂલમ ?' 'હું **ગરીબનું=મારૂં ગરીબનું** કહ્યું માનો,' એમાં **હું, મને, મારૂં** એ સર્વનામને તેની પછીના નામને સમાન વિભક્તિ: (આમાં સમાન વિભક્તિ છે, અને આવવી જોઈએ. તો પણ બોલવામાં પાછલા શબ્દનું વિભકિતકાર્ય થતાં છતાં, આગળ હું, તું, નું પ્રથમાનું રૂપજ આવે).

નીચેના મનોયત્નમાં આપેલાં વાક્યોમાંથી દરેક જાતનાં સર્વનામ બતાવો, અને તેની જાતિ, વિભક્તિ ને વચન કહો.

મનોયત્ન ૪ થો.

૧ આ કોની ચોપડી છે? ૨ છોકરે જવાબ દીધો 'એ મારી છે, સાહેબ.' ૩ આપની પાસે તે દહાડે વેચાતી લીધેલી તે. ૪ તમે એનું શું આપ્યું હતું? ૫ મને કંઈ યાદ નથી, તમારી નોંધમાં જે લખેલું હોય તે ખરૂં. ૬ ઠીક છે હું મારી નોંધમાં જોઇને તમને કહીશ ૭ આપણે એમાંની બીજી કેટલી જોઈશું? ૮ જેટલી જોઇએ તેટલી ગણીને મને કહો. ૯ પેલું તમને સોંપ્યું હતું તેનું શું થયું? ૧૦ તેઓ ક્યા એ કેમ જણાય? ૧૧ જે એવું કહે કે અમે નથી જાણતા તેને તમારે ઉપર મોકલવા. ૧૨ આ વર્ગમાં તો કોઈ એમ કહેતું નથી. ૧૩ છગનલાલ, તમે પોતે જાઓ અને તમારા એકલાથી ન થાય તો બીજાઓને લેતા જાઓ. ૧૪ તમે તમારે બેસો, હું તો મારે બોલીશ. ૧૫ થોડાએક એવા છે પણ તે એકબીજાનું નામ બતાવતા નથી. ૧૬ એ કોણ છે અને ક્યાંનો રહેવાસી છે તે શાથી જણાય? ૧૭ એ ફલાણો છે એમ કોનાથી જાણ્યું?

## વિશેષણ.* (ગુણવિશેષણ).

**વિશેષણનો ઉપયોગ**—કોઈ વિષય વિષે બોલતાં, તેના ગુણ સંખ્યા વગેરે વિશેષ **અર્થ** બતાવવાને આ શબ્દો વપરાય છે.

૮૯. **વિશેષ્ય**—કોઈ વિશેષણ, જે નામનો ગુણ સંખ્યા વગેરે દેખાડે તે નામ, તે વિશેષણનો વિશેષ્ય કહેવાય છે. વિશેષણની જાતિ, વચન ને વિભક્તિ તેના વિશેષ્ય પરથી ઠરે છે.

૯૦. વિશેષણના રૂપપરથી બે વર્ગ પડે—**વિકારી, અવિકારી.**

**વિકારી વિ૦**—જેને ત્રિજાતિદર્શક પ્રત્યય ઓ, ઈ, ઉં લાગે છે તેઃ—જેમકે સારો, સારી, સારૂં; રાતો, રાતી, રાતું. વ૦.

**અવિકારી વિ૦**—જેને જાતિદર્શક પ્રત્યય લાગતા નથી, એટલે જે ત્રણે જાતિનાં નામની સાથે એકજરૂપે રહે છે તે. જેમકે—

અકારાન્ત—લાલ, સફેદ, સાફ, શુદ્ધ, સ્પષ્ટ, ઊંચ, નીચ, વ૦.
ઈકારાન્ત-પ્રેમી, લોભી, પાપી, ન્યાયી, અભિમાની, વાજબી વ૦.
ઉકારાન્ત—આળસુ, લાલચુ, વિશ્વાસુ, કૃપાળુ, માયાળુ, દયાળુ.
વાન કે માન પ્રત્યયથી થનારાં—ધનવાન, મૂર્ત્તિમાન, વ૦.
ઇક પ્રત્યયથી થનારાં—પ્રમાણિક, આત્મિક, દામ્ભિક, વ૦.

---

*વિશેષણ=(વિ—વિશેષાર્થદર્શક ઉપસર્ગ, શિષ-બાકી રહેવું, અન-એ પ્રત્યય છે) બાકી રહેલા અર્થ કહી દેખાડનાર.

**૯૧.** વિભક્તિ કે બહુવચનના પ્રત્યય લગાડતાં, વિકાર્ય નામની પેઠે નરજાતિના **ઓ** ને નાન્યતર જાતિના **ઉં** નો **આ** થાય છે અને બહુવચનમાં **ઉં** નો **આં** થાય છે—જેમકે સારા છોકરાને, સારે છોકરે, કાળા પાટિયાની, કાળાં પાટિયાંઓ, વગેરે.

નરજા૦ **રાતો ઘોડો.** (વિશેષણ ને વિશેષ્ય.)

| વિભક્તિ. | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧ લી | રાતો ઘોડો | રાતા ઘોડા–ઓ |
| ૨ જી | રાતા ઘોડાને | રાતા ઘોડાને–ઓને |
| ૩ જી | રાતે ઘોડે, રાતા ઘોડાએ | રાતા ઘોડાએ–ઓએ |
| ૪ થી | રાતા ઘોડામે | રાતા ઘોડાને–ઓને |
| ૫ મી | રાતા ઘોડાથી | રાતા ઘોડાથી–ઓથી |
| ૬ ઠી | રાતા ઘોડાનો વ૦ | રાતા ઘોડાનો–ઓનો વ૦ |
| ૭ મી | રાતા ઘોડામાં, રાતે ઘોડે | રાતા ઘોડામાં–ઓમાં વ૦ |

| વિભક્તિ. | એકવચન. નાન્ય. **રાતું ઘોડું.** | બહુવચન. |
|---|---|---|
| ૧ લી | રાતું ઘોડું | રાતાં ઘોડાં-ઓ |
| ૨ જી | રાતા‡ ઘોડાને* | રાતાં ઘોડાંને-ઓમે |
| ૩ જી | રાતે ઘોડે, રાતા ઘોડાએ | રાતાં ઘોડાંએ-ઓએ |
| ૪ થી | રાતા ઘોડાને | રાતાં ઘોડાંને-ઓને |
| ૫ મી | રાતા ઘોડાથી | રાતાં ઘોડાંથી-ઓથી |
| ૬ ઠી | રાતા ઘોડાનો વ૦ | રાતાં ઘોડાંનો-ઓનો વ૦ |
| ૭ મી | રાતા ઘોડામાં, રાતે ઘોડે‡ | રાતાં ઘોડાંમાં-ઓમાં વ૦ |

**૯૨.** વિશેષણનો વિશેષ્ય આપેલો હોય છે ત્યારે વિભક્તિ કે બહુવચનના પ્રત્યય માત્ર વિશેષ્યને લાગે છે પણ વિશેષણને છૂટાં લાગતા નથી:—સારા છોકરાને, પણ 'સારાને છોકરાને' બોલાય નહિ; ડાહ્યા છોકરાઓ, પણ 'ડાહ્યાઓ છોકરાઓ' નહિ.

પણ જ્યારે વિશેષ્ય વિના વિશેષણ એકલું આવી, નામ જેવું થઈ જાય છે, ત્યારે તેને આ પ્રત્યયો લાગે. જેમકે:—**ડાહ્યાઓ** વખણાય છે. **ભણેલાને** સૌ ગણે છે. **નઠારાની** આબરૂ નથી.

---

* **ઉંનો આ** થવાથી નર નાન્યતરનો ભેદ દેખીતો ન રહે. (*નોંધ પાને ૩૪).

‡ત્રીજી અને સાતમીનો પ્રત્યય 'એ' વિશેષણ અને વિશેષ્ય બેહુમાં આવે છે.

૯૩. વિકારી–અવિકારીના અર્થ પ્રમાણે ચાર વર્ગ પડે—ગુણવાચક, સંખ્યાવાચક, બહ્વલ્પાર્થ કે સમુચ્ચયવાચક, અનિશ્ચિત.

૧. **ગુણવાચક વિ૦**—કોઈ પણ પ્રાણી કે પદાર્થનો વર્ણ, આકાર, કદ તથા સ્વાભાવિક ગુણ વગેરે બતાવનારાં વિશેષણ:—રાતો, ગોર, ઠીંગણો, ઉંચો, મ્હોટો, ડાહ્યો, જંગલી, ક્રૂર, દુષ્ટ, વ૦.

૨. **સંખ્યાવાચક વિ૦**—સંખ્યાનો અર્થ બતાવનારા શબ્દો, એના નીચે પ્રમાણે ૫ વિભાગ પડે છે:—

(૧) **અમુક સંખ્યાર્થ**-સંખ્યાક્રમવાચક—કોઈ અમુક છૂટી સંખ્યા બતાવનારા શબ્દો:—એક, બે, ત્રણ, ચારેક=આશરે ચાર વ૦.

(૨) **સંખ્યાનુક્રમાર્થ**—ક્રમ બતાવનારા કે સંખ્યાક્રમપૂરક શબ્દો. એને સંખ્યાપૂરણાર્થ પણ કહે છે:—પહેલો, બીજો, વ૦.

(૩) **અંશસંખ્યાર્થ**—( અંશ=ભાગ+સંખ્યા+અર્થ ) સંખ્યાંશવાચક–સંખ્યાનો કોઈ ભાગ વા અંશસહિત સંખ્યા એવા અર્થના શબ્દો:—પા, અરધો, પોણો (**पाद्+उन**), સવા (**स+पाद्**), અઢી (**अर्ध+द्वि**), સાડાત્રણ (**स+अर्ध+त्रि**).

(૪) **સંખ્યાસંઘાર્થ**—( સંખ્યા+સંઘ=જથ્થો+અર્થ )—કે સંખ્યાસમૂહવાચક—અમુક સંખ્યાનો સમૂહ બતાવવાને કંઈ સંજ્ઞિક શબ્દો નામ જેવા થઈ વપરાય છે તે:—બેલુ, ચોક, પંજો, છક્કો, સપ્તક, સેંકડો વગેરે. આ શબ્દો એકલા આવે ત્યારે પદચ્છેદમાં નામ ગણાય.

(૫) **આવૃત્તિવાચક**—( કેટલીવાર કે કેટલાગણું બતાવનારા શબ્દો:—બેવડું, ત્રેવડું, ચોવડું, ચોગણું, વ૦. આ રૂપ, સંખ્યાવાચકને, **વડું** ( **सं. वारं** ) અને **ગણું** ( **सं. गुणं**), લગાડવાથી થાય છે.

વળી **એકએક** (અક્કેક), **બબ્બે**, **ત્રણત્રણ**, એવાં રૂપ અમુક સંખ્યાનાં જોડકાં (એક્કે વખતે કેટલા) બતાવવાને વપરાય છે.

૩. **બહ્વલ્પાર્થ–સમુચ્ચયવાચક**—( **बहु+अल्प+अर्थ** )–ઘણું થોડું એવાં જથ્થો બતાવનારાં વિશેષણ તે બહ્વલ્પાર્થ-એમાંના કોઈ **બહ્વર્થ** અને કોઈ **અલ્પાર્થ** છે,—બહુ, ઘણું, સઘળું, સંધું, અલ્પ, થોડું, જરા, વ૦. એને પદચ્છેદમાં **સમુચ્ચયવાચક** કહેવાં. પણ જે રૂપમાં સંખ્યાનો અર્થ હોય તે **અનિશ્ચિત સંખ્યાર્થ** કહેવાય:—સઘળા, કેટલાએક વ૦.

૪. **અનિશ્ચિત વિ૦**—અમુક સંખ્યા કે માપનો અર્થ જેમાં નહિ હોય એવાં વિશેષણો:—કોઈ, કંઈ (જોવું અનિશ્ચિત પાનું ૪૬મું સર્વ૦).

નીચે લખેલાં વાક્યોમાંથી દરેક જાતનાં વિશેષણ બતાવો.

મનોયત્ન ૫ મો.

૧ આ વર્ગમાં કેટલા છોકરા છે? ૨ વીશ છોકરા છે; તેમાં મારો નંબર બીજો છે. ૩ વાર્ષિક પરીક્ષામાં જે છોકરો ચારે વિષયમાં પાસ થશે તેને ઉપલી વર્ગમાં મૂકીશું. ૪ દરેક વિષયમાં ઓછામાં ઓછી પચ્ચીશ માર્ક મળવી જોઈએ. ૫ હુશિયાર છોકરાને એ કામ કંઇ ભારે નથી. ૬ કેટલાએક છોકરા એવા છે કે તેને તો અડધી માર્ક પણ મળવાની નથી. ૭ પૈસાદાર લોકોના છોકરા મગરૂબ અને શોખીલા હોય છે. ૮ પેલો માણસ બીજાના જેવો લુચ્ચો, લોભી કે લાલચુ નથી. ૯ મેં તમને જેટલા સવાલ પૂછ્યા તેટલામાં તમારો કંઇ પત્તો લાગતો નથી. ૧૦ કાલથી હું રોજ બેવાર તમારી વર્ગમાં આવીશ, માટે ધોયલાં ને સ્વચ્છ કપડાં પહેરીને આવજો. ૧૧ મારે ઘણું કામ છે. ૧૨ સઘળા છોકરા હાજર રહો.

**તુલના.**

૯૪. **તુલના** એટલે વત્તા ઓછા ગુણનો મુકાબલો—કોઇ વર્ગમાંના એક પ્રાણી કે પદાર્થમાં તે વર્ગના બીજા પ્રાણી કે પદાર્થ કરતાં કંઈ ગુણ વત્તો કે ઓછો છે, અથવા એકનામાં તે ગુણ બીજા બધા કરતાં વત્તો કે ઓછો છે એમ બતાવવું તેને **તુલના** કહે છે.

તુલના બે રીતે થાય તે ઉપરથી એના બે પ્રકાર છે:—**અન્યસાપેક્ષક તુલના** અને **સર્વસાપેક્ષક તુલના.**

**અન્યસાપેક્ષક** * (અધિકતાવાચક) તૂલના—કોઇ એક પ્રાણી કે પદાર્થમાં, તે વર્ગના કોઇ બીજા કરતાં કંઇ ગુણ વત્તો કે ઓછો છે એમ બતાવવું તે.

એની રીત એવી છે કે જેની સાથે ગુણનો મુકાબલો કરવો હોય તે નામને **કરતાં** અથવા **થી** લગાડી, જેનો મુકાબલો કરવો હોય તે નામ મૂક્યા પછી **વધારે (ઓછું, જરા)** એવાં વિશેષણ બોલીને મૂળ ગુણવાચક શબ્દ વપરાય છે:—રાજા **કરતાં** પ્રધાન **વધારે બુદ્ધિમાન** હોય છે; તેનાથી હું **વધારે હુશિયાર** નથી. કોઈવાર **વધારે** વગેરે શબ્દો વાપરતા નથી:—મારા **કરતાં** તે **મોટો** છે.

**સર્વસાપેક્ષક** * (શ્રેષ્ઠતાવાચક) તુલના—કોઇ એક પ્રાણી કે પદાર્થમાં, તે વર્ગના બીજા બધા કરતાં કંઈ ગુણ વત્તો કે ઓછો છે એમ બતાવવું તે.

એની રીત એવી છે કે તે ગુણવાચક શબ્દની આગળ **સૌ, સર્વ** (બધા, સઘળા) આવાં વિશેષણને **થી, માં,** કે **કરતાં** લગાડીને વાપરે છે:—લક્ષ-

---

*[અન્ય=બીજું સાપેક્ષક=ઈચ્છનાર] ઇચ્છા રાખનાર એટલે અમુક એકનો બીજા બધાની સાથે મુકાબલો. [સર્વ=સઘળા સાપેક્ષક=ઈચ્છનાર] સઘળામાં.

**ચોર્યાશીમાં સૌથી-સૌમાં સૌ કરતાં ચઢિયાતો** મનુષ્યદેહ છે; **સૌથી સારૂં, સૌમાં સારૂં** કે **સૌ કરતાં સારૂં** આ છે. કોઇવાર તેજ ગુણવાચકને **માં** પ્રત્યય લગાડી પૂર્વે વાપરે છે:—જેમકે **મોટામાં મોટું**=સૌથી મોટું : **નાનામાં નાનું**=સૌથી નાનું વ૦.

ગુજરાતીમાં સંસ્કૃતની પેઠે તુલનાદર્શક † પ્રત્યય બેઉને માટે નથી, એટલે તુલનાવાચક રૂપો પણ નથી. કોઈ વાર શુદ્ધ સંસ્કૃત વિશેષણો આ રૂપમાં દેખાય છે:—**બળવત્તર, લઘુતમ, ઉત્તમ** વ૦.

## ક્રિયાપદ.

૯૫. **ક્રિયાપદ**[1]—કોઈ પણ જાતની ક્રિયા (અસ્તિ, સ્થિતિ, ગતિ, કૃતિ, વ૦) કાળસહિત જે શબ્દવડે જણાય છે તે:—લખું છું, વાંચી, વાંચતો હતો, જવાનો છું, બોલીશ; વ૦.

વાક્યમાં ક્રિયાપદના મુખ્ય સંબંધી **કર્તા** અને **કર્મ** છે.

૯૬. **કર્તા**—ક્રિયાનો કરનાર તે ક્રિયાપદનો કર્તા કહેવાય. જેમકે '**છોકરો** વાંચે છે.' એમાં વાંચવાની ક્રિયાનો કરનાર '**છોકરો**' છે, તેથી '**છોકરો**'એ 'વાંચે છે' ક્રિયાપદનો **કર્તા**.

**કર્તા ઓળખવાની રીત.**—સાધારણ રીતે ક્રિયાપદને '**કોણ**' (એટલે ક્રિયાનો કરનાર **કોણ**) થી પ્રશ્ન પૂછવાથી **કર્તા** ઓળખાય છે:— 'છોકરો વાંચે છે' એમાં 'વાંચે છે' ક્રિયાપદને '**કોણ**' થી પ્રશ્ન પૂછીએ:— જેમકે **કોણ** વાંચે છે? અથવા વાંચનાર **કોણ**? જવાબ '**છોકરો**'; એટલે '**છોકરો**' એ કર્તા.

૯૭. **કર્મ**—ક્રિયાનો સહન કરનાર એટલે જેના ઉપર ક્રિયા થાય છે તે, અથવા કર્તાનું સાધેલું કે ઉપજાવેલું કામ (ફળ)–તે ક્રિયાપદનું કર્મ કહેવાય:— તેણે **છોકરાને** માર્યો, મેં **ચોપડી** લખી, સુથારે **પેટી** ઘડી, એમાં ૧ લામાં મારવાની ક્રિયાનો સહન કરનાર '**છોકરાને** છે, ને ૨ જા ને ૩ જામાં 'ચોપડી'

---

† સંસ્કૃતમાં તો વિશેષણને તુલનાદર્શક પ્રત્યય લાગે છે. અન્યસાપેક્ષકનો પ્રત્યય **તર**, અને સર્વસાપેક્ષકનો પ્રત્યય **તમ** છે: કેમકે **બલવત્** ઉપરથી **બલવત્તર**=વધારે બળવાન, અને **બલવત્તમ**=સૌથી બળવાન. તેમજ **સ્વાદિષ્ટ, બલિષ્ટ, લોભિષ્ટ, પાપિષ્ટ**, વગેરે શુદ્ધ સંસ્કૃત શબ્દો વપરાયલા દીઠામાં આવે છે. વળી સંસ્કૃતના **ઇષ્ઠ** પ્રત્યય ઉપરથી **શ્રેષ્ઠ**=સૌથી સારૂં, જ્યેષ્ઠ, કનિષ્ઠ, વરિષ્ઠ વ૦. પણ ગુજરાતી વિશેષણમાં એવા પ્રત્યય વપરાતા નથી.

[1] ક્રિયાપદ (**क्रिया**=કંઇ કરવું તે. **पद**=શબ્દ) ક્રિયા બતાવનાર શબ્દ.

અને 'પેટી' એ કર્તાનું સાધેલું કે ઉપજાવેલું કામ બતાવે છે માટે 'છોકરાને' 'ચોપડી' 'પેટી' એ કર્મ કહેવાય.

**કર્મ ઓળખવાની રીતઃ—કોને** અથવા **શું** શબ્દવડે પ્રશ્ન પૂછવાથી કર્મ માલમ પડે છેઃ—જેમકે ઉપલા ત્રણ દાખલામાં 'કોણ' શબ્દથી સવાલ પૂછતાં તો 'તેણે,' 'મેં' સુથારે એવો જવાબ આવશે, તે તો કર્તા છે.—પણ **કોને** માર્યો? જ૦—**છોકરાને; શું** લખ્યું? અથવા લખવાનું શું? જ૦-**ચોપડી;** શું ઘડયું? ઘડવાનું શું? જ.-**પેટી;** એટલે **છોકરાને, ચોપડી, પેટી** એ કર્મ છે એમ સિદ્ધ થાય.

## વર્ણ કે વિધ.

૯૮. વર્ણ (જાત)—કોઈ ક્રિયાપદને એકલો કર્તા, અને કોઇને કર્તા ને કર્મ બેઉ હોય છેઃ આ ઉપરથી ક્રિયાપદના જે મુખ્ય પ્રકાર થાય છે તેને ક્રિયાપદનો વર્ણ કે વિધ કહે છે.

ક્રિયાપદના વર્ણ બે છે—**અકર્મક ને સકર્મક.**

૯૯. **અકર્મક ક્રિ૦**—જેના કર્તાની ક્રિયા કર્તામાંજ રહે છે, પણ બીજા માણસ કે વસ્તુ ઉપર લાગુ પડતી નથી તેઃ—જેમકે છોકરો **ઊંઘે** છે, હું જાઉં છું, તે **બેઠો** છે વ૦.

**કોણ** અને **શું**થી પ્રશ્ન પૂછતાં તે બેઉનો જવાબ એકજ આવે તો તે અકર્મક ક્રિયાપદ જાણવુંઃ—જેમકે 'તે **દોડે** છે' એમાં કોણ દોડે છે? દોડનાર કોણ? જ૦—તે; શું દોડે છે? જ૦—તે; માટે 'દોડે છે' અકર્મક.

અકર્મક ક્રિયાપદમાં અસ્તિ, સ્થિતિ, ગતિવાચક ક્રિયાપદો આવે છે.

અસ્ત્યર્થ -સ્વાભાવિક અસ્તિત્વદર્શકઃ—હોવું (ઈશ્વર છે).

સ્થિત્યર્થ—વસવું, રહેવું વ૦;—(તે સુરતમાં રહે છે—જંગલમાં વસે છે).

ગત્યર્થ (ગતિવાચક) જવું, આવવું, ચાલવું દોડવું, ચઢવું, પહોંચવું વ૦.

ઉપલાં ત્રણને **પૂર્ણક્રિયાવાચક** કે **પૂર્ણવિધાનવાચક** અકર્મક કહેવાય.

૧૦૦. **અપૂર્ણક્રિયાવાચક અકર્મક ક્રિયાપદ**—જે અકર્મક ક્રિયાપદને તેનો અર્થ પૂરો કરવાને કોઈ પૂરક શબ્દની જરૂર છે તે. એને 'અપૂર્ણ વિધાન-વાચક' એટલે અપૂર્ણ અર્થના અકર્મક પણ કહેવાય.

આમાં, વિવિધસ્થિતિદર્શક **'હો,'** સ્થિતિવિકારાર્થ, તેમજ **ભાસવું, લાગવું,** અને એ અર્થના **દેખાવું, જણાવું** વગેરે ક્રિયાપદો આવે.

વિવિધ સ્થિતિદર્શક—**હોવું** (નામ કે વિશેષણની સાથે આવી અનેક પ્રકારની સ્થિતિ બતાવનાર):—'તે છોકરો છે'; 'હું માંદો હતો.'

સ્થિતિવિકારાર્થ—કેટલાંક અકર્મક ક્રિયાપદોમાં એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં જવું એવો અર્થ રહેલો છે તે:—જેમકે **થા, બન, નિવડ–નિકળ** વ૦ જેમકે:—તે રાજા **થયો–બન્યો,** હું નોકર **રહ્યો**; તું ગાંડો **નિકળ્યો–નિવડયો.**

'ભાસ' 'લાગ' વગેરે અર્થના—સૂર્ય રાતો **ભાસે** છે, આ ઠીક **લાગે છે,** તે મૂર્ખ **જણાય છે–દેખાય છે.**

૧૦૧. **ક્રિયાપૂરણી**—અપૂર્ણ અર્થના અકર્મક ક્રિયાપદનો અથ પૂર્ણ કરવાને કોઈ નામ કે વિશેષણ જેવો પૂરક શબ્દ તેની સાથે આવે તે. (ક્રિયાપૂરણી, વિશેષણ હોય તો કર્તાનો ગુણ બતાવે, અને નામ હોય તો કર્તાની પેઠે પ્રથમામાં આવે).

ભાવકર્તૃક—અકર્તૃક* અને અનુકરણવાચ્ય પણ અકર્મકમાં આવે.

(ભાવકર્તૃક ક્રિયાપદોનો કર્તા દેખાતો નથી એટલે એને અકર્તૃક* એટલે કર્તા વગરના એવું નામ કોઈ ધારે તો આપી શકે; પણ સંભવે નહિ.)

---

*અકર્તૃક એટલે કર્તા–વગરના ખરા, પરંતુ '**ગમે** તે કર,' '**સુજે** તે લો,' '**રૂચે** તે ખા,' '**ગોઠે** તે ખરૂં,' આવાં ટૂંકાં રૂપ (કર્તા વગરનાં) વાપરવાનો ઘણો ચાલ પડી ગયો છે; છતાં એનાં પૂર્ણ રૂપ 'તને **જે ગમે** તે કર,' '**જે સુજે** તે લે,' '**જે રૂચે** તે ખા,' 'તમને **જે ગોઠે** તે ખરૂં,' વગેરે પણ વપરાય છે; તેમજ વળી **જે** અને એવા સંબંધી શબ્દો **અધ્યાહાર** રહે એવું ભાષાનું વલણ પણ ખરૂં, તેથી જ્યારે કર્તા અધ્યાહાર છે, પણ છે ખરો, તો પછી કર્તા વગરનાં ગણી એને ખરાં અકર્તૃક જેવાં ગણવાં સંભવે નહિ. તેમજ ખરાં ભાવકર્તૃકમાં ગણવાં પણ ઠીક નહિ. એતો 'ચાહે' અને 'દેખ' ક્રિયાપદનાં સહ્યરૂપને બદલે વપરાતાં અકર્મક ક્રિયાપદ જેવાં છે, અને 'લાગે,' 'ભાસે.' (જાુઓ વિભ૦) આવાં ક્રિયાપદની પેઠે એનું સંબંધી નામ કે સર્વનામ ચોથી વિભક્તિમાં લઈ ભાષામાં વપરાતાં દેખાય છે. આવાં ક્રિયાપદો ઘણાં છે, જેવાં કે—**ગમવું, ગોઠવું, બોજવું, ફાવવું, સુઝવું, રૂચવું, ભાવવું, ઘટવું, છાજવું, શોભવું, હળવું, વાગવું, ગાંઠવું, બદવું.**

અકર્તૃક–ભાવકર્તૃક સંજ્ઞાના શબ્દાર્થને અનુસરી અકર્તૃક એવાં, ભાવકર્તૃકથી જુદાં ક્રિયાપદ બતાવવાં હોય તો ભાવકર્તૃક ગુજરાતીમાં તો—'**જાણે** તે રાજા હોય;' '**જાણે** કાયા કનકની લોઈ,' '**શકે** છે કન્યાની ખોટ' (નળાખ્યાન) -એમાં '**જાણે**' '**શકે**' સં जाने=હું જાણું છું=મને જણાય છે; शंके=હું શંકા કરૂં છું - મને શંકા થાય છે. આ બે ક્રિયાપદો, અંગ્રેજીની સાથે સરખાવતાં, ખરાં અકર્તૃક જેવાં દેખાય છે. સકર્મક રૂપે છતાં તેનાં સહ્ય અકર્મકને સ્થળે વપરાઈને, તેના કર્તા તરીકે તેની પાછળનું વાક્ય લેવાય. (જોકે એને, 'જાણે કે, 'શકે તો' એમ એકઠા લઈ, 'ઉત–પ્રેક્ષાવાચક કે સંભાવનાવાચક ક્રિયાવિશેષણિક સંયોજક ગણે છે.)

૧૦૨. **ભાવકર્તૃક ક્રિ૦**—જે ક્રિયાપદનો કર્તા છૂટો જણાતો નથી પણ તેના ભાવાર્થમાંજ સમાયલો હોય છે તેને **ભાવકર્તૃક ક્રિ૦** કહેવાય:—જેમકે આજ બહુ **વર્ષ્યું**, આજ બહુ **ધામે છે, કઠે છે**, બાપ દીકરાને **બનતું નથી-હળતું નથી** એમાં **વર્ષવું, ધામવું-કઠવું, બનવું-હળવું**, એ **ખરા ભાવકર્તૃક** ક્રિયાપદ છે; કારણ કે એનો કર્તા શોધતાં 'વરસવાનું કે વરસાદ 'ધામ-કઠારો' 'બનવાનું કે બનાવટ-હળતર' એવો એના ભાવાર્થમાંથી કાઢી બતાવાય. તેમજ—મારા પેટમાં **દુખે છે**, એમાં તેનું **ફાવતું-ચાલતું-ઉપજતું નથી**. મને ઘેર **ગોઠતું નથી-ગમતું નથી**,—આવાં વાકયોમાં **'દુખે છે, ફાવતું નથી, ગોઠતું નથી-ગમતું નથી'** કર્તા વગર સાધારણ ક્રિયા બતાવે ત્યારે એ ભાવકર્તૃક જેવાં છે. (પણ એજ ક્રિયાપદો કર્તાસહિત આવે. જેમકે:—'મારૂં માથું દુખે છે,' 'આ મને ફાવતું નથી વગેરે' એમાં 'દુખે છે,' 'ફાવતું નથી' ભાવકર્તૃક કહેવાય નહિ.)

**અનુકરણવાચ્ય ક્રિ૦.** કેટલાંક **અકર્મક**[1] ક્રિયાપદ જે પ્રાણીનું બોલવું અથવા પદાર્થોનો અવાજ કે ખાસ ક્રિયાઓ બતાવવામાં વપરાય છે તેને **અનુકરણવાચ્ય** ક્રિયાપદ કહે છે, જેવાંકે:- ગાય **બહરાડે છે**, ગધેડો **ભૂંકે છે**, ધજા **ફડફડે છે, ગડગડવું, તડતડવું, ચકચકવું**, તેમજ **બેં-બેં**, ડ્રાઊં-ડ્રાઊં, **કા-કા ગડગડાટ** એ **અનુકરણવાચ્ય** નામ કહેવાય.

૧૦૩. **સકર્મક**[2] ક્રિ૦— જેના કર્તાની ક્રિયા (કર્તામાં ન રહેતાં) બીજા માણસ અથવા વસ્તુ ઉપર લાગુ પડે છે તે:—જેમકે 'હું ચોપડી **લખું છું.'** 'તેણે મને **બોલાવ્યો.'** 'તું કેટલા પાઠ **વાંચશે.'** વગેરે.

**કોણ** અને **શું**થી પ્રશ્ન પૂછતાં બેઉના જવાબ જુદા જુદા આવે તો તેને સકર્મક ક્રિયાપદ જાણવું:—જેમકે હું ચોપડી **લખું છું**, એમાં 'કોણ લખે છે અથવા લખનાર કોણ?' જ૦—હું; 'શું લખે છે અથવા લખવાનું શું?' જ૦—ચોપડી; આ પ્રમાણે બેઉના જવાબ જુદા આવ્યા માટે **લખું છું** એ સકર્મક.

૧૦૪. કેટલાંએક સકર્મક ક્રિયાપદને બે કર્મ હોય છે તેને **દ્વિકર્મી સકર્મક ક્રિયાપદ** કહે છે. એના બે પ્રકાર છે:—**પ્રદાયક*** અને **કારક.†**

૧. **પ્રદાયક ક્રિ૦**—કોઇને કંઇ આપવું એવો અર્થ જેમાં રહેલો હોય તે:—જેવાં કે, આપવું, દેવું, અર્પવું, સોંપવું, મોકલવું વગેરે. વળી મારવું, **પીરસવું** (મૂકવું, મેલવું), કહેવું (=કોઇને કંઈ કહેવું), શિખવવું, ભણાવવું, વગેરે અર્થનાં ક્રિયાપદ પણ પ્રદાયકમાં ગણાય.

---

૧. અકર્મક (અ=નહિ+કર્મક=કર્મવાળા) જેને કર્મ નથી તે.

૨. સકર્મક (स=સહિત+કર્મક=કર્મવાળા) જેને કર્મ હોય છે તે.

*પ્રદાયક—सं-प्र+दायक-दा=આપવું ઉપરથી—આપવું એવા અર્થનો.

†(કારક सं. कृ=કરવું ઉપરથી). કારકના અનુપસ્થ કર્મમાં સંપ્રદાનનો અર્થ નથી, તેથી બેહુ કર્મ એક જાતનાં ગણી એને કોઇ દ્વિતીયામાં લે.

૨. **કારક ક્રિ૦**—કોઈને એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં મૂકવું એવો અર્થ જેમાં રહેલો હોય તે :—જેવાં કે, કરવું, બનાવવું, નિમવું, સ્થાપવું, ઠેરવવું, રાખવું, કહેવું (=નામ આપવું) વગેરે. વળી ગણવું, ધારવું, માનવું, લેખવું, જાણવું, એવા અર્થનાં ક્રિયાપદ પણ કારકમાં ગણાય. આનો ઉપસ્થ કર્મ પૂરક કર્મ જેવો છે, અને તે નામ કે વિશેષણ પણ હોય :—'મેં તેને **દેવ** માન્યો,' 'તું તેને **ડાહ્યો** ગણે.'

૧૦૫. દ્વિકર્મી ક્રિયાપદના બે કર્મને **ઉપસ્થ** ‡ અને **અનુપસ્થ** § કહે છે—જેને કંઈ અપાય અથવા કર્તાની ક્રિયા પ્રાપ્ત થાય તે નામ ચતુર્થીમાં આવે અને તેને **અનુપસ્થ** (આઘેનું) કે **ગૌણ** કર્મ કહેવાય :—'તેણે **મને** પાંચ રૂપીઆ આપ્યા,' 'મેં **લલ્લુભાઈને** મોનિટર બનાવ્યો.'
એમાં **મને**, **લલ્લુભાઈને** એ અનુપસ્થકર્મ છે. અને **રૂપીઆ**, **મોનિટર** એ **ઉપસ્થ** (નજીકનું) કે **પ્રધાન** કર્મ કહેવાય.

**ઉભયવર્ણ** (ઉભયવિધ) **ક્રિ૦**—જે ક્રિયાપદ કોઇવાર અકર્મક ને કોઇવાર સકર્મક બેહુ ક્રિયાપદ તરીકે વપરાતાં હોય તે ઉભયવર્ણ ક્રિ૦ કહેવાય; જેવાંકે—જમ, ખા, વાંચ, બોલ, રમ, વ૦. પણ પદચ્છેદમાં તો અકર્મક હોય ત્યાં અકર્મક ને સકર્મક હોય ત્યાં સકર્મક કહેવું.

આ ક્રિયાપદો સકર્મક તરીકે વપરાતાં, જ્યારે તેની સાથે તેના કર્મ તરીકે તેના ધાતુ પરથી નીકળેલું નામ આવે છે, ત્યારે તે કર્મને **સગોત્ર** કે સજાતીય **કર્મ** કહેવાય :—જમણ જમવું, ખાવાનું ખાવું, વાંચન વાંચવું, બોલી બોલવી, રમત રમવી, લડાઇ લડવી, રોદણાં રડવાં, ગાયન ગાવું, દાન દેવું, કાર્ય કરવું, ઉંઘ ઉંઘવી, વ૦.

---

નીચેના મનોયત્નમાં આપેલાં વાક્યોમાં ક્રિયાપદનો
વર્ણ કહો તથા તેના કર્તા કર્મ બતાવો.

### મનોયત્ન ૬ ઠ્ઠો.

૧ છોકરાંઓ દોડે છે. ૨ ગાયને ચાર પગ ને એક પૂછડી હોય છે. ૩ તે રમે છે. ૪ બૈરાંઓ ગાય છે. ૫ લલ્લુએ મને બે કલમ આપી છે. ૬ તેની કિમ્મત પૂછજો. ૭ હું પાનાં રમું છું. ૮ તમે એક સારૂં ગાયન ગાઓ. ૯ પેલા બધાઓ હસે છે. ૧૦ મારૂં માથું દુઃખે છે. ૧૧ મને બહુ વાગ્યું. ૧૨ હું કોનું ઓસડ કરૂં ? ૧૩ તમે તો મને હસો છો. ૧૪ હું હવેથી તમને ડાહ્યાભાઈ કહીશ. ૧૫ મને મોનિટર કરો તો ઠીક.

---

‡ ઉપસ્થ—(સં. उप=પાસે + स्था=રહેવું) પાસેનો.

§ અનુપસ્થ—(अन्=નહિ+उपस्थ=પાસેનો) પાસેનો નહિ તે.

**૧૦૬.** ક્રિયાપદની બાબતમાં તેનો **મૂળ** (ધાતુ), **ભેદ**, **અર્થ**, **કાળ**, **પુરૂષ** કે **જાતિ**, **વચન**, **પ્રયોગ** વગેરે જાણવાં જોઇએ.

**મૂળ** ( ધાતુ ).

**૧૦૭. મૂળ**—ગુજરાતીમાં ક્રિયાપદનું ટૂકું રૂપ જેને પ્રત્યયો લગાડાય છે તે. અને સંસ્કૃતના જે રૂપ ઉપરથી એ મૂળ નીકળતું હોય **તે ધાતુ** કહેવાય,:— सं. कृ એ ધાતુ કહેવાય, અને એ ઉપરથી ગુજરાતીમાં **કર** થયું, એ **મૂળ** કહેવાય.

સંસ્કૃત ધાતુની નિયમિત સંખ્યા છે. અને તે ઉપરથી નિકળેલાં ગુજરાતી મૂળ રૂપની પણ અમુક નિયમિત સંખ્યા બંધાય. આ મૂળ રૂપને **સિદ્ધ** શબ્દ કહે છે. મૂળ રૂપની સાથે વિવિધ પ્રત્યય ઉપસર્ગાદિ આવીને અનેક શબ્દો થાય છે તે **સાધિત** શબ્દ કહેવાય. (જોવું—શબ્દસાધન-ઉપસર્ગ-પ્રત્યય અને સિદ્ધ-સાધિત શબ્દના પાઠમાં પાનું ૧૧૧ મું).

**ભેદ.**

**૧૦૮. ભેદ**—ક્રિયાપદના મૂળ રૂપને એવી રીતે ફેરવીને બોલીએ કે તેથી અર્થ નહિ બદલાય, પણ વાક્યનો મરોડ ફરે તેને ભેદ કહે છે. મુખ્ય ભેદ બે છે:—**મૂળભેદ** અને **સહ્યભેદ.**

**૧૦૯. મૂળભેદ**—ક્રિયાપદનાં મૂળને કાળ વગરના પ્રત્યયો લાગી જે રૂપ થાય છે તે. એમાં કારકનો અર્થ રહેલો છે:—'તે **જાય છે.**' 'મેં કાગળ **લખ્યો.**' 'હું **બોલીશ,**' એમાં **જાય છે**, **લખ્યો**, **બોલીશ** એ મૂળભેદ કે કારકભેદ.

**૧૧૦. સહ્યભેદ:**—ક્રિયાપદનું મૂળરૂપ બદલાઇને તેમાં સહ્યાર્થ આવે, ત્યારે સહ્યભેદ કહેવાય:—જેમકે 'તેનાથી **જવાય છે,**' 'મારાથી કાગળ **લખાયો,**' 'તારાથી **બોલાશે** કે કેમ?' એમાં **જવાય છે**, **લખાયો**, **બોલાશે**, એ સહ્યભેદ કહેવાય.

વળી સહ્યભેદમાં સહ્યાર્થની સાથે શક્યાર્થ (શક્તિનો અર્થ) ભળેલો છે, તેથી તેને **શક્યભેદ** પણ કહે છે. પરંતુ અકર્મક ક્રિયાપદના આ રૂપમાં શક્યાર્થ ખુલ્લો જણાય છે—જેમકે 'મારાથી **ચલાતુ નથી,**' 'તમારાથી **અવાય** તો આવજો,' '**જવાય,** તો જજો,' વગેરે. અકર્મકના સહ્યરૂપને **શક્યભેદ** કહેવાય અને સકર્મકના સહ્યરૂપને **સહ્યભેદ** કહેવાય.

૧૧૧. સહ્યભેદ ગુજરાતીમાં સાધારણપણે ઝાઝો વપરાતો નથી; પણ સહ્યાર્થ જુદી જુદી રીતે દર્શાવાય છે.

૧. એની જગ્યાએ મુખ્યના સામાન્યરૂપને 'માં' પ્રત્યય લગાડી તેની સાથે 'આવ' ક્રિયાપદ વાપરવાનો ચાલ છે:—'એવું કહેવાયું' ને બદલે 'એવું કહેવામાં આવ્યું;' 'તેને મુંબાઈ 'મોકલાયો' નહિ પણ 'તેને મુંબાઈ મોકલવામાં આવ્યો.'

૨. તેમજ મૂળના ભૂતકૃદંતની સાથે, 'જા' ધાતુ વાપરીને પણ દર્શાવાય છે (આ રૂપ કવિતામાં ચાલે છે, અને એમાં શક્યાર્થનો ભાસ છે):—લખ્યા જાય= લખાય, કહ્યું જાય=કહેવાય, વર્ણવ્યા જાય વ૰.

૩. અમુક નામની સાથે **ખા** ક્રિયાપદ વપરાય છે, તેમાં પણ સહ્યાર્થ છે:—'માર ખાવો'=(મરાવું); 'ઠોકર ખાવી'=(ઠોકરાવું) વ૰.

સહ્યભેદમાં યોગ્યતાનો પણ અર્થ છે:—'તારાથી એમ બોલાય નહિ'=તને એમ બોલવું ઘટે નહિ.

## સહ્યભેદનો પ્રત્યય તથા તે બનાવવાની રીત.

**૧૧૧.** સહ્યભેદનો પ્રત્યય '**આ**' છે. એ મૂળ રૂપને લાગ્યા પછી કાળ વગેરેના પ્રત્યયો લગાડાય છે, અને જે જે રૂપમાં **એ** પ્રત્યય હોય ત્યાં **ય** લાગે (જોવું ક૰ ૧૨૪):—કરાય, વંચાયું.

(૧) ક્રિયાપદના મૂળ રૂપમાં વચ્ચે કે છેડે '**આ**' હોય તો સહ્યભેદનો પ્રત્યય લાગતાં પહેલાં તેનો '**અ**' થાય છે:—જેમકે **માર–મરા, નાંખ–નંખા, ખા–ખવા, જા–જવા** વ૰.

(૨) અકારાન્ત સિવાયનાં કોઈ મૂળ (ઘણું કરીને એકાક્ષરી)— જેવાંકે **ખા, જા, પી, બ્હી, દે, લે, કહે, રહે, સહે, સુ, ખો, જો, ધો,** વગેરેને સહ્યભેદનો પ્રત્યય લગાડતાં પહેલાં છેડે **વ્*** ઉમેરવો પડે છે; જેમકે—ખવા, પીવા, જવા,—દેવાય કહેવાય, સુવાય, ખોવાય, વગેરે.

સહ્યભેદનો મૂળ અર્થ એવો છે કે સહ્ક એટલે ક્રિયાનો સહનાર, ક્રિયાપદનો ક્રિયાનાથ થઈને પ્રથમા વિભક્તિમાં આવે, અને મૂળનો કર્તા (ગુજરાતીમાં) તૃતીયાને અર્થે કરણરૂપે પંચમીમાં આવે:—હું ચાલું '**મારાથી** ચલાય,' 'હું ચોપડી લખું' '**મારાથી ચોપડી** લખાય.'

(૧) અકર્મક ક્રિયાપદનું સહ્યરૂપ એટલે શક્યભેદમાં ક્રિયાપદનો સહ્ક-ક્રિયાનાથ, ક્રિયાપદનો ભાવ છે, તેથી એ રૂપ ત્રીજા પુરૂષ ને એકવચનમાંજ આવે

---

* (વ્) અહાવા, ખરા પ્રત્યય અને પ્રકૃતિની વચ્ચે આવનાર અક્ષરને આગમ કહે છે.

છે:—મારાથી **ચલાય**, **દોડાય** વગેરે. એમાં **ચાલવાનું**, **દોડવાનું** એવો ભાવ-એનો સહૃક-ક્રિયાનાથ છે.

(૨) સકર્મક ક્રિયાપદનો સહભેદ થતાં, તેનું કર્મ પ્રથમા વિભક્તિમાં આવી, સહૃક-ક્રિયાનાથ થાય છે:—જેમકે 'મારાથી **પાઠ** વંચાતા નથી.

(૩) **મોકલવું**, **બોલાવવું**, **નોતરવું**, **મારવું** વગેરે ક્રિયાપદો, જેની સાથે પ્રાણીવાચક શબ્દો હમેશાં ઉપસ્થકર્મ જેવા થઈ દ્વિતીયાને સ્થળે ચતુર્થીનો 'ને' પ્રત્યય લઈને આવે છે, તેનો સહભેદ કરતાં, તે કર્મ દ્વિતીયાને સ્થળે ચતુર્થીમાંજ રહીને, તે ક્રિયાપદનો સહૃક-ક્રિયાનાથ થાય છે (આ એક અનિયમિતપણું છે:—જેમકે 'તેનાથી **છોકરીને** એકલી મોકલાઈ નહિ.' 'મારાથી **તેને** બોલાવાયો નહિ.' '**તમને** નોતરાયા નહિ,' 'ભૂલમાં **છોકરાને** બહુ મરાયો' વ૦.

(૪) દ્વિકર્મી (પ્રદાયક) ક્રિયાપદનો સહભેદ કરતાં તેનો અનુપસ્થ કર્મ ચતુર્થીમાંજ રહે છે, અને ઉપસ્થ કર્મ સહૃક-ક્રિયાનાથ થઇ પ્રથમામાં આવે છે:—જેમકે 'મારાથી **તેને** દશ **રૂપીઆ** અપાયા,' 'પોતાની **માને** ડાકેણ કેમ કહેવાય' વગેરે.

(૫) દ્વિકર્મી (કારક) ક્રિયાપદનો સહભેદ થતાં, બેઉ કર્મ ઘણુંકરીને પ્રથમા વિભક્તિમાં આવે, તો એક સહૃકક્રિયાનાથ* થાય, અને બીજો તેને સમાનાર્થે પ્રથમામાં ક્રિયાપૂરણી કહેવાય. મારાથી **તે રાજા** સ્થપાયો. **મોનિટર** નિમાયો વ૦. કોઇવાર સંપ્રદાનનો ભાસ કાયમ રહેતાં, **ને** પ્રત્યય રહે પણ ખરો:—મારાથી **તેને** ગાંડો કહેવાઈ ગયો.

**૧૧૨. પ્રેરકરૂપ†** (પ્રયોજ્યાર્થ)—ક્રિયાપદનો કર્તા પોતાને હાથે ક્રિયા નહિ કરતાં, બીજાની પાસે કે બીજાને કહીને ક્રિયા કરાવે ત્યારે જે રૂપ વપરાય છે તે:—જેમકે 'ભાઈદાસ પલંગ પાથરે છે' એમાં પાથરવાની ક્રિયા ભાઈદાસ જાતે કરે છે; પણ 'ભાઈદાસ પલંગ **પથરાવે** છે' એમાં પાથરવાની ક્રિયા ભાઈદાસ જાતે કરતો નથી પણ બીજા કોઈની પાસે ક્રિયા કરાવે છે, માટે **પથરાવે** છે એ પ્રેરકરૂપ કહેવાય. આ રૂપને ત્રીજો ભેદ પણ ગણે છે.

---

* સહૃક ક્રિયાનાથ હમેશાં પ્રથમામાં આવે છે: પણ આવા ક્રિયાપદની સાથે પ્રાણીવાચક શબ્દ એકલાં અનુપસ્થ કર્મ જેવાં આવે છે તેથી સહભેદમાં પણ તે સહૃક ક્રિયાનાથ થયા છતાં, દ્વિતીયાને સ્થળે ચતુર્થીમાં વપરાતાં જણાય છે.

† પ્રેરકરૂપમાં મૂળના રૂપમાં ફેરફાર થતાં, અર્થવિકાર પણ થાય છે, માટે એને ભેદ તરીકે લીધો નથી. વળી એ રૂપનો સહભેદ પણ થાય છે:—જેમકે 'પડાવ' એનો સહભેદ પડાવાય, લખાવ-લખાવાય, જગાડ-જગાડાય વગેરે.

## પ્રેરકરૂપના પ્રત્યય તથા તે બનાવવાની રીત.

**પ્રેરકરૂપના પ્રત્યય**—ક્રિયાપદના મૂળરૂપને, **આવ**, કે **આડ**, પ્રત્યય લગાડયાથી પ્રેરકરૂપ થાય છે:—જેમકે લખાવ, વંચાવ, જગાડ, ખવાડ, સુવાડ, વગેરે.

(૧) ક્રિયાપદનાં મૂળરૂપમાં વચ્ચે કે છેડે **આ** હોય, તો પ્રેરકરૂપનો પ્રત્યય લગાડતાં પહેલાં તેનો **અ** કરવો પડે છે:—જેમકે 'પાડ–પડાવ' 'ખા–ખવાડ' વગેરે.

(૨) અકારાન્ત મૂળને ઘણુંકરી પ્રેરક થતાં, **આડ** પ્રત્યય લાગે છે; (કેટલાંકને નથી લાગતો:—જમ–જમાડ, રમ–રમાડ. જાગ–જગાડ, લાગ–લગાડ, ન્હાસ–ન્હસાડ, બેસ–બેસાડ–પેસાડ વ૦.)

(૩) અકારાન્ત સિવાયનાં ક્રિયાપદ, જેવાં કે, ખા, પી, દે. કહે. સુ, ખો, વગેરે ક્રિયાપદને ઘણુંકરી **આડ** પ્રત્યય લાગે છે, અને તે લાગતાં પહેલાં મૂળરૂપને છેડે વ્ ઉમેરવો પડે છે; જેમકે ખવાડ, પીવાડ (પા), દેવાડ, કહેવાડ, સુવાડ, ખોવાડ, વગેરે.

(૪) કેટલાકનું પ્રેરકરૂપ વપરાતુંજ નથી:—જેમકે 'જા' એનું જવાડ કે 'આવ' એનું 'અવાડ' એવું રૂપ વાપરતા નથી; પણ એ અર્થે **'મોકલ'** ક્રિયાપદ વપરાય છે. તેમજ 'હો,' 'થા' 'રહે' એનું પણ પ્રેરકરૂપ વપરાતું નથી. **હો** ને **થા** ને માટે કર, અને **રહે** ને માટે **રાખ** એ અર્થે વપરાય છે.

એવડાં પ્રેરકરૂપને **દ્વિત્વપ્રેરક** કહે છે (એમાં કર્તા બીજાને હાથે ક્રિયા કરાવતો નથી પણ બીજાને કહીને કોઈ ત્રીજા પાસે ક્રિયા કરાવે છે:—જગાડાવ, ખવાડાવ વ૦.

**૧૧૩. કર્મકરૂપ**—ઘણાંખરાં અકર્મક ક્રિયાપદને પ્રેરક રૂપમાં લેતાં પહેલાં સકર્મક કરવાં પડે છે, તેને **કર્મક** રૂપ કહે છે; પદચ્છેદમાં તો એને સકર્મક ક્રિયાપદ કહેવાય.

**૧૧૪.** અકર્મક ઉપરથી સકર્મક બનાવવાની રીત:—છેલ્લા **અક્ષરની** પાસેના (ઉપાન્ત્ય) સ્વર **અ** નો **આ** કરવાથી કર્મક થાય. કોઈવાર **અ** નો

ઍ અને ઉ નો ઓ કરવો પડે છે. બધાં અકર્મક ક્રિયાપદનું કર્મકરૂપ થાય નહિ. થોડાંનું થાય છે તે નીચે આપ્યાં છે.

| અકર્મક. | કર્મકરૂપ. | અકર્મક. | કર્મકરૂપ. | અકર્મક. | કર્મકરૂપ. |
|---|---|---|---|---|---|
| ખળ | ખાળ | તર | તાર | મર | માર |
| ગળ | ગાળ | તૂટ | તોડ | વળ | વાળ |
| ચર | ચાર | દબ | દાબ | સર | સાર |
| છૂટ | છોડ | નમ | નામ | સમર | સમાર |
| જળ | જાળ | પડ | પાડ | સુધર | સુધાર |
| ઝર | ઝાર | પ્રસર | પ્રસાર | ઉકળ | ઉકાળ |
| ટળ | ટાળ | ફૂટ | ફોડ | ઉકલ | ઉકેલ |
| ઠર | ઠાર | બળ | બાળ | ઉછર | ઉછેર |
| ડબ | ડાબ | બગડ | બગાડ | ઉછળ | ઉછાળ |
| ઢળ | ઢાળ | ભળ | ભેળ | ઉતર | ઉતાર |

કેટલાંક સકર્મક થતાં પ્રેરક જેવાં દેખાય પણ તેમાં પ્રેરણાનો અર્થ રહેતો નથી; જેવાં કે, (ભણ–ભણાવ–શિખવ), ગર–ગેરવ, જર–જેરવ, હળ–હેળવ, મળ–મેળવ ( સંપાદન કર ).

## અર્થ કે વાચ્ય.

**૧૧૫. અર્થ**—કોઈ ક્રિયા વિષે બોલતાં કર્તાનો મનનો ભાવ કેવા પ્રકારનો છે, એ જેથી જણાય તેને **અર્થ કે વાચ્ય** કહે છે. મુખ્ય અર્થ ત્રણ છે:—**નિશ્ચયાર્થ, સંશયાર્થ (સંકેતાર્થ), આજ્ઞાર્થ.**

**૧૧૬. નિશ્ચયાર્થ**—બોલનાર કોઇ ક્રિયા વિષે સાધારણ રીતે થઇ ગઈ, થાય છે, કે થશે, એટલુંજ જણાવે એવો અર્થ તે નિશ્ચયાર્થ:—, 'તે કાલે **ગયો**,' 'હું પાઠ **વાંચું છું**,' 'રામદાસ કાલે **આવશે**,—એમાં **ગયો, વાંચુ છું, આવશે** એ નિશ્ચયાર્થ છે.

**૧૧૭. સંશયાર્થ**—કોઈ ક્રિયા વિષે બોલનારના મનમાં સંદેહ રહેતો હોય કે '**થાય કે ન થાય**,' અથવા કોઇ શરત ઉપર કંઈ ક્રિયા થવાનો સંભવ હોય એવો અર્થ તે સંશયાર્થ:—'એ વાત ખરી **હોય**,' 'હું કદાચ કાલે **જાઉં**,' 'તું કહેત તો હું **આવત**'—એમાં હોય જાઉં વ૦ સંશયાર્થ છે.

નિશ્ચયાર્થ અને સંશયાર્થનાં રૂપ કેટલીકવાર એક સરખાં હોય છે તે અર્થ ઉપરથી ઓળખવાં—'તે એવું બોલે એમાં નવાઈ નથી.' એમાં **બોલે** નિશ્ચયાર્થ; પણ 'તે એવું **બોલે** તો માર્યો જાય,' એમાં **બોલે** સંશયાર્થ છે.

૧૧૮. **આજ્ઞાર્થ**—સાધારણપણે હુકમ કરવામાં આવે તે આજ્ઞાર્થ જેમકે:—તું પાઠ **વાંચ,**' '**જાઓ,**' 'મહેતાજીને **બોલાવો,**' '**આવજો,**' એમાં **વાંચ, જાઓ, બોલાવો, આવજો** એ આજ્ઞાર્થ.

શુદ્ધ આજ્ઞાર્થ માત્ર બીજા પુરૂષમાંજ અને શુદ્ધ વર્તમાનકાળ ને ભવિષ્યકાળમાં આવે. (ભૂતકાળમાં આજ્ઞા સંભવે નહિ).

**વર્તમાન-આજ્ઞાર્થ**માં મૂળરૂપ વપરાય છે:—**કર, કરો;** એમાં વગરવિલંબે ક્રિયા કરવી એવો અર્થ છે.

**ભવિષ્ય-આજ્ઞાર્થ**માં **શે-શો** ને બદલે **જે-જો** પ્રત્યય આવે:—**કરજે-કરજો;** એમાં જરાવાર પછી ક્રિયા કરવી એવો અર્થ છે. (માનાર્થે આજ્ઞામાં શુદ્ધ ભવિષ્ય પણ બોલાય:—આટલી કૃપા કરશો=કરજો).

આજ્ઞાર્થરૂપ પ્રાર્થના, વિનંતિ, ઉપદેશ, આશીર્વાદ અને શાપ અર્થે પણ વપરાય. પ્રાર્થના—અરે પ્રભુ ! તું માફ **કર.** ઉપદેશ—એને બબ્બે કલાક **ભણાવો.** આશીર્વાદ—ઘરડા **થાઓ** ને સુખી **રહો.** શાપ—રખડી રઝળીને **મરો.**

આજ્ઞાર્થ, **સામાન્ય** કૃદંત ને **વર્તમાન** કૃદંત પણ આવે. (જો૦ ૧૨૧)

વળી પ્રશ્ન પૂછવામાં આવે ત્યાં તે **પ્રશ્નાર્થ** કહેવાય:—તમે **શું કરો છો ?** પણ એ નિશ્ચયાર્થનાં રૂપ છે એટલે નિશ્ચયાર્થમાં ગણવાં.

### કૃદંત

૧૧૯. **કૃદંત**—ક્રિયાપદ ઉપરથી સાધિત થયલા શબ્દો, જેમાં ક્રિયાનો તેમજ નામ વિશેષણ કે અવ્યયનો અર્થ આવે, પણ કાળનો અર્થ આવે નહિ, તેને કૃદંત કહે છે.

સંસ્કૃત તેમજ તે ઉપરથી નીકળેલી ભાષાઓમાં ઘણાખરા શબ્દો ધાતુ ઉપરથીજ નિકળેલા છે. પણ તેમાંથી ક્રિયાપદનો ગુણ જતો રહીને, નામ, વિશેષણ, અવ્યય વગેરેનો ખાસ ગુણ વળગ્યો તે ઉપરથી તે તે વર્ગમાં ગણાવા લાગ્યા, અને જેમાં ક્રિયાનો ગુણ દેખીતો રહ્યો તેટલાનેજ માત્ર કૃદંત એ નામ આપવામાં આવ્યું.

**૧૨૦.** કૃદંત ૭ પ્રકારના છે—**સામાન્ય કૃ૦. કર્તૃવાચક કૃ૦. વર્તમાન કૃ૦. ભૂત કૃ૦. વિશેષભૂત કૃ૦. ભવિષ્ય કૃ૦.** અને **સંબંધક-ભૂત કૃ૦.** આમાંના પહેલા બે પ્રકારના કૃદંત નામની પેઠે વપરાય છે, તેથી એને **વિશેષ્ય** (નામરૂપી) **કૃદંત** કહે છે; પછીના ચાર વિશેષણ તરીકે વપરાય છે માટે તે **વિશેષણકૃદંત** કહેવાય; અને છેલ્લો અવિકારી માટે તે **અવ્યયકૃદંત.**

| | કૃદંત. | પ્રત્યય. |
|---|---|---|
| નામરૂપી | સામાન્ય કૃ૦ | —વો, વી, વું; વા, વી, વાં. |
| | કર્તૃવાચક કૃ૦ | —નારો, નારી, નારૂં; નારા, નારી, નારાં. |
| | નાર (એ અવિકારીરૂપ ત્રણે જાતિનાં નામની સાથે આવે). | |
| વિશેષણ-રૂપ | વર્તમાન કૃ૦ | —તો, તી, તું; તા, તી, તાં. |
| | ભૂત કૃ૦ | —યો, ઈ, યું; યા, ઈ, યાં. |
| | વિશેષભૂત કૃ૦ | —એલો, એલી, એલું; એલા, એલી, એલાં. |
| | ('એ'ને ઠેકાણે 'ય' પણ વપરાય છેઃ—યલો, યલી, યલું વ૦)*. | |
| | ભવિષ્ય કૃ૦ | —વાનો, વાની, વાનું; વાના, વાની, વાનાં. |

અવ્યયરૂ૦—સંબંધકભૂત કૃ૦.—(પ્રત્યય) ઈ, ઈને; (જે અકારાન્ત સિવાયનાં મૂળને છૂટો લાગે છેઃ—ખા—ખાઇને. લે—લેઈ કે લઈ.)

### કૃદંતનાં રૂપ.

| **લખ—મૂળ. મૂળભેદ.** | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| સામાન્ય કૃ૦ | —લખવો, લખવી, લખવું; | લખવા, લખવી, લખવાં. |
| કર્તૃવા૦ કૃ૦ | —લખનારો—નારી—નારૂં, નાર; | લખનારા—નારી—નારાં—નાર. |
| વર્તમાન કૃ૦ | —લખતો, લખતી, લખતું; | લખતા, લખતી, લખતાં. |
| ભૂત કૃ૦ | —લખ્યો, લખી, લખ્યું; | લખ્યા, લખી, લખ્યાં. |
| વિ૦ભૂત કૃ૦ | —લખેલો, લખેલી, લખેલું; | લખેલા, લખેલી, લખેલાં. |
| ભવિષ્ય કૃ૦ | —લખવાનો, —વાની, —વાનું; | લખવાના, —વાની, —વાનાં. |
| સં૦ભૂ૦ કૃ૦ | - લખી, લખીને. | |

---

* **ઓકારાન્ત** ક્રિયાપદમાં **એલો, એલી** વગેરેને ઠેકાણે **યલો, યલી** વગેરે પણ વપરાય છે; અને **આકારાન્ત** (નિયમિત) **થા** ક્રિયાપદમાં એ પ્રત્યયો લાગતાં પહેલાં આનો અ થાય છેઃ—**થયેલો** કે **થયલો** વગેરે.

## ૧૨૧. કૃદંતના ઉપયોગ તથા પદચ્છેદને લગતી સૂચના.

### સામાન્ય કૃદંત.

૧. નામ—તારૂં **બોલવું** ડાહ્યું છે. તેણે મને **જવાનું**§ કહ્યું.

૨. પૂર્ણક્રિયાપદ—તારે **બોલવું** નહિ. (એમાં **બોલવું** એ સામાન્ય કૃદંત આજ્ઞાર્થે વર્તમાન કે ભવિષ્યકાળને ઠેકાણે વપરાયલો). એમાં **વિધિનો અર્થ છે** તે પરથી એને વિધિવર્તમાનકાળ પણ કહે છે. એમાં આજ્ઞાની સાથે ફરજ, પ્રાર્થના વગેરેનો અર્થ પણ રહેલો છે.

### કર્તૃવાચક કૃદંત.

૧. નામ—કાળીદાસજ આવા ગ્રંથનો **લખનાર** છે.

૨. વિશેષણ—આ **લખનાર** છોકરો કયો?

૩. પૂર્ણક્રિયાપદ—તે મ્હારો ગ્રંથ **લખનાર છે** (=લખવાનો છે-લખશે). (**લખનાર** છે ભવિષ્યવર્તમાનને ઠેકાણે વપરાયલો).

### વર્તમાન કૃદંત.

૧. વિશેષણ—**ચાલતું** કામ, **બોલતો** પોપટ, **દોડતો** ઘોડો વગેરે.

૨. નામ—**હણતાને** હણે, **પડતાને** પાટું, **ચાલતાને** આર, (એમાં **હણતા, પડતા, ચાલતા**—કૃદંત વિશેષણ, નામ જેવા છે. (એમાં **હણતા**=હણતા માણસ એટલે **હણનાર** એવો કર્તૃવાચકનો અર્થ છે).

૩. પૂર્ણ ક્રિયાપદ—દર રોજ પાંચ કલાક કામ **ચાલતું**. તે પોપટ રોજ રહવારમાં **બોલતો**. (એ ચાલુ ભૂતકાળ તરીકે વપરાયલા).

„—બહુ **બોલતો** ના (નિષેધરૂપ, આજ્ઞાર્થ ભવિષ્યને ઠેકાણે).

„—એમ કહી **ભરતી** (ભરે છે) લોચન, દેખી વારે છે સ્વામિન્ન; (કવિતામાં દ્વિત્વવર્તમાનને ઠેકાણે-'છે' અધ્યાહાર થતાં—આ કૃદંત આવે છે).

„—રખે એવું **બોલતા=બોલો** (સંશયાર્થ વર્તમાનને ઠેકાણે).

૪. અવ્યય—તે **ચાલતાં** (ચાલતામાં) પડી ગયો. આ અર્થે એ ઘણીવાર બેવડું વપરાય:—**બોલતાં બોલતાં** બેભાન થઇ ગયો (૨૦૬).

તેને **બોલતાં** (બોલવું એ) આવડતું નથી. **ચાલતાં** (ચાલવું એ) શિખો—એમાં **બોલતાં-ચાલતાં** એ સામાન્યકૃદંતને અર્થે વપરાયલું છે; આ અર્થે એ રૂપ અવિકારી છે, કારણ એમાં 'તાં' વર્તમાન કૃદંતનો પ્રત્યય નથી, પણ સં. તું (સામાન્ય કૃદંતના પ્રત્યય)નો અપભ્રંશ* ખરો. માટે સામાન્યકૃદંત—નામ.

---

§ **જવાનું**=જવું એ. આ સામાન્ય કૃદંતની છઠ્ઠીનું રૂપ, આ સ્થળે સામાન્ય કૃદંતને બદલેજ વપરાયલું છે. એ ભવિષ્યકૃદંત કે સામાન્ય કૃદંતનું ષષ્ઠીરૂપ નથી.

*અપભ્રંશ—(સં. अप + भ्रंश=પડવું) નીચો પડેલો, બગડેલો.

## ભૂત કૃદંત.

૧. વિશેષણ—**કહી** વાત, **દીધી** શિખામણ, **લખ્યા** લેખ વગેરે.

૨. નામ—તમારૂં **કહ્યું** મારા ધ્યાનમાં આવતું નથી. તમારે **ગયે** મને લાભ નથી. તેના **બોલ્યા** પર ભરોસો નહિ. **બોલે** (બોલ્યે) શું વળે ?

૩. પૂર્ણક્રિયાપદ—તેણે મને એક વાત **કહી**-શિખામણ **દીધી**-કાગળ **લખ્યો** (ગુજરાતીમાં ભૂતકૃદંતનું રૂપજ ભૂતકાળમાં વપરાય છે. માટે પૂર્ણ કાળનો અર્થ હોય ત્યાં એને ભૂતકાળ કહેવો).

## વિશેષ ભૂતકૃદંત.

૧, વિશેષણ—**લખેલો** કાગળ, **કહેલું** કામ વગેરે.

૨. નામ—તમારૂં **લખેલું** મારાથી વંચાતું નથી.

૩. પૂર્ણ ક્રિયાપદ—મેં તમને દશ કાગળ **લખેલા**, મેં તમને એ કામ **કહેલું**. (**લખેલા**, **કહેલું** એમાં પૂર્ણભૂતકાળ-દ્વિત્વભૂતકાળનો અર્થ છે).

## ભવિષ્ય કૃદંત.

૧. વિશેષણ- **લખવાની*** વાત, **જવાનો** વિચાર.

૨. નામ—તેણે મને **જવાનું** કહ્યું. મને કવિતા **લખવાનું** ગમે છે (એમાં **જવાનું** (=જવું એ) વગેરે સામાન્યકૃદંતને અર્થે વપરાયલા).

૩. પૂર્ણક્રિયાપદ—હું તો **જવાનો**=જઈશ. તમે ક્યારે **આવવાના**? (એમાં **જવાનો**, **આવવાના** એ ભવિષ્યકાળને અર્થે વપરાયલા).

## સંબંધક કૃદંત.

૧. સંબંધક કૃદંત કેવળ અવ્યય રૂપેજ વપરાય છે; અને એમાંનો 'ને' વાક્યયોગી જેવો દેખાય છે. આ કૃદંતમાં એની પછીના ક્રિયાપદનો કાળ સમાયલો છે: જેમકે 'તમે ઘેર **જઇને** આવો=તમે ઘેર **જાઓ અને** (પછી) આવો.' હું પાઠ **વાંચીને** બેસી ગયો=મેં પાઠ **વાંચ્યો અને** (હું) બેસી ગયો. 'તે બસેં રૂપીઆ **કમાઇને** આવશે'=તે બસેં રૂપીઆ **કમાશે અને** (પછી) આવશે.

---

*આ રૂપને 'વાનો-વાની-વાનું' પ્રત્યય હોય ત્યાં ભવિષ્યકૃદંત કહેવાનો ચાલ પડી ગયો છે, પરંતુ **ભવિષ્યકૃદંત**, અને **સામાન્ય કૃદંતની છઠ્ઠી વિભક્તિ**, એ બેઉ રૂપ સરખાં છે: માટે—**લખવાની-લખાવાની વાત**=જે વાત હજુ લખવાની છે તે, એમાં ભવિષ્યાર્થ છે તેથી અહિં એ ખરો ભવિષ્યકૃદંત છે. પણ **લખવાની કલમ**=લખવું એ ક્રિયા કરવાની કલમ, એમાં 'લખવાની' એ સામાન્ય કૃદંતની છઠ્ઠીનું રૂપ વિશેષણ જેવું છે; એમાં ભવિષ્યાર્થ ન હોય ત્યાં એ રૂપને ભવિષ્યકૃદંત સંજ્ઞા સંભવતી નથી.

આ કૃદંત બેવડાય છે ત્યારે એમાં ક્રિયાવિશેષણનો અર્થ આવે છે:—'બોલી
બો ી તેનો દમ ભરાઈ ગયો;' 'વાંચી વાંચીને તેની આંખ દુઃખવા આવી.'

આ રૂપની સાથે વિકારક તરીકે 'જાણ' ક્રિયાપદ શકને અર્થે વપરાય છે:—તે લખી જાણે છે, હું એ કામ કરી જાણું છું = મને એ કામ કરતાં આવડે છે. આ ઉપયોગ એના સામાન્ય કૃદંતના જેવો છે. (અવર લોકો આ ક્રિયાપદોની આગળ સામાન્ય કૃદંત વાપરે છે પણ ખરા:—કરવા જાણું છું).

કૃદંતને પણ ભેદ લાગે છેઃ—જેમકે 'લખતો' એ મૂળભેદ, એનો સહભેદ 'લખાતો' અને પ્રેરકરૂપ 'લખાવતો.'

નીચેના મનોયત્નમાં આપેલાં વાક્યોમાંના કૃદંતની જાત અને ઉપયોગ તથા તેના ભેદ કહો.

## મનોયત્ન ૭ મો.

૧. ચાલતું કામ અટકાવવું નહિ. ૨. થવાનું તે તો થશે. ૩. ગયો વખત સંભારશો નહિ. ૪. હોનાર વસ્તુ આગળ ડહાપણ ચાલતું નથી. ૫. દુનિયાનો બનાવનાર કોણ છે? ૬. ગઈ કાલે આપણે શું વાત થયલી? ૭. સિપાઇને બોલાવવાનું કામ મારૂં નથી. ૮. ભાઈને મોકલવાની ચોપડીઓ લાવવા તમને કહેલું તે વાત તમે ઉડાવી. ૯. પોપટને કાળજી લઈને બોલતાં શિખવીએ તો આવડે. ૧૦. આંધળાંને પણ લખતાં વાંચતાં શીખવી શકાય. ૧૧. છાપેલાં પુસ્તક વાંચવાં સહેલાં પડે છે. ૧૨. તે બોલવે ચાલાક છે. ૧૩. તે આવે મને સુખ થશે.

ઉપલાં વાક્યોમાંનાં ક્રિયાપદનો ભેદ કહો, અને મૂળભેદ હોય તો તેનો સહભેદ તથા પ્રેરકરૂપ કરી બતાવો.

## કાળ.

**૧૨૨. કાળ**—કોઈ ક્રિયાવિષે બોલતાં, તેમાં જે વખતનો અર્થ રહેલો હોય તેને ક્રિયાપદનો કાળ કહે છે.

**૧૨૩.** વખતના સ્વાભાવિક ભાગ પ્રમાણે **મુખ્યકાળ ૩** છે:—**વર્તમાન, ભૂત** અને **ભવિષ્ય.** આ ત્રણ **શુદ્ધકાળ** કહેવાય છે.

(૧) વર્તમાન કાળ—ક્રિયા ચાલુ વખતમાં થાય છે એવો અર્થ હોય તે:—**બેસું, જાય, કરે** વગેરે.

ગુજરાતીમાં સાધારણ વર્તમાનનો અર્થ બતાવવાને કોઈપણ ક્રિયાપદની સાથે 'છ' મૂળનાં રૂપ વાપરે છે:—**બેસું છું, કરે છે** વ૦.

(૨) ભૂતકાળ—આગલા વખતમાં કંઇ ક્રિયા થઈ ગઈ એવો અર્થ હોય તેઃ—જેમકે કર્યું, ગયો, બેઠી વગેરે.

શુદ્ધભૂતકાળમાં ભૂતકૃદંતનાં રૂપજ વપરાય છે.

(૩) ભવિષ્યકાળ—આવતા વખતમાં કંઇ ક્રિયા થશે એટલે હજુ થવાની છે એવો અર્થ હોય તેઃ—કરીશ, જશે, વ૦.

### ૧૨૪. મુખ્યકાળના પ્રત્યયો તથા રૂપાખ્યાન.

નિશ્ચયાર્થ વર્તમાનકાળ. (પુરૂષભેદે રૂપાખ્યાન).

| | પ્રત્યય. | | બોલ મૂળનાં રૂપ. | |
|---|---|---|---|---|
| પુરૂષ | એકવ૦ | બહુવ૦ | એકવ૦ | બહુ૦ |
| ૧ | ઉ | ઈએ ઈયે | હું બોલું | અમે બોલીએ-બોલિયે. |
| ૨ | એ (ય) | ઓ | તું બોલે | તમે બોલો |
| ૩ | એ (ય) | એ (ય) | તે બોલે | તેઓ બોલે |

વર્તમાનકાળમાં આકારાન્ત, ઓકારાન્ત ક્રિયાપદને (ઉચ્ચારની ખાતર) 'એ' ને ઠેકાણે 'ય' લાગે છેઃ જેમકે 'તું ખાય,' તે જાય,' તેઓ જોય;'* અને એકારાન્ત ક્રિયાપદને બીજા પુરૂષ અકવચનમાં, અને ત્રીજા પુરૂષ એકવચનમાં એ કે ય કોઈ પ્રત્યય લાગતો નથીઃ—જેમકે 'તું લે' 'તે કહે' 'તેઓ દે;' અને પહેલો પુરૂષ બહુવચનમાં છેડાના એ નો અ પણ થાય છે; જેમકેઃ—અમે લેઈએ† કે લઈએ વ૦.

#### સંશયાર્થવર્તમાનકાળ.

સંશયાર્થ વર્તમાનકાળના પ્રત્યય તથા રૂપ નિશ્ચયાર્થ વર્તમાનનાં જેવાં છે. માત્ર 'હો'ના નિશ્ચયાર્થ વ૦ નાં રૂપ જુદાં છે. (જોવું. ક૦ ૧૫૦).

#### આજ્ઞાર્થવર્તમાનકાળ.

| | પ્રત્યય. | 'બોલ' મૂળનાં રૂપ. | |
|---|---|---|---|
| પુરૂષ એકવ૦ | બહુવ૦ | એકવ૦ | બહુવ૦ |
| ૨ (મૂળરૂપ) | ઓ‡ | તું બોલ | તમે બોલો. |

*કોઈ 'ઓ' નો 'ઉ' કરીને, 'એ' પ્રત્યય વાપરે છેઃ—જુએ (જુવે).

†લેઈએ, કરીએ વ૦ ને બદલે કવિતામાં લીજે, કીજે, વ૦ વપરાય છે.

‡ઓકારાન્ત ક્રિયાપદમાં આજ્ઞાર્થ બહુવચનનો 'ઓ' પ્રત્યય લાગતાં (ઉચ્ચારની ખાતર) છેડાના 'ઓ'નો 'ઉ' થાય છેઃ—જો-જુઓ (જુવો), ધો-ધુઓ બો-બુઓ, રો-રૂઓ. તેમજ એકારાન્ત ક્રિયાપદનાં લો, દો, રૂપ થાય છે.

## નિશ્ચયાર્થ ભૂતકાળ.

(નિશ્ચયાર્થ ભૂતકાળનાં જાતિ પ્રમાણેજ રૂપાખ્યાન થાય છે).

| જાતિ | એકવ૦ | બહુવ૦ | એકવ૦ | બહુવ૦ |
|---|---|---|---|---|
| નર | યો | યા | હું તું, તે બોલ્યો § | અમે-તમે-તેઓ બોલ્યા. |
| નારી | ઇ | ઈ | ,, બોલી | ,, બોલી, બોલીઓ. ¶ |
| નાન્ય | યું | યાં | ,, બોલ્યું | ,, બોલ્યાં. |

## સંશયાર્થ ભૂતકાળ.

મૂળઉપર **ત** પ્રત્યય લગાડવાથી સંશયાર્થ (સંકેત) ભૂતકાળ થાય છે. ત્રણે પુરૂષ અને બેહુ વચનમાં એકજ સરખું રૂપ રહે છે.

| પુરૂષ | એકવ૦ | બહુવ૦ |
|---|---|---|
| ૧ | હું બોલત. | અમે બોલત. |
| ૨ | તું ,, | તમે ,, |
| ૩ | તે ,, | તેઓ ,, |

**પ્રત્યય.** નિશ્ચયાર્થ ભવિષ્યકાળ. (પુરૂષભેદે રૂપાખ્યાન).

| પુરુષ | એકવ૦ | બહુવ૦ | એકવ૦ | બહુવ૦ |
|---|---|---|---|---|
| ૧ | ઇશ | શું-ઇશું | હું બોલીશ | અમે બોલશું-બોલીશું |
| ૨ | શે (ઇશ) | શો | તું બોલશે (બોલીશ) | તમે બોલશો. |
| ૩ | શે | શે | તે બોલશે | તેઓ બોલશે. |

## સંશયાર્થ ભવિષ્યકાળ.

(સંશયાર્થ ભવિષ્યનાં પ્રત્યય તથા રૂપ નિશ્ચયાથ ભવિષ્યનાં જેવાં છે).

## આજ્ઞાર્થ ભવિષ્યકાળ.

| પુરૂષ | એકવ૦ | બહુવ૦ | એકવ૦ | બહુવ૦ |
|---|---|---|---|---|
| ૨ | જે | જો | તું બોલજે | તમે બોલજો. |

સહ્યભેદ (શક્યભેદ) તથા પ્રેરકનું એક એક રૂપ નીચે આપ્યું છે. એના પ્રત્યય તથા બનાવવાની રીત જાણ્યા પછી ઉપર પ્રમાણે એ ભેદનાં કોઈપણ કાળનાં રૂપ બનાવી શકાય.

| સહ્યભેદ | પ્રેરકભેદ. |
|---|---|
| નિશ્ચ૦, સંશ૦ વર્તમાન—બોલાય | બોલાવે |
| નિશ્ચ૦ ભૂત—બોલાયો,* બોલાઈ, બોલાયું વ૦ | બોલાવ્યો, બોલાવી, બોલાવ્યું. |
| સંશ૦ ભૂત—બોલાત | બોલાવત |
| નિશ્ચ૦, સંશ૦ ભવિષ્ય—બોલાશે | બોલાવશે |

---

§ ભૂતકાળનાં 'બોલિયો, કરિયો, ધરિયો, એવાં રૂપો માત્ર કવિતામાં વપરાય છે.

¶ ભૂતકાળમાં નારી જાતિનાં રૂપમાં કોઈ બહુવચનનો 'ઓ' વાપરે છે.

* સહ્યભેદના ભૂતકાળમાં અન્ય સ્થળે 'યો-ઈ-યુ' પ્રત્યયને બદલે ણો-ણી-ણું વાપરે છે: બોલાણો, કહેવાણો, ગવાણો વગેરે.

**૧૨૫. અનિયમિત ક્રિ૦**—કેટલાંએક ક્રિયાપદને ભૂતકૃદંત કે ભૂતકાળમાં **યો, ઈ, યું**, ને વિશેષભૂત કૃ૦માં **એલો, એલી, એલું** પ્રત્યય નથી લાગતા, પણ કંઈ ફેરફાર થઈને જુદાજ પ્રત્યય લાગે છે તે **અનિયમિત ક્રિ૦** કહેવાય; અને જેને સાધારણ નિયમ પ્રમાણે ભૂત ને વિશેષભૂતના પ્રત્યય લાગે તે **નિયમિત**.

| અનિ૦ ક્રિ૦ | ભૂતકૃદંત કે કાળ. | વિશેષભૂતકૃદંત. |
|---|---|---|
| ખા‡ | ખાધો, ખાધી, ખાધું | ખાધેલો, ખાધેલી, ખાધેલું |
| જા | ગયો, ગઈ, ગયું | ગયલો, ગયલી, ગયલું. |
| દે | દીધો, દીધી, દીધું | દીધેલો, દીધેલી, દીધેલું |
| લે | લીધો, લીધી, લીધું | લીધેલો, લીધેલી, લીધેલું |
| પી | પીધો, પીધી, પીધું | પીધેલો, પીધેલું, પીધેલું |
| બીહ (વું) | બીધો $ બીધી, બીધું | બીધેલો, બીધેલી, બીધેલું |
| પેસ | પેઠો, પેઠી, પેઠું | પેઠેલો, પેઠેલી, પેઠેલું |
| બેસ | બેઠો, બેઠી, બેઠું | બેઠેલો, બેઠેલી, બેઠેલું |
| ન્હાસ | નાઠો, નાઠી, નાઠું | નાઠેલો, નાઠેલી, નાઠેલું |
| દેખ | દીઠો, દીઠી, દીઠું | દીઠેલો, દીઠેલી, દીઠેલું |
| સુ | સુતો, સુતી, સુતું | સુતેલો, સુતેલી, સુતેલું |
| હો | હતો, હતી, હતું | (થતો વપરાતો નથી). |
| મર | મૂઓ, મુઈ, મુંઊં. | મુએલો, મુએલી, મએલું.) |
| | ( નિય૦—મરેલો, મરેલી, મરેલું.) | |
| કર ( અનિય. ) | કીધો,† કીધી, કીધું, | કીધેલો, કીધેલી, કીધેલું. |

‡આ અનિ૦ ક્રિ૦નાં સંશયાર્થ ને સહ્યભેદનાં રૂપો નિયમિત છેઃ—ખાત, ખવાયું.

$ 'બીધો' વગેરેને બદલે 'બીનો-બીની-બીનું;' તેમજ 'પહોંચ' નાં 'પહોંતો-પહોંતી-પહોંતું' અને 'ઉપજ' નાં ઉપન્યો વગેરે રૂપો વપરાય છે.

† **કીધ, લીધ, દીધ, પીધ; કીધેલ, દીધેલ, પીધેલ, ખાધેલ,** તેમજ **કરેલ, માંડેલ, કહેલ** વગેરે ભૂતકાળ અને વિશેષભૂતકૃદંતનાં ટૂંકાં રૂપો કવિતામાં ઘણાં વપરાય છે. એ ત્રણે જાતિમાં એકજ રૂપે રહે છે. વળી આ અનિયમિત છતાં સંયુક્તમાં એ સઘળાંનો નિયમિત ભૂતકૃદંત વપરાતો દેખાય છેઃ—જેમકે ("કીધા કરવું" નહિ પણ) કર્યા કરવું, ખાયા કરવું, જ્યા કરવું વગેરે.

દ્વિ—અક્ષરી ક્રિયાપદ જેને છેડે એ આવે છે, જેવાં કે **કહે**, **રહે**, **સહે**, વગેરેના ભૂતકાળના પ્રત્યયો, તેમજ સ્વરથી શરૂ થતા પ્રત્યયો લાગતાં, છેડાનો **એ** જતો રહે છે:—કહ્યો, કહું, કહીએ, કહો.

**૧૨૬. અપૂર્ણ ક્રિયાપદ**—જે ક્રિયાપદનાં બધાં રૂપ થતાં નથી તેને અપૂર્ણક્રિયાપદ કહે છે. ગુજરાતીમાં ખરેખરાં અપૂર્ણક્રિ૰ બે છે:—**હો** અને **જોઈએ**. (રૂપાખ્યાનમાં જોવું. ક૦ ૧૫૦.)

## સાહ્યકારક ક્રિયાપદ.

**૧૨૭. સાહ્યકારક ક્રિ૦**—મૂળક્રિયાપદની સાથે બીજું ક્રિયાપદ આવીને તેના અર્થમાં કે કાળમાં વધારો કરે છે તેને સાહ્યકારક કહે છે. અને મૂળક્રિયાપદને **મુખ્ય ક્રિયાપદ** કહે છે.

ખરેખરો સાહ્યકારક ગુજરાતીમાં 'શક' છે; કારણ કે એ મુખ્ય ક્રિયાપદની સાથે આવી તેમાં શક્યાર્થનો વધારો કરે છે; અને મુખ્યક્રિયાપદ તરીકે વપરાતો નથી:—જેમકે હું **ચાલી શકું**, તું **વાંચી શકયો**, તે **રહી શકશે** વ૦. (સહ્યભેદ કે શક્યભેદનાં રૂપમાં આ અર્થ રહેલો છે: જેમકે **ચલાય**, **વંચાયું**, **રહેવાશે** વ૦. માટે ઉપલાં રૂપને સંયુક્તમાં ગણાય.)

**હો** મૂળનાં રૂપ મુખ્યક્રિયાપદની સાથે આવી તેના કાળમાં વધારો કરે છે ત્યારે એ **સાહ્યકારક** ગણાય. (જુઓ મિશ્રકાળ.) આ 'હો' ને કાળસાધક સાહ્યકારક કહેવાય.

બીજાં ક્રિયાપદો સાહ્યકારક જેવાં વપરાયલાં દીઠામાં આવે, પણ તે સાહ્યકારકની પેઠે અર્થ કે કાળમાં વધારો કરતાં નથી; પરંતુ અર્થમાં ફેરફાર કરે છે માટે તે વિકારક છે. (જુઓ સંયુક્ત ક્રિ૰ ક૦ ૧૩૬.)

## મિશ્રકાળ.

**૧૨૮. મિશ્રકાળ**—શુદ્ધ વર્તમાન, ભૂત ને ભવિષ્યકાળના અર્થમાં કંઈ ન્યૂનાધિક અર્થ દેખાડવાને જે બેવડાં રૂપો વપરાય છે તેને મિશ્રકાળ

કહે છે. જો કે મુખ્ય મિશ્રકાળ આઠ* ગણે છે પણ રીતસર 'હો' સાધકારકના ત્રણે શુદ્ધકાળ જોડતાં તો બાર થાય અને તેથી ખરૂં જોતાં ૧૨ મિશ્ર-કાળજ ગણાય. મુખ્ય ક્રિયાપદના વર્તમાન, ભૂત, વિશેષભૂત, અને ભવિષ્ય, એ ચાર કૃદંતને 'હો' ના ત્રણે શુદ્ધકાળનાં રૂપ જોડાતાં બારજ થાય.

| | મિશ્રકાળનાં નામ | ઉદાહરણ. |
|---|---|---|
| વર્ત૦ કૃ૦ ઉપરથી | દ્વિત્વવર્તમાન | બોલે છે. બોલતો હોય |
| | વર્તમાનભૂત | બોલતો હતો—હોત |
| | વર્તમાનભવિષ્ય* | બોલતો હશે |
| ભૂત૦ કૃ૦ ઉપરથી | ભૂતવર્તમાન | બોલ્યો છે. બોલ્યો હોય |
| | દ્વિત્વભૂત | બોલ્યો હતો—હોત |
| | ભૂતભવિષ્ય* | બોલ્યો હશે |
| વિ૦ ભૂ૦ કૃ૦ ઉપરથી | વિશેષભૂતવર્તમાન | બોલેલો છે—હોય |
| | વિશેષદ્વિત્વભૂત | બોલેલો હતો—હોત |
| | વિશેષભૂત ભવિષ્ય | બોલેલો હશે |
| ભવિ૦ કૃ૦ ઉપરથી | ભવિષ્યવર્તમાન | બોલવાનો છે—હોય |
| | ભવિષ્યભૂત | બોલવાનો હતો—હોત |
| | દ્વિત્વભવિષ્ય* | બોલવાનો હશે |

**૧૨૯. મિશ્રકાળ બનાવવાની રીત.** મુખ્યક્રિયાપદના વર્તમાન-કૃદંત, ભૂતકૃદંત, વિશેષભૂતકૃદંત અને ભવિષ્યકૃદંતની સાથે હો સાધ-કારકના વર્તમાનકાળ, ભૂતકાળ તેમજ ભવિષ્યકાળનાં રૂપ જોડયાથી મિશ્રકાળ થાય છે. તેમાં માત્ર નિશ્ચયાર્થ દ્વિત્વવર્તમાનમાં મુખ્યનો વર્તમાન-કાળ§ વપરાય:—'બોલતો છું' નહિ, પણ 'બોલું છું'

---

*ભવિષ્યકાળથી થતા ચારે મિશ્રકાળમાં ઘણેખરે સંશયાર્થજ રહેલો છે, તેથી એને મુખ્યમાં ન લઈ આઠ ગણ્યા હશે.

§ નિશ્ચયાર્થ સિવાય સંશયાર્થ તેમજ નિષેધ રૂપ બનાવતાં દ્વિત્વવર્તમાનમાં મુખ્ય કાળનો વર્તમાનકૃદંતજ આવે છે: જેમકે સંશ૦ બોલતો હોઉં, નિષે૦ બોલતો નથી. વળી ખરા ગુજરાતના મૂળ રહેવાસી કોળી, કાઠી વગેરે ખેડુત વર્ગના લોકોમાં 'બોલતો છું' 'કહેતો છું' 'આવતો છું' આવાં રૂપો નિશ્ચયાર્થમાં પણ હજુ વપરાય છે. પરંતુ કેળવાયલા વર્ગમાં 'બોલું છું,' 'કહું છું,' 'આવું છું' વગેરે રૂપ ચાલુ થઈ ગયાં માટેજ આ નિયમને આટલો બાધ આવે છે.

## મિશ્રકાળનાં રૂપાખ્યાન.

### ૧. દ્વિત્વવર્તમાન. (બોલ મૂળ).

નિશ્ચયાર્થ (મુખ્ય તથા સાહાય્યકારક 'હો' બેઉના વર્તમાનકાળ).

| પુરૂષ | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧ | હું બોલું છું | અમે બોલિયે છિયે |
| ૨ | તું બોલે છે. | તમે બોલો છો |
| ૩ | તે બોલે છે† | તેઓ બોલે છે |

સંશયાર્થ (મુખ્ય ક્રિયાપદનો વર્તમાન કૃદંત ને 'હો' નો વર્તમાનકાળ.)

આ રૂપમાં જાતિ અને પુરૂષ એ બેઉ ભેદ દેખાતા છે.

| પુરૂષ | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧ | હું બોલતો–તી–તું હોઉં | અમે બોલતા–તી–તાં હોઇએ |
| ૨ | તું બોલતો–તી–તું હોય | તમે બોલતા–તી–તાં હો |
| ૩ | તે બોલતો–તી–તું હોય | તેઓ બોલતા–તી–તાં હોય |

### ૨. વર્તમાનભૂત (મુખ્યનો વર્તમાનકૃદંત ને 'હો' નો ભૂતકાળ).

નિશ્ચયાર્થ.

| જાતિ | એકવચન | બહુવચન |
|---|---|---|
| નર | (હું, તું, તે) બોલતો હતો | (અમે, તમે, તેઓ) બોલતા હતા |
| નારી | ,, બોલતી હતી | ,, બોલતી હતી |
| નાન્ય૦ | ,, બોલતું હતું | ,, બોલતાં હતાં |

સંશયાર્થ.

| જાતિ | એકવચન | બહુવચન |
|---|---|---|
| નર | (હું, તું, તે) બોલતો હોત | (અમે, તમે, તેઓ) બોલતા હોત |
| નારી | ,, બોલતી હોત | ,, બોલતી હોત |
| નાન્ય૦ | ,, બોલતું હોત | ,, બોલતાં હોત |

### ૩. ભૂતવર્તમાન (મુખ્યનો ભૂતકૃદંત ને 'હો'નો વર્તમાનકાળ).

—આ રૂપમાં જાતિ અને પુરૂષ એ બેઉ ભેદ દેખાતા છે.

નિશ્ચયાર્થ.

| પુરૂષ | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧ | હું બોલ્યો, બોલી, બોલ્યું છું | અમે બોલ્યા, બોલી, બોલ્યાં છિયે |
| ૨ | તું ,, ,, ,, છે–છું | તમે ,, ,, ,, છો |
| ૩ | તે ,, ,, ,, છે | તેઓ ,, ,, ,, |

સંશયાર્થ.

| પુરૂષ | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧ | હું બોલ્યો, બોલી, બોલ્યું હોઉં | અમે બોલ્યા, બોલી, બોલ્યાં હોઈએ |
| ૨ | તું ,, ,, ,, હોય | તમે ,, ,, ,, હો |
| ૩ | તે ,, ,, ,, હોય | તેઓ ,, ,, ,, હોય |

†બોલંત, કરંત, કહંત દ્વિત્વવર્તમાનને ઠેકાણે કવિતામાં વપરાય છે.

૪. **દ્વિત્વભૂત** (મુખ્યનો ભૂતકૃ૦ ને સાહ્યકાર 'હો'નો ભૂતકાળ).

| જાતિ. | | એકવ૦ | | બહુવ૦ |
|---|---|---|---|---|
| | | | નિશ્ચયાર્થ. | |
| નર | (હું, તું તે.) | બોલ્યો હતો | (અમે, તમે, તેઓ) | બોલ્યા હતા |
| નારી | „ | બોલી હતી | „ | બોલી હતી |
| નાન્ય૦ | „ | બોલ્યું હતું | „ | બોલ્યાં હતાં |
| | | | સંશયાર્થ. | |
| નર | „ | બોલ્યો હોત | „ | બોલ્યા હોત |
| નારી | „ | બોલી હોત | „ | બોલી હોત |
| નાન્ય૦ | „ | બોલ્યું હોત | „ | બોલ્યાં હોત |

૫. **વિશેષભૂતવર્તમાન** (મુખ્યનો વિશેષભૂતકૃદંત ને સાહ્યકા૦ 'હો'નો વર્તમાનકાળ). આ રૂપમાં જાતિ અને પુરૂષ બેઉ ભેદ છે.

| પુરૂષ. | | એકવ૦ | | | બહુવ૦ |
|---|---|---|---|---|---|
| | | | નિશ્ચયાર્થ. | | |
| ૧ | હું | બોલેલો, લી, લું, છું | અમે | બોલેલા લી, લાં | છિયે |
| ૨ | તું | „ „ „ છે-છું | તમે | „ „ „ | છો |
| ૩ | તે | „ „ „ છે | તેઓ | „ „ „ | છે |
| | | | સંશયાર્થ. | | |
| ૧ | હું | બોલેલો લી, લું હોઉં | અમે | બોલેલા, લી, લાં | હોઇએ |
| ૨ | તું | „ „ „ હોય | તમે | „ „ „ | હો |
| ૩ | તે | „ „ „ હોય | તેઓ | „ „ „ | હોય |

૬. **વિશેષદ્વિત્વભૂત** (મુખ્યનો વિશેષભૂતકૃદંત ને સાહ્યકારક 'હો'નો ભૂતકાળ).

| જાતિ. | | એકવ૦ | | બહુવ૦ |
|---|---|---|---|---|
| | | | નિશ્ચયાર્થ. | |
| નર | (હું, તું, તે) | બોલેલો હતો | (અમે, તમે, તેઓ) | બોલેલા હતા |
| નારી | „ | બોલેલી હતી | „ | બોલેલી હતી |
| નાન્ય૦ | „ | બોલેલું હતું | „ | બોલેલાં હતાં |
| જાતિ | | | સંશયાર્થ | |
| નર | (હું. તું. તે) | બોલેલો હોત | (અમે, તમે, તેઓ) | બોલેલા હોત |
| નારી | „ | બોલેલી હોત | „ | બોલેલી હોત |
| નાન્ય. | „ | બોલેલું હોત | „ | બોલેલાં હોત |

૭. **ભવિષ્યવર્તમાન.** (મુખ્યનો ભવિષ્યકૃદંત ને સાહાકારક 'હો.' નો વર્તમાનકાળ). આ રૂપમાં જાતિ અને પુરૂષ બેઉ ભેદ છે.

| પુરૂષ. | એકવ૦ | નિશ્ચયાર્થ. | બહુવ૦ |
|---|---|---|---|
| ૧ | હું બોલવાનો, ની, નું છું | અમે બોલવાના, | ની, ના છિયે. |
| ૨ | તું ,, ,, ,, છે—છું | તમે ,, | ,, ,, છો |
| ૩ | તે ,, ,, ,, છે | તેઓ ,, | ,, ,, છે |

સંશયાર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ | હું બોલવાનો, ની. નું હોઉં | અમે બોલવાના, ની, નાં હોઈએ | |
| ૨ | તું ,, ,, ,, હોય | તમે ,, ,, ,, હો | |
| ૩ | તે ,, ,, ,, હોય | તેઓ ,, ,, ,, હોય | |

૮. **ભવિષ્યભૂત.** (મુખ્યનો ભવિષ્યકૃ૦, ને 'હો' નો ભૂતકાળ).

| જાતિ. | એકવ૦. | નિશ્ચયાર્થ. | બહુવ૦. |
|---|---|---|---|
| નર (હું, તું, તે) | બોલવાનો હતો | (અમે, તમે, તેઓ) | બોલવાના હતા |
| નારી ,, | બોલવાની હતી | ,, | બોલવાની હતી |
| નાન્ય. ,, | બોલવાનું હતું | ,, | બોલવાનાં હતાં |

સંશયાર્થ.

| | | | |
|---|---|---|---|
| નર (હું, તું, તે) | બોલવાનો હોત | ( અમે, તમે, તેઓ ) | બોલવાના હોત |
| નારી ,, | બોલવાની હોત | ,, | બોલવાની હોત |
| નાન્ય. ,, | બોલવાનું હોત | ,, | બોલવાનાં હોત |

૯-૧૦-૧૧-૧૨. વર્તમાનભવિષ્ય, ભૂતભવિષ્ય, વિશેષભૂતભવિષ્ય અને દ્વિત્વભવિષ્ય—એ ચારેમાં જાતિ અને પુરૂષ બેઉ ભેદ છે.

**૧૩૯. નિષેધરૂપ**—ક્રિયાપદની સાથે **ન, ના, નહિ, નવ,** કે **મા** આ નકાર બતાવનાર શબ્દો વાપર્યાથી જે રૂપ થાય છે તેને નિષેધાર્થ કે નિષેધરૂપ કહે છે:—જેમકે **નથી, નહોય, નહિ થા, નવ કહેવાય, કરતા ના, બોલશો મા** વગેરે.

પદચ્છેદમાં ફક્ત **નથી*** [સં. (નાસ્તિ નો અપભ્રંશ]. એને છ મૂળનું **અકરણરૂપ** કહે છે, કારણ કે એમાં અસ્તિ=છે, એની સાથે) નકાર ભળી ગયલો છે. (રૂપાખ્યાનમાં જોવું). પણ બીજાં રૂપોમાં ન, નહિ, વગેરેને છૂટા ક્રિયાવિશેષણ તરીકે લેવાય.

---

*__નથી__ જેવાં રૂપ—નાવે=ન આવે, નોય નો હે=ન હોય, નોતો=ન હતો— કવિતામાં વપરાય છે; એનું પદચ્છેદ કરતાં માંહેથી ન છૂટો પાડવો જોઈએ.

## ૧૩૧. કાળના વિવિધ અર્થ તથા ઉપયોગ.

વર્તમાનકાળ:

૧. **શુદ્ધવર્તમાન—**

નિશ્ચયાર્થ—તે **આવે** ને જાઓ, હું **બોલું** તે સાંભળો.

સંશયાર્થ—તે **આવે** તો ઠીક, હું **બોલું** તો માર્યો જાઉં.

શક્યાર્થ—આ બારણામાંથી તે પેટી ન **આવે** (આવી શકે).

અનુજ્ઞાર્થ—(રજા લેવી)—હું **આવું**, સાહેબ?

ઈચ્છાર્થ—ઈશ્વર કરે ને તે જીવતો રહે ને ભલો **નીવડે.**

૨. **ભવિષ્યને અર્થે**—તે **આવે** (આવશે) ત્યારે હું ખાઈશ. હું એકલો **જાઉં** નહિ. તે કાલે નહિ **આવે.**

૩. **આસન્નભૂતકાળને અર્થે**—(એક ગાંડો કરીને છોકરો હતો)—તે રોજ નિશાળે **આવે** (આવતો), પણ પાઠ **વાંચે** (વાંચતો) નહિ.

૪. **દ્વિત્વવર્તમાનકાળ** (મિશ્રરૂપ) **ને અર્થે**—કરે તેવું પામે=જેવું કરે છે તેવું પામે છે.

ભવિષ્યકાળ.

૧. **શુદ્ધભવિષ્ય—**

ભવિષ્યાર્થ—હોણ વરસાદ વહેલો **થશે.** તે કાલે **આવશે.**

ઇચ્છાર્થ—હું એ કામ **કરીશ** (ઈચ્છા).

સંશયાર્થ—તમે **આવશો** તો કામ થશે.

આજ્ઞાર્થ—(વિનયથી)—એટલું કામ **કરશો.** **બોલશો** મા.

૨. **ભૂતકાળને અર્થે**—કાશી કરીને એક છોડી **હશે** (હતી).

ભૂતકાળ.

૧. **શુદ્ધભૂત—**

નિશ્ચયાર્થ—હું **બોલ્યો**, તે **આવ્યો** વગેરે.

(સંશયાર્થમાં ભૂત અને દ્વિત્વભૂતકાળનું સંકેતનું રૂપ, એકબીજાને ઠેકાણે વપરાય છે:—તમે **બોલત** (બોલ્યા હોત) તો ઠીક થાત).

૨. **વર્તમાનને અર્થે**—તમે જાઓ, હું આ **આવ્યો** (=આવું છું).

૩. **ભવિષ્યને અર્થે—**

(ભવિષ્યાર્થ-અશક્યતા)—**વાંચ્યા** પાઠ ને **ઉઘડયાં** નશીબ.

(સંશયાર્થ)—જો **બોલ્યા** (બોલશો) તો માર ખાશો.

(આજ્ઞાર્થ)—નહિ જવાય તો જરા **થોભ્યા** (થોભજો).

द्वित्ववर्तमान.

૧. **ચાલુક્રિયાને અર્થે—તે વાંચે છે, હું બોલું છું**, વગેરે,

૨. **શુદ્ધવર્તમાનને અર્થે**,—સાધારણ નિયમ—જાુઠું બોલવાથી પાપ લાગે છે, સૂર્ય પૂર્વમાં **ઉગે છે**, ને પશ્ચિમમાં **આથમે છે**.

" મ્હાવરો, કે ટેવ—તે રોજ મોડો **ઉઠે છે**.

૩. **ભવિષ્યને અર્થે**—તે આવતી કાલે **જાય છે** (જવાનો છે).

૪. વળી આગળ થઇ ગયલી વાતનું વર્ણન કરતાં, જાણે હમણાંજ થતી હોય એવી રીતે આ કાળ વાપરવાનો ચાલ છે:—જેમકે પછી હું તેને માળે ચઢયો તો ત્યાં છોકરાં આગલે માળે **રમે છે**=(રમતાં હતાં), અને ઘણું કકલાણ **કરે છે**=(કરતાં હતાં) આને **'વર્ણન-વર્તમાન'** કહે છે

## ૧૩૨. મિશ્રકાળના સામાન્ય અર્થ.

૧. **દ્વિત્વવર્તમાન**માં ચાલુવર્તમાનનો, એટલે વર્તમાનકાળમાં કંઈ ક્રિયા શરૂ છે એવો અર્થ રહેલો છે.

૨. **વર્તમાનભૂત**માં ચાલુભૂતનો, એટલે ભૂતકાળમાં કંઇ ક્રિયા થતી હતી પણ પૂરી થયલી નહિ એવો અર્થ રહેલો છે.

૩. **ભૂતવર્તમાન**માં કંઈ ક્રિયા તરતજ કે થોડા વખત પહેલાં પૂરી થઇ છે એવો અર્થ રહેલો છે.

૪. **દ્વિત્વભૂત**માં ગયલા વખતમાં કંઇ ક્રિયા થઇ રહેલી, અથવા ઘણા વખત ઉપર કંઈ ક્રિયા થયલી, એવો અર્થ રહેલો છે.

૫. **વિશેષભૂતવર્તમાન**માં થોડા વખત અગાઉ કંઈ ક્રિયા થયલી તે વિષે તરતજ કહેતો હોય એવો અર્થ રહેલો છે. (તરત થયલી ક્રિયાના કરતાં આગળની ક્રિયાનો અર્થ વિશેષભૂતમાં છે.)

૬. **વિશેષદ્વિત્વભૂત**માં ગયલા વખતમાં ઘણા વખત પહેલાં કંઈ ક્રિયા થઈ રહેલી એવો અર્થ રહેલો છે.

૭. **ભવિષ્યવર્તમાન**માં આવતા વખતમાં કંઈ ક્રિયા હજુ થવાની છે, પણ તેનો ઠરાવ થઇ ચૂકેલો છે એવો અર્થ રહેલો છે.

૮. **ભવિષ્યભૂત**માં ગયા વખતમાં કંઈ ક્રિયા થવાની હતી, અથવા આવતા વખતમાં કંઇ ક્રિયાનો ઠરાવ થઈ ચૂકેલો, પણ તે પહેલાં કંઈ બીજી ક્રિયા થઈ એવો અર્થ રહેલો છે.

વર્તમાનભવિષ્ય, ભૂતભવિષ્ય, વિશેષભૂતભવિષ્ય અને દ્વિત્વભવિષ્ય—આ રૂપોમાં કાળના અર્થની સાથે સંશયાર્થ ભળેલો રહે છે.

## સંયુક્ત ક્રિયાપદ.

**૧૩૩. સંયુક્ત ક્રિયાપદ**—બે ક્રિયાપદ એવી રીતે સાથે આવે કે તેના મળી જવાથી, બે જુદી જુદી ક્રિયાનો અર્થ જતો રહી એક નવી સંયુક્ત ક્રિયાનો અર્થ દેખાય, ત્યારે તેને સંયુક્ત ક્રિયાપદ કહેઃ—જેમકે પડી ગયો, વાંચી રહ્યો, મેલી દીધું. ચાલતો થયો, બોલ્યા જાઓ વ૦.

**૧૩૪. સાવચેતી**—કેટલીકવાર બે ક્રિયાપદ સાથે આવી સંયુક્ત જેવાં દેખાય, પણ બેઉની ક્રિયા જુદી જુદી લઈ શકાય ત્યાં તેને સંયુક્ત ક્રિયાપદ કહેવાય નહિ :—જેમકે 'તે આજે મને **મળી ગયો**=મળ્યો અને ગયો.' અહ્રાંવે અર્થે **મળી** અને **ગયો** એ બેઉનું પદચ્છેદ જાદું કરવું. પણ 'તે પોતાનાં સગાંવહાલાંમાં **મળી ગયો**=એકઠો થઇ ગયો, કે ભળી ગયો' અહ્રાંવે અર્થે **મળી ગયો** એ સંયુક્તક્રિયાપદ છે; અને એનું પદચ્છેદ* જુદું જુદું લઈને થાય નહિ.

વળી મિશ્રકાળમાં પણ બે ક્રિયાપદ આવે છે; પણ એમાં કાળસાધક સાહ્યકારક (હો) માત્ર કાળનો ફેરફાર કરે છે, પણ મુખ્ય ક્રિયાપદનો અર્થ બદલાતો નથી; માટે એને પદચ્છેદ કરતાં સંયુક્ત કહેવાય નહિ,

**૧૩૫.** સંયુક્તક્રિયાપદમાં, મુખ્ય ક્રિયાપદને, એટલે પહેલાને **વિકૃત**, અને બીજાને **વિકારક** કહે છે.

**૧૩૬. વિકારક અને વિકૃત**—સંયુક્તક્રિયાપદમાં જે ક્રિયાપદ મુખ્યક્રિયાપદની સાથે આવી તેના અર્થમાં ફેરફાર કરે છે (તે સાહ્યકારક જેવો છતાં, અર્થનો ફેરફાર કરે છે માટે) તેને **વિકારક** કહે છે. અને મુખ્ય ક્રિયાપદ જેના અર્થમાં ફેરફાર થાય છે તેને **વિકૃત** કહે છે.

કોઇ કોઈ ક્રિયાપદના કેટલાક કૃદંતની સાથે બીજાં ક્રિયાપદો ખાસ અર્થનો વધારો કરવાને આવવાથી સંયુક્ત ક્રિયાપદ બને છે.

**૧૩૭.** ઘણાંખરાં ક્રિયાપદનાં સંબંધક ભૂતકૃદંતરૂપ અને કોઈ કોઈનાં વર્તમાનકૃદંત, ભૂતકૃદંત, ને સામાન્યકૃદંત–રૂપની સાથે કોઈ અમુક ક્રિયાપદો વિકારક તરીકે આવે છે.

---

*પદચ્છેદમાં સંયુક્ત ક્રિયાપદના બેઉ ભાગને (પૂર્વપદ અને ઉત્તરપદને) જુદા લેવાય નહિ, કારણ કે એમાં મુખ્ય ક્રિયાપદનો અર્થ પલટાય છે :—જેમકે હું મારો પાઠ **વાંચી રહ્યો**, એમાં વાંચ્યો એનો મૂળાર્થ બદલાઈને એની સાથે પૂરૂં કરવાનો અર્થ સામેલ થયો, તેમજ 'હું મારો પાઠ **વાંચીને રહ્યો**' કે, 'મેં મારો પાઠ **વાંચ્યો** અને **રહ્યો**' એમ બેઉ ક્રિયાને જુદી પડાય નહિ, માટે એ વાક્યમાં '**વાંચી**' અને '**રહ્યો**'નું જુદું પદચ્છેદ કરવું યોગ્ય દેખાતું નથી.

**૧૩૮.** હરેક ક્રિયાપદના ફલાણા કૃદંતની સાથે ફલાણુંજ ક્રિયાપદ વિકારક તરીકે આવે એવો ચોક્કસ નિયમ નથી, પણ અહાવાં કેટલાંક સંયુક્ત રૂપને તેના કંઈ ખાસ અર્થ વળગેલા છે; માટે કયા કૃદંતની સાથે સાધારણ રીતે કયા વિકારક આવે, અને અર્થમાં શું વધારો કરે તે નીચે આપ્યું છે:—

(૧) ઘણાખરા **સંબંધક ભૂતકૃદંતની** સાથે **જા, ચૂક, નાખ, પડ, પાડ, લે, દે, રહે, શક** વિકારક તરીકે આવે છે.

**વિકારક. તેથી થતો અર્થવિકાર, ઉપયોગ તથા તેનાં ઉદાહરણ.**

**જા** એ મુખ્યના અર્થમાં, ક્રિયાની સત્વર પૂર્ણતાના અર્થનો વધારો કરે છે; અને અકર્મક ને સકર્મક બેઉની સાથે વપરાય છે:—જેમકે થઇ જા, ન્હાસી જા, વાંચી જા, બોલી જા વગેરે.

**ચૂક** એ મુખ્યના અર્થમાં, સમાપ્તિ કે ક્રિયા કરી દીધેલી એવા અર્થનો વધારો કરે છે; અને અકર્મક ને સકર્મક બેઉની સાથે વપરાય છે:—જેમકે, થઇ ચૂક્યું, લખી ચૂક્યો વગેરે. (આ રૂપ ઘણુંખરૂં ભૂતકાળમાંજ વપરાય છે).

**નાખ** એ મુખ્યના અર્થમાં, ક્રિયા એકદમ ત્વરાથી કરવી એવા અર્થનો વધારો કરે છે; અને એ એકલાં સકર્મક સાથે વપરાય છે:—જેમકે, મારી નાખ, કહાડી નાખ, કહી નાખ વગેરે.

**પડ** એ મુખ્યના અર્થમાં, ક્રિયાના ઓચિન્તાપણાના અર્થનો વધારો કરે છે; અને અકર્મક ને સકર્મક બેઉની સાથે વપરાય છે:—જઈપડ, બોલીપડ. (આ અર્થે ઉઠ પણ આવે:—બોલી ઉઠયો).

**લે** એ મુખ્યના અર્થમાં, ઉતાવળથી કંઇ ક્રિયા કરી લેવી એવા અર્થનો વધારો કરે છે, અને અકર્મક ને સકર્મક બેઉની સાથે વપરાય છે:—દોડીલે, વાંચીલે વગેરે.

**દે** મુખ્યના અર્થમાં, ક્રિયાની પૂર્ણતાની સાથે ઉતાવળના અર્થનો વધારો કરે છે; અને અકર્મક ને સકર્મક બેઉની સાથે વપરાય છે:—જેમકે બોલીદે, કહીદે, નાખીદે વગેરે.

**રહે** મુખ્યના અર્થમાં, તેની ક્રિયા પૂર્ણ થવી એવા અર્થનો વધારો કરે છે: અને અકર્મક ને સકર્મક બેઉની સાથે વપરાય છે:—જેમકે, ચાલીરહ્યો, બોલીરહ્યો, વાંચી રહી વ૦.

**શક** મુખ્યના અર્થમાં, શક્તિનો વધારો કરે છે; અને અકર્મક ને સકર્મક બેઉની સાથે વપરાય છે:—ચાલીશકું વાંચીશક્યો. આ અર્થે [illegible] પણ વપરાય:—

તે વાંચી જાણે છે=તેને વાંચતાં આવડે છે. આગળની તૈયારીને અર્થે મૂક, મેલ, રાખ, આ કૃદંતની સાથે આવે:—આપીમૂક, રાખીમ્હેલ, કહીરાખ વ૦.

(૨) મુખ્યના **વર્તમાન કૃદંત**ની સાથે **રહે** અને **થા** એ વિકારક તરીકે આવે છે. અને કોઈવાર **જા** અને **આવ** કંઈ ખાસ અર્થે વિકારક તરીકે વપરાય છે.

**રહે** મુખ્યના અર્થમાં, ચાલુપણાના અર્થનો વધારો કરે છે:—જેમકે, દોડતોરહે, બોલતોરહે, વાંચતોરહે વ૦. આ અર્થ હમેશાં વર્તમાનકાળમાં આવે અને અકર્મક ને સકર્મક બેઉની સાથે વપરાય. કોઇવાર ખાસ ક્રિયાપદમાં પૂર્ણતાની સાથે ઓચિન્તાપણાનો અર્થ દેખાડે:—જેમકે 'અહિંથી આવતો રહે,' 'તે જતો રહ્યો,'

**થા** મુખ્યના અર્થમાં, શરૂ કરવાના અર્થનો વધારો કરે છે; અને અકર્મક ને સકર્મક બેઉની સાથે વપરાય છે: –જેમકે, ચાલતો થા, બોલતો થા, વાંચતો થા, વગેરે.

**જા** મુખ્યના અર્થમાં, ચાલુપણાના અર્થનો વધારો કરે છે. અને અકર્મકને સકર્મક બેઉની સાથે વપરાય છે:–જેમકે 'તે **બોલતો જાય છે** ને **લખતો જાય છે**;' 'તે કામ **બગડતું જાય છે**.' (વર્તમાનકૃદંત કોઇવાર સંબંધકભૂતના અર્થમાં અને કોઈવાર ક્રિયાવિશેષણ તરીકે વપરાયલો હોય ત્યાં 'જ' ની સાથે લઈ સંયુક્ત કહેવાય નહિ:—જેમકે, થોડું દૂધ **આપતો જા**='આપીને જા' કે 'આપ ને જા.' 'તે **ચાલતો** (ક્રિયાવિશેષણ) **ગયો**' વગેરે.

**આવ** મુખ્યના અર્થમાં, અસલથી કંઇ કરતા આવેલા એવા મ્હાવરાના અર્થનો વધારો કરે છે; અને અકર્મક ને સકર્મક બેઉની સાથે વપરાય છે:— જેમકે, 'તમારે એ વંશપરંપરા **ચાલતું આવ્યું** છે.' તમે મૂળથી મારૂં **બહુ કરતા આવ્યા છો** ને કરશો.'

(**આવ**ની સાથે પણ વર્તમાન કૃ૦ ક્રિયાવિશેષણ તરીકે આવે ત્યાં સંયુક્ત ક્રિ૦ કહેવાય નહિ:—તે **ચાલતો** (ક્રિયાવિ૦) આવે છે.

(૩) મુખ્યના **ભૂતકૃદંત**ની સાથે માત્ર **કર** અને **જા**, વિકારક તરીકે આવે છે. (વખતે **રહે** પણ આવે છે).

**કર** મુખ્યના અર્થમાં, ક્રિયાના ચાલુપણાના અર્થનો વધારો કરે છે; અને અકર્મક ને સકર્મક બેઉની સાથે વપરાય છે:—જેમકે, **ચાલ્યા કર**, **લખ્યા કર**, **વાંચ્યા કર**, (બોલ્યા રહો.).

**જા** મુખ્યના અર્થમાં, ચાલુપણાના અર્થનો વધારો કરે છે; અને અકર્મક ને સકર્મક બેઉની સાથે વપરાય છે:—દોડયા જવું, વાંચ્યા જવું, બોલ્યા જવું

(ચાલ્યા જવું=જવાં રહેવું. પૂર્ણતા). કોઈવાર આ કૃદંતની સાથે 'જા' ક્રિયાપદ વાપરી સહાર્થ દેખાડાય છે:—એ કેમ **કહ્યું જાય**=કહેવાય, **વર્ણવ્યા જાય**=વર્ણવાય, **લખ્યા ન જાય**=લખાય નહિ).

(૪) **સામાન્યકૃદંતની સાથે જા, કર, આવ, લાગ—મંડ અને (માંડ)** વિકારક તરીકે આવે છે.

**જા** મુખ્યના અર્થમાં યત્ન કે ઈચ્છાના અર્થનો વધારો કરે છે; અને અકર્મક ને સકર્મક બેઉની સાથે વપરાય છે:—જેમકે, '**હું દોડવા જતો હતો;**' 'તે **બોલવા ગયો.**' વ૦.

**કર** મુખ્યના અર્થમાં, એ પણ યત્ન કે ઈચ્છાના અર્થનો વધારો કરે છે; અને અકર્મક ને સકર્મક બેઉની સાથે વપરાય છે:—'તે **ચાલવા કરતો** હતો,' 'તેણે મને **બોલાવા કર્યું**.'

**આવ** મુખ્યના અર્થમાં, વખત પૂરો થવાનો કે તૈયારીના અર્થનો વધારો કરે છે; અને એકલાં અકર્મકની સાથે વપરાય છે:—જેમકે 'નિશાળનો વખત **થવા આવ્યો** છે' 'ચોખા **ચડવા આવ્યા.**' વ૦.

**લાગ** મુખ્ય અર્થમાં, તે ક્રિયામાં સામેલ થવું કે મદદ કરવી એવા અર્થનો વધારો કરે છે; અને અકર્મક ને સકર્મક બેઉની સાથે વપરાય છે:—મને દોડવા લાગ. તેમજ—**લાગ—મંડ** શરૂ કરવાનો અર્થ દેખાડેઃ— તે દોડવા લાગ્યો. 'હું તરત પાઠ વાંચવા લાગ્યો.

**મંડ** એ પણ શરૂ કરવું એવો અર્થ દેખાડવાને સામાન્યકૃદંતની સાથે આવે; અને અકર્મક ને સકર્મક બેહુની સાથે વપરાય છે:—'તે ચાલવા મંડયો.' 'હું એકદમ કામ કરવા મંડયો.'

**માંડ** શરૂ કરવું એવો અર્થ દેખાડવાને સામાન્યકૃદંતની સાથે આવે અને છૂટો સકર્મક લઈએ તો આગળનો સામાન્યકૃદંત એનો કર્મ કહેવાયઃ—તેણે વાંચવા માંડયું' એમાં 'માંડયું'ને છૂટું લઈ, 'વાંચવા' એ કૃદંતને એનો કર્મ કહેવાય. (આ રીતે ધાર—ઈચ્છ—માગ—ચાહ પણ આવેઃ—લેવા ધારે, કરવા ઈચ્છે વ૦).

(૫) **તાબે કરવું, કબજે કરવું, જમે કરવું, હવાલે કરવું અને કડે કરવું** એ પણ સંયુક્ત ક્રિયાપદ જેવાં છે. એમાં 'તાબે,' 'કબજે,' 'જમે' 'હવાલે, 'કડે' એ સાતમી વિભક્તિનાં નામ છે. તેમજ **કામ આવવું, હાથ આવવું, ઠામ આવવું, ઠામ પાડવું, પાર પાડવું, પાર મૂકવું** એમાં **કામ, હાથ, ઠામ, પાર** વગેરે શબ્દો પણ સાતમીમાં છે.

(૬) કેટલાંએક સંસ્કૃત, ફારસી વગેરે ભૂતકૃદંત કે વિશેષણની સાથે કર કે થા મૂળ આવીને સંયુક્ત ક્રિયાપદ જેવાં થાય છે:—

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| કબુલ | કરવું | કબુલ | થવું | ફળીભૂત | કરવું | ફળીભૂત | થવું |
| કમી | કરવું | કમી | થવું | બરતરફ | કરવું | બરતરફ | થવું |
| કેદ (કેદી) | કરવું | કેદ | થવું | બસ | કરવું | બસ | થવું |
| ખરાબ | કરવું | ખરાબ | થવું | બંધ | કરવું | બંધ | થવું |
| ખરીદ | કરવું | ખરીદ | થવું | ભક્ષ | કરવું | ભક્ષ | થવું |
| ખાલસા | કરવું | ખાલસા | થવું | ભંગ | કરવું | ભંગ | થવું |
| ખેદાનમેદાન | કરવું | ખેદાનમેદાન | થવું | ભસ્મ | કરવું | ભસ્મ | થવું |
| ખુશ | કરવું | ખુશ | થવું | ભ્રષ્ટ | કરવું | ભ્રષ્ટ | થવું |
| ગુપ્ત | કરવું | ગુપ્ત | થવું | માન્ય | કરવું | માન્ય | થવું |
| ગુમ | કરવું | ગુમ | થવું | માફ | કરવું | માફ | થવું |
| ચકિત | કરવું | ચકિત | થવું | મુક્ત | કરવું | મુક્ત | થવું |
| ચાલુ | કરવું | ચાલુ | થવું | રદ | કરવું | રદ | થવું |
| છક | કરવું | છક | થવું | રાજી | કરવું | રાજી | થવું |
| જપ્ત | કરવું | જપ્ત | થવું | લીન | કરવું | લીન | થવું |
| જાહેર | કરવું | જાહેર | થવું | વસુલ | કરવું | વસુલ | થવું |
| જેર | કરવું | જેર | થવું | વશ | કરવું | વશ | થવું |
| તૃપ્ત | કરવું | તૃપ્ત | થવું | વ્યતિરિક્ત | કરવું | વ્યતિરિક્ત | થવું |
| તર | કરવું | તર | થવું | વિદાય | કરવું | વિદાય | થવું |
| તંગ | કરવું | તંગ | થવું | વિદિત | કરવું | વિદિત | થવું |
| તલ્લીન | કરવું | તલ્લીન | થવું | સર | કરવું | સર | થવું |
| દગ્ધ | કરવું | દગ્ધ | થવું | સંપાદન | કરવું | સંપાદન | થવું |
| દાખલ | કરવું | દાખલ | થવું | સાર્થક | કરવું | સાર્થક | થવું |
| દિઙ્મૂઢ | કરવું | દિઙ્મૂઢ | થવું | સાધ્ય | કરવું | સાધ્ય | થવું |
| દૂર | કરવું | દૂર | થવું | સિદ્ધ | કરવું | સિદ્ધ | થવું |
| નાબુદ | કરવું | નાબુદ | થવું | સ્વાધીન | કરવું | સ્વાધીન | થવું |
| નિવારણ | કરવું | નિવારણ | થવું | શરૂ | કરવું | શરૂ | થવું |
| ન્યાહાલ | કરવું | ન્યાહાલ | થવું | શાન્ત | કરવું | શાન્ત | થવું |
| ઠાર-ઠોર-ઠેર | કરવું | ઠાર-ઠોર-ઠેર | થવું | હાંસલ | કરવું | હાંસલ | થવું |
| પેદા | કરવું | પેદા | થવું | હેરાન | કરવું | હેરાન | થવું |
| પ્રગટ | કરવું | પ્રગટ | થવું | અદા | કરવું | અદા | થવું |
| પ્રસન્ન | કરવું | પ્રસન્ન | થવું | અર્પણ | કરવું | અર્પણ | થવું |
| પ્રાપ્ત | કરવું | પ્રાપ્ત | થવું | આધીન | કરવું | આધીન | થવું |
| પાયમાલ | કરવું | પાયમાલ | થવું | ઉત્પન્ન | કરવું | ઉત્પન્ન | થવું |

ઉપર આપેલાં અને એવાં બીજાં સંયુક્ત જેવાં ક્રિયાપદોમાં પદચ્છેદ કરતાં, **આ** મૂળની પૂર્વેનો શબ્દ છૂટો લઈ વિશેષણ કહેવાય; પરંતુ કર મૂળની સાથેથી જુદો પાડવો ઠીક નહિ. કારણ કે મૂળ અર્થ આગલા વિશેષણ કે કૃદંતમાં રહેલો છે અને જાણે તે બે મળીને મૂળે એક ક્રિયાપદ હોય એવું જણાય છે:—'મેં આ પુસ્તક તેને **અર્પણ** કર્યું, એમાં કર્યું એ ક્રિયાપદમાં મૂળ અર્થ નથી પણ **અર્પણ** કર્યું=અર્પ્યું, એમાંજ ખરો અર્થ છે; માટે **અર્પણ** અને **કર્યું** એનું છૂટું પદચ્છેદ થાયજ નહિ.

(૭) વળી કેટલાંક ક્રિયાપદમાંથી તેની ક્રિયાનું નામ જુદું પાડી સાથે કર વાપરી સંયુક્ત ક્રિયાપદ જેવાં સાધિત થાય છે:—જેમકે વિચારવું=વિચાર કરવો, ચોરવું=ચોરી કરવી, માગવું=માગણી કરવી, દેવું=દાન કરવું, પોષવું=પોષણ કરવું, વગેરે. આવાં સાધિત સંયુક્ત ક્રિયાપદોમાં ક્રિયાનું નામ જુદું પાડતાં તે કરનો ખરો કર્મ થાય છે, અને મૂળ કર્મ છઠ્ઠી વિભક્તિમાં આવી તેનું સંબંધી થાય છે, એટલે પદચ્છેદમાં સંયુક્ત કહેવાની જરૂર નથી. (કેટલાંક અમુક નામની સાથે ખાસ ક્રિયાપદજ વપરાય છે:—**ખા, દે, પાડ;** ગાળ–છીંક=ઠોકર ખાવી; માર–ઝોકો ખાવો; ડોલું–ગોથું ખાવું; ડામ–ભાર–ચપકો–દેવો; ઉત્તર–જવાબ દેવો, ગાળ દેવી; નામ પાડવું–છબી પાડવી–કાપો પાડવો. તેમજ **ભર**–ખંડણી ભરવી, દેવું ભરવું, નામ ભરવું,ડગલું–પગલું ભરવું, વગેરે.

કેટલાક ખાસ અર્થના સંયુક્ત ક્રિયાપદો અમુક વિશેષણની સાથે ખાસ ક્રિયાપદો વપરાઇ સાધિત થયલા છે:–છૂટા પાડવા.

૧. સંયુક્ત ક્રિયાપદમાં વિકારકની અસરથી વિકૃતનો વર્ણ બદલાતો નથી; પણ પ્રયોગ બદલાય છે; એટલે વિકારક જો કર્તરિપ્રયોગનું હોય તો વિકૃતનો પ્રયોગ કર્તરિ થઈ જાય છે. અને જો કર્મણિપ્રયોગનું હોય તો વિકૃતનો પ્રયોગ કર્મણિ થઈ જાય છે (જોવું પ્રયોગ)—મેં પાઠ **લખ્યો** (સકર્મક કર્મણિ પ્રયોગ), હું પાઠ **લખી રહ્યો** (સકર્મક કર્તરિ પ્રયોગ). હું દશ ચોપડીઓ **લાવ્યો** (સકર્મક કર્તરિ પ્રયોગ), મેં દશ ચોપડીઓ **લાવી નાખી** (સકર્મક કર્મણિ પ્રયોગ). પદચ્છેદ કરતાં સંયુક્ત ક્રિયાપદનો કાળ વિકારક પરથી કહેવો.

## પ્રયોગ.

**૧૩૯. પ્રયોગ**—વાકયના કોઈ અધિકારી એટલે મુખ્ય સત્તા ધરાવનારા નામના રૂપ પ્રમાણે ક્રિયાપદના રૂપનું ફરવું અર્થાત્=ક્રિયાપદના રૂપનું તે નામના રૂપમાં વપરાવું-બંધ બેસતા આવવું તેને પ્રયોગ કહે છે.

**૧૪૦. ક્રિયાનાથ***—જે નામના રૂપ પ્રમાણે ક્રિયાપદનું રૂપ ફરે છે તેને ક્રિયાપદનો ક્રિયાનાથ‡ કહે છે.

**૧૪૧.** ક્રિયાપદના ક્રિયાનાથ તરીકે **કર્તા, કર્મ**, ને કોઇવાર તેનો **ભાવ** આવે છે; આ ઉપરથી ક્રિયાપદના ત્રણ રીતના પ્રયોગ થાય છે;-**કર્તરિ** † **કર્મણિ** અને **ભાવે.**

**૧૪૨. કર્તરિપ્રયોગ**—જ્યારે ક્રિયાપદનો કર્તા તેનો ક્રિયાનાથ હોય એટલે કર્તા પ્રમાણે તેને જાતિ, વચન ને પુરૂષ લાગે ત્યારે પ્રયોગ **કર્તરિ** કહેવાય;-જેમકે 'મોતીરામ **આવે** છે, હું **બેઠો** છું, તે **આવશે.** હું પાંચ રૂપીઆ **લાવ્યો**' એમાં 'આવે છે. બેઠો છું, આવશે, લાવ્યો, એનો પ્રયોગ **કર્તરિ** છે.

જ્યારે અકર્મક ક્રિયાપદ હોય ત્યારે પદચ્છેદમાં **અકર્મક કર્તરિપ્ર૦** અને સકર્મક હોય ત્યારે **સકર્મક કર્તરિપ્ર૦** કહેવાય.

**સૂચના**—કર્તરિ પ્રયોગમાં કર્તા હમેશાં **પહેલી** વિભક્તિમાં હોય અને ક્રિયાપદ અકર્મક ને સકર્મક બેઉ આવે છે.

અકર્મક ક્રિયાપદનાં બધાં રૂપનો પ્રયોગ કર્તરિ છે; પણ સકર્મક ક્રિયાપદનાં ભૂત, વિશેષભૂત, એ બેઉ ઉપરથી સાધિત થતા મિશ્રકાળ અને આજ્ઞાર્થ સામાન્ય ભ૦ સિવાયનાં બીજાં રૂપો કર્તરિપ્રયોગમાં આવે છે.

---

*આ ક્રિયાનાથ શબ્દને ઉદ્દેશી તેનાં સંબંધે ક્રિયા થાય છે તેથી ક્રિયાનાથને ઉદ્દેશ્ય પણ કહેવાય. પરંતુ **કર્તાને** સ્થળે **ઉદ્દેશ્ય** શબ્દને પ્રાધાન્ય અપાય નહિ.

‡**ક્રિયાનાથ**=ક્રિયાનો-ક્રિયાપદનો નાથ-એટલે ક્રિયાપદના રૂપનો સત્તાધીશ. જેનાં રૂપ પ્રમાણે ક્રિયાપદનાં રૂપ ફરે તે.

†**કર્તરિ, કર્મણિ, ભાવે** એ સં. સાતમી વિભક્તિનાં રૂપ છે. **કર્તરિ-પ્રયોગ**=કર્તામાં ક્રિયાપદના રૂપનો પ્રયોગ—એટલે વપરાશ કે અનુસંધાન.

**૧૪૩. કર્મણિ પ્રયોગ**—જ્યારે કર્મ ક્રિયાપદનો ક્રિયાનાથ હોય એટલે કર્મપ્રમાણે તેને જાતિ, વચન લાગે ત્યારે પ્રયોગ **કર્મણિ** કહેવાયઃ- રાજાએ ઠરાવ **કર્યો**, મેં ચોપડી **વાંચેલી**, તેણે વચન **આપવું**, તેં બે ગુન્હા **કર્યા** છે; એમાં કર્યો. વાંચેલી, આપવું, કર્યા છે,' એનો પ્રયોગ **કર્મણિ છે.**

કર્મણિ પ્રયોગ અને સહ્યભેદમાં અર્થાન્તર નથીઃ–જેમકે 'તેણે તે કીધું' અને 'તેનાથી તે કરાયુ' તેમજ 'તે તે કરે છે' અને 'તેનાથી તે કરાય છે' એમાં અર્થાન્તર તો નથી; પણ પ્રયોગાન્તર તો છેજ, માટે કર્મણિ પ્રયોગ અને સહ્યભેદ જુદા છે.

**વિશેષ ખુલાસો**—સંસ્કૃત સહ્યાર્થવાળા ભૂત કૃદંતનું રૂપ અપભ્રષ્ટ થતાં, ગુજરાતીમાં કારક ભૂતકાળને ઠેકાણે વપરાયું, અને સહ્યરૂપની સાથેનો કરણાર્થે તૃતીયાનો પ્રત્યય કાયમ રહી, તે કર્તાર્થે પ્રથમાને સ્થળે તૃતીયામાં વપરાતાં, આ એક ખાસ ખૂબી ભરેલી રચના-બીજી ભાષાઓથી તદ્દન જૂદી-ગુજરાતીમાં દાખલ થઈ. આને મૂળનો સહ્યાર્થ લાગુ પાડી ભેદ (સહ્યભેદ)નો પ્રયોગમાં સમાવેશ કરી દેવો ઠીક લાગતો નથી :—જેમકે तेन तत् कृतं=**તેણે તે કરાયું.'** એમાં 'કરાયું' રૂપમાં સહ્યાર્થ રહેતાં, 'तत्=તે' તો સહકક્રિયાનાથ થઈ પ્રથમામાં આવ્યો, એટલે એ **સહ્યભેદ** ખરો ; અને કર્તા તે કરણાર્થે તૃતીયા અને પાછળથી કરણાર્થે પંચમીમાં વપરાઈ, કર્તાને બદલે કરણ થયો; પણ એને **કર્મણિપ્રયોગ** સંજ્ઞા સંભવે નહિ. તેમજ વળી स तत् अकरोत् એમાં तत् કર્મવિભક્તિ દ્વિતીયા છે, અને ક્રિયાપદ કારક અર્થે મૂળભેદ છે. પણ कृतं, दृष्टं એવા ભૂતકૃદંતનું અપભ્રષ્ટ રૂપ, કારક ભૂતકાળ વાપરવાને બદલે, વપરાતું થતાં, કારક અર્થ રહે છતે-सः=તે-આ કર્તાર્થે પ્રથમાને બદલે, 'कृतं, दृष्टं' વગેરેની સાથેનું તૃતીયાનું રૂપ કાયમ રહી જતાં 'તે તે કીધું' એહાવું અંગ્રેજી વગેરેને અનુસરતું સ્વરૂપ ન બંધાતાં, 'તેણે તે કીધું' એવું સ્વરૂપ ચાલુ થયું; પણ 'કરાયું' એ રૂપથી, 'કીધું' એ રૂપ જુદું પડી, તેમાં કારક અર્થ રહ્યો એટલે એને સહ્યભેદ કહેવો એ તો અયુકત, પરંતુ એક નવોજ પ્રયોગ-વપરાશ થતાં, **કર્મણિપ્રયોગ** એ સંજ્ઞા એને યુક્તિસિદ્ધ લાગુ પડે.

તેમજ 'તેનાથી તે કરાયું.' એમાં તે સહક ક્રિયાનાથ થઇ, કર્મ ન રહેતાં કરાયું' ને વ્યાકરણીય કર્તા થયો એટલે એને કર્મણિપ્રયોગ કહેવો તે પણ, તેટલુંજ અયુકત ગણાય.

**વળી કર્મણિ પ્રયોગ સંજ્ઞામાં કર્મજ જોઇએ અને તેની વિભકિત દ્વિતીયાજ જોઇએ કારણ 'તેણે હું બનાવ્યો' એમ નહિ કહેવાય, પણ 'તેણે મને બનાવ્યો' એમ કર્મ દ્વિતીયામાં લઇને બોલાય. એજ પ્રમાણે 'તેણે તે (બનાવ્યું) કીધું' એમાં પણ 'તે' ની વિભકિત પ્રથમા નહિ પણ દ્વિતીયાજ ખરી ગણાય.**

**સૂચના**—કર્મણિપ્રયોગમાં કર્તા હમેશાં ત્રીજી વિભક્તિમાં હોય અને ક્રિયાપદ, સકર્મક (મૂળભેદે કે પ્રેરકભેદે) ભૂત, વિશેષભૂત, એ બેઉ પરથી સાધિત થતા મિશ્રકાળ, અને વિધ્યર્થે સામાન્ય રૂપમાં આવે છે.

(અકર્મક ક્રિયાપદને કર્મ નથી એટલે તેનો કર્મણિપ્રયોગ થાયજ નહિ.)

(૧) **ભૂત** અને તેના **મિશ્રકાળ**—મેં પાઠ **વાંચ્યો**, તેણે વચન **આપ્યું હતું**, તમે કૉપી **લખી નથી**, સુથારે પેટી **ઘડી છે.**

(૨) **વિશેષભૂત** અને તેના **મિશ્રકાળ**—મેં કાગળ **લખેલો**, તેણે પાઠ **કરેલા** છે, મેં તમને તે **કહેલું હતું**, વ૦

(૩) **સામાન્યરૂપ**—તમારે પાઠ **વાંચવો**, રાજાએ રાજ **ચલાવવું**, મારે કૉપી **લખવી**—વિધ્યર્થ. (એહાવાં વાક્યોમાં સર્વનામનાં રૂપ 'મારે, તારે, અમારે, તમારે,' એ ત્રીજી વિભક્તિમાં છે.)

વળી **સહ્યભેદમાં** કર્તા ત્રીજીને ઠેકાણે કરણાર્થે પંચમી વિભક્તિમાં આવે છે; અને કર્મ પ્રમાણે જાતિ, વચન લાગે, તે ઉપરથી પ્રયોગ કર્મણિ જેવો ધરાય; તો પણ એમાં કર્મ તો સહકકર્તા થઈ ગયો અને તેનાં જાતિ, વચન લાગ્યાં **એટલે** પ્રયોગ **કર્તરિ** થઈ રહ્યો; માટે (મૂળભેદના કર્મણિ–કર્તરિ પ્રયોગથી જુદો બતાવવાને) એને પદચ્છેદમાં **કરણે સકર્મક*** કહેવાય:—જેમકે, મારાથી ચોપડી **લખાઈ**, તેનાથી પાઠ **વંચાતો નથી**, તમારાથી એવું કામ **કરાયું** વ૦

**૧૪૪. અપવાદ**—સકર્મક છતાં, કેટલાંએક ક્રિયાપદનો ભૂતકાળમાં પ્રયોગ કર્તરિ થાય છે; અને કર્તા પહેલી વિભક્તિમાં આવે છે:–જેવાં કે, **અડ, અડક, ઓાચર, કમા (વું), ચૂક, જમ, ધાવ, પરણ, પામ, બોલ, બબડ, ભણ, ભાખ(વું), ભૂલ, ભેટ, મળ, રમ. લાવ, વળગ, વદ, વર(વું), વિસર, શિખ, સમજ, હાર,** વ૦:–હું લાડુ **જમ્યો**, તે બે ગાય **લાવ્યો**, તું કેટલા પાઠ **શિખ્યો** ? તે આખો પાઠ **સમજી** (સહ્યભેદ–પાઠ **સમજાતો નથી:** એમાં પ્રયોગ કરણે સકર્મક.)

---

*કરણે સકર્મક—સકર્મક ક્રિયાપદના સહ્યભેદમાં કર્તા કર્તાપણું ન ધરાવતાં કરણ થઇ ગયલો માટે 'કરણે સકર્મક.'

સકર્મક છતાં કેટલાંએકનો પ્રયોગ કોઇવાર કર્તરિ ને કોઇવાર કર્મણિ થાય છેઃ–જેવાં કે કરડ, જીત, ડંસ, (વદ, અને જણ) વ૦; તે મને કરડયો, (કર્તરિ), ઊંટે પાંદડાં કરડયાં (કર્મણિ); તે દશ લડાઈ જીત્યો (કર્તરિ), તેણે સુરત જીત્યું (કર્મણિ) વ૦.

**૧૪૫. ભાવે પ્રયોગ**—જ્યારે ક્રિયાપદનો ભાવ તેનો ક્રિયાનાથ હોય, એટલે કર્તા કે કર્મનાં જાતિ, વચન ક્રિયાપદને લાગતાં નથી, પણ તેના ભાવનાં જાતિ, વચન લાગે ત્યારે પ્રયોગ **ભાવે** કહેવાયઃ- તેનાથી **દોડાતું નથી**, મારાથી **રહેવાશે નહિ**, તારે **જવું**, વગેરે; એમાં 'દોડાતું નથી, રહેવાશે નહિ, જવું" એનો પ્રયોગ **ભાવે** છે.

**સૂચના.**—ભાવે પ્રયોગમાં અકર્મક ક્રિયાપદના શક્યભેદનું રૂપ આવે છે, અને કર્તા કરણાર્થે પંચમીમાં આવે છે, તે ઉપરથી એને પદચ્છેદમાં કરણે **અકર્મક** કહેવાય. ક્રિયાપદનો ભાવાર્થ નાન્યતરજાતિ ને એકવચનમાં છે, માટે આ પ્રયોગોમાં ક્રિયાપદ નાન્યતરજાતિના એકવચનમાંજ ગણાય.

અકર્મક ક્રિયાપદનું સામાન્યરૂપ આજ્ઞાર્થે આવે ત્યારે તેનો પણ ભાવે–પ્રયોગ કહેવાય. અને તેની સાથે કર્તા ત્રીજી વિભક્તિમાં આવે છેઃ—તેણે **ચાલવું**, તમારે **ઉભા રહેવું**, મારે **દોડવું** વગેરે.

---

## ક્રિયાપદનાં જાતિ, વચન અને પુરૂષ.

**૧૪૬.** ક્રિયાપદને પણ જાતિ, વચન અને પુરૂષ લાગે છે, કારણ કે એના મુખ્ય સંબંધી જે નામ કે સર્વનામ છે તેમાં જાતિ, વચન અને પુરૂષનો ભેદ રહેલો છે. આગળ (પ્રયોગમાં) બતાવ્યા પ્રમાણે કર્તા, કર્મ, કે ભાવ જે એના ક્રિયાનાથ થાય છે તે ઉપરથી ક્રિયાપદનાં જાતિ, વચન અને પુરૂષનું બંધારણ છે. ક્રિયાપદનાં કોઈ રૂપમાં જાતિનો ભેદ દેખાઇતો છે, અને કોઇ રૂપમાં પુરૂષનો ભેદ દેખાઇતો હોય છે. તેમજ કોઈમાં બેઉ ભેદ દેખાઈતા છે. વચનનો ભેદ તો બન્નેમાં સાધારણ રીતે રહે છેઃ—

**૧૪૭. જાતિભેદ**—અવિકારી સિવાયના બધા કૃદંતમાં, તેમજ નિશ્ચયાર્થ ભૂતકાળમાં, અને નિશ્ચયાર્થ સંશયાર્થ–ભવિષ્ય વર્તમાન સિવાયનાં મિશ્રકાળનાં બધાં રૂપોમાં જાતિભેદ રહેલો છે (જોવું રૂપાખ્યાન).

૧૪૮. પુરૂષભેદ—ઉપર બતાવ્યાં તે સિવાયનાં બીજાં બધાં રૂપોમાં પુરૂષભેદ પ્રમાણે રૂપાખ્યાન થાય છે; (આ રૂપોમાં ક્રિયાપદના ક્રિયાનાથ પરથી તેની જાતિ કોઈ કહે પણ નિરર્થક :—'છોકરો દોડે છે' એમાં 'દોડે છે' એ નરજાતિ; પણ 'છોકરી દોડે છે' એમાં 'દોડે છે' એ નારી જાતિ.) વચનનું પણ રૂપ એક સરખું હોય ત્યાં ક્રિયાનાથ ઉપરથી એકવચન કે બહુવચન ઓળખી શકાય :—જેમકે 'છોકરો દોડે છે' એમાં 'દોડે છે' એ એકવચન; 'છોકરાઓ દોડે છે' એમાં 'દોડે છે' એ બહુવચન.

૧૪૯. સંશયાર્થ દ્વિત્વવર્તમાન, નિશ્ચયાર્થ અને સંશયાર્થ ભવિષ્ય-વર્તમાન, કર્તરિભૂતવર્તમાન, વિશેષભૂતવ૦, અને વર્તમાનભવિષ્ય, ભૂતભ-વિષ્ય, વિશેષભૂતભવિષ્ય ને દ્વિત્વભવિષ્યમાં જાતિ અને પુરૂષ બેઉ ભેદ દેખાઈતા છે.

**વિશેષ સૂચના.**—ક્રિયાપદનો ક્રિયાનાથ પુરૂષવાચક સર્વનામ હોય ત્યાં તો તે સર્વનામ ઉપરથી પહેલો, બીજો કે ત્રીજો પુરૂષ સહેલથી જણાય. પણ જ્યારે કોઈ નામ ક્રિયાનાથ હોય ત્યારે હમેશાં ત્રીજો પુરૂષ કહેવો. તેમજ ભાવકર્તૃકમાં અને ભાવે પ્રયોગમાં ક્રિયાપદનો ભાવ ક્રિયાનાથ છે ત્યાં પણ ત્રીજો પુરૂષ છે.

---

નીચેના મનોયત્નમાં આપેલાં વાકયોમાંનાં ક્રિયાપદનો વર્ણ, મૂળ, ભેદ, અર્થ, કાળ, પુરૂષ, જાતિ, વચન, અને પ્રયોગ કહો.

મનોયત્ન ૮ મો.

૧ તે આવે છે. ૨ હું ગયો હતો. ૩ તેઓ ચોપડી વાંચી રહ્યા છે. ૪ જમની બોલે છે. ૫ કાશીના પેટમાં દુખતું હતું. ૬ તેનાથી વંચાતું નથી. ૭ તેણે પાઠ કીધા હશે. ૮ પોપટ પણ બોલી શકે છે. ૯ તારે છાનામાના બેસી રહેવું. ૧૦ છગને એ વાત કહી દીધી હતી. ૧૧. મારાથી ઈતિહાસ ભૂગોળ વંચાયાં નથી. ૧૨ તે પાઠ લખતો હોય તો ઉઠાડતા ના. ૧૩ કાલે વહેલા આવજો ને નકશો જોઈ જજો. ૧૪. જેટલું આવડતું હોય તેટલું બોલી જાઓ. ૧૫ તમે વાંચ્યું હશે પણ મોઢે કર્યું નથી. ૧૬ કાલે કયારે આવવાના છો તે કહી દો. ૧૭ જો આવવાના હો તો વહેલા આવવું. ૧૮ અમે આવ્યા હોઇએ તો ઠીક, નહિતો ચાલ્યા જજો. ૧૯ કાલે હું દૂધપાક ને પુરી જમ્યો હતો, પણ પેટ ભરીને ખવાયું નહિ તેથી આજે વહેલી રસોઈ કરાવી છે. ૨૦ તમારે જમવું હોય તો આવી જાઓ.

---

## ૧૫૦. ક્રિયાપદનાં સંપૂર્ણ રૂપાખ્યાન.

### (૧) (અપૂર્ણક્રિ૦) 'હો' મૂળ, મૂળભેદ (અકર્મક-કર્તરિ પ્ર૦)

**કૃદંત.**

સામાન્ય કૃ૦—હોવો, હોવી, હોવું, હોવા, હોવી, હોવાં.
કર્તૃવાચક કૃ૦—હોનારો, હોનારી, હોનારૂં, હોનારા-રી-રાં, હોનાર.
વર્તમાન કૃ૦—હોતો, હોતી, હોતું, હોતા હોતી, હોતાં.
ભવિષ્ય કૃ૦—હોવાનો, હોવાની, હોવાનું, હોવાના-વાની-વાનાં.
સંબંધકભૂ૦ કૃ૦—હોઈ, હોઈને.

**શુદ્ધકાળ.**—વર્તમાનકાળ. ('હો' ને બદલે છ, મૂળ થાય).

| | નિશ્ચયાર્થ. | | સંશયાર્થ. | |
|---|---|---|---|---|
| પુરૂષ | એકવ૦ | બહુવ૦ | એકવ૦ | બહુવ૦. |
| ૧ | હું છું | અમે છિયે, છીએ | હું હોઉં | અમે હોઇએ, હઇએ |
| ૨ | તું છે-છું | તમે છો | તું હોય-હોઉં | તમે હો |
| ૩ | તે છે | તેઓ છે | તે હોય | તેઓ હોય |

આજ્ઞાર્થ—૨ જો પુ૦ એકવ૦-(તું) હો* બહુવ૦ (તમે) હો-હોઓ.*

ભૂતકાળ-નિશ્ચયાર્થ.

| જાતિ | | એકવ૦ | | બહુવ૦ |
|---|---|---|---|---|
| નર | (હું તું, તે) | હતો | (અમે, તમે, તેઓ) | હતા |
| નારી | ,, | હતી | ,, | હતી |
| નાન્ય૦ | ,, | હતું | ,, | હતાં |

ભૂતકાળ-સંશયાર્થ.

| | | | | |
|---|---|---|---|---|
| ત્રણે | ,, | હોત, હત | ,, | હોત, હત |

ભવિષ્યકાળ

| | નિશ્ચયાર્થ. | | આજ્ઞાર્થ. |
|---|---|---|---|
| પુરૂષ | એકવ૦ | બહુવ૦ [હશું. | (શુદ્ધ આજ્ઞા બીજા પુરૂષમાં થાય છે.) |
| ૧ | હું હોઈશ-હઈશ | અમે હોઈશું-હઇશું- | |
| ૨ | તું હોશે-હશે | તમે હોશો-હશો | ૨ જો પુ૦ એકવ૦ તું હોજે-હજે |
| ૩ | તે હોશે-હશે | તેઓ હોશે-હશે | ,, બહુવ૦-તમે હોજો-હજો |

**મિશ્રકાળ**—દ્વિત્વવર્તમાનકાળ (નિશ્ચયાર્થ).

| પુરૂષ | એકવ૦ | બહુવ૦ |
|---|---|---|
| ૧ | હું હોઉં છું, હઉં છું | અમે હોઈએ છીએ, હઇએ છીએ, છિયે. |
| ૨ | તું હોય છે, હોઉં છું | તમે હો છો |
| ૩ | તે હોય છે | તેઓ હોય છે. |

*આજ્ઞાર્થમાં 'હો-હોઓ' ને બદલે 'થા-થાઓ' પણ વપરાય.

આ સિવાય 'હો' નાં બીજાં મિશ્રકાળનાં રૂપ વપરાતાં નથી, એને બદલે ઘણીવાર 'થા' † નાં રૂપ વાપરવાનો ચાલ છે.

**હો** મૂળ, શક્યભેદ (કરણે અકર્મક).

**હો** મૂળનાં, હોવાય, હોવાશે, હોવાતું, એહાવાં સહ્યભેદે શક્યાર્થનાં રૂપો વપરાતાં નથી; પણ એ અર્થ બતાવવાને એની સાથે સાહ્યકારક 'શક' વપરાય છેઃ—હોઇશકું, હોઇ શક્યો, વ૰.

**હો** મૂળ, નિષેધરૂપ.

(હું-તું-તે) નથી (અમે-તમે-તેઓ) નથી.

'હો' ને બદલે 'છ' મૂળ જેવો થઈ વપરાય છે ત્યાં એની સાથે નકાર છૂટો વાપરવાને બદલે ગુજરાતીમાં [ સં नास्ति નો અપભ્રંશ ] **નથી*** એ રૂપ વપરાય છે.

| | નિશ્ચયાર્થ | વર્તમાનકાળ. | સંશયાર્થ. | |
|---|---|---|---|---|
| પુ૦ | એકવ૦ | બહુવ૦ | એકવ૦ | બહુવ૦ |
| ૧ | હું નથી | અમે નથી | હું ન હોઉં | અમે ન હોઇએ |
| ૨ | તું ,, | તમે ,, | તું ન હોય | તમે ન હો |
| ૩ | તે ,, | તેઓ ,, | તે ન હોય | તેઓ ન હોય |

**(૨) (અપૂર્ણક્રિયાપદ) 'જોઇએ' ‡ સહ્યભેદ (કરણે સકર્મક).**

કૃદંત.

વર્તમાન કૃ૦ જોઈતો, જોઈતી, જોઈતું; જોઈતા, જોઈતી, જોઇતાં.

ભવિષ્ય કૃ૦ જોઈવાનો, જોઈવાની, જોઇવાનું; જોઈવાના, જોઇવાની જોઈવાનાં.
(બીજાં કૃદંતરૂપ થતાં નથી.)

---

†નિશ્ચયાર્થ દ્વિત્વવર્તમાન સિવાયના બીજા બધા મિશ્રકાળોમાં 'હો' ને બદલે 'થા' વપરાય છે; પણ 'થા'માં એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં જવું એવો અર્થ રહેલો છે, માટે 'હો'નો મૂળાર્થ બતાવવાને ઘણીવાર એનાં મિશ્રરૂપને બદલે સાદો કાળ વાપરેલો દીઠામાં આવે છે; પણ તેવે અર્થે 'થા' વપરાતો નથી.

*નિષેધમાં ન, ના, નહિ, મા એહાવા નિષેધાર્થ ક્રિયાવિ૰, ક્રિયાપદની સાથે આવે ત્યારે તેનું છૂટું પદચ્છેદ થાય છે. માત્ર 'નથી' એને 'છ' મૂળનું અકરણરૂપ કહે છે, કારણ કે સંસ્કૃતમાં नास्ति એટલે 'તે છે નહિ' એ ત્રીજા પુરૂષના એકવચનનું રૂપ છે, છતાં **નથી** એ, છે નહિ, છું નહિ, છો નહિ, એ બધાંને માટે વપરાય છે.

‡'જોઈએ' સં. युज् ધાતુના સહ્યભેદ 'युज्यते' નો અપભ્રંશ છે. એટલે ગુજરાતીમાં પણ સહ્યભેદ—કરણે સકર્મક જેવો થાય છે. એનું મૂળભેદનું રૂપ નથી એટલે ભૂલથી એનો મૂળ 'જો' કહેવો નહિ. 'અમે જોઈએ' એમાં 'જોઈએ' નો મૂળ 'જો' પણ 'અમારે જોઈએ' એમાં 'જોઈએ' એ 'युज्यते' નું અપભ્રષ્ટરૂપ છે.

શુદ્ધકાળ—નિશ્ચયાર્થ ને સંશયાર્થ વર્તમાનકાળ—જોઈએ.
નિશ્ચયાર્થ ભૂતકાળ—એને બદલે વર્તમાનભૂત વપરાય છે.
સંશયાર્થ ભૂતકાળ—જોઈયત. નિશ્ચ૦ને સંશ૦ ભવિષ્યકાળ—જોઈશે, (જોઈશું).
મિશ્રકાળ—નિશ્ચ૦ દ્વિત્વ૦વ૦—જોઈએ છે.* સંશ૦દ્વિત્વ૦વ૦—જોઈતો હોય.

વર્તમાનભૂતકાળ.

| | નિશ્ચયાર્થ. | | સંશયાર્થ. | |
|---|---|---|---|---|
| જાતિ | એકવ૦ | બહુવ૦ | એકવ૦ | બહુવ૦ |
| નર | જોઈતો હતો | જોઈતા હતા | જોઈતો હોત | જોઈતા હોત. |
| નારી | જોઈતી હતી | જોઈતી હતી | જોઈતી હોત | જોઈતી હોત. |
| નાન્ય૦ | જોઈતું હતું | જોઈતાં હતાં | જોઈતું હોત | જોઈતાં હોત. |

ભવિષ્યવર્તમાનકાળ.

| જાતિ | એકવ૦ | બહુવ૦ | એકવ૦ | બહુવ૦ |
|---|---|---|---|---|
| નર | જોઈવાની છે | જોઈવાના છે | જોઈવાનો હોય | જોઈવાના હોય. |
| નારી | જોઈવાની છે | જોઈવાની છે | જોઈવાની હોય | જોઈવાની હોય. |
| નાન્ય૦ | જોઈવાનું છે | જોઈવાનાં છે | જોઈવાનું હોય | જોઈવાનાં હોય. |

ભવિષ્યભૂતકાળ. (ઘણો થોડો વપરાય છે).

| જાતિ | એકવ૦ | બહુવ૦ | એકવ૦ | બહુવ૦ |
|---|---|---|---|---|
| નર | જોઈવાનો હતો | જોઈવાના હતા | જોઈવાનો હોત | જોઈવાના હોત |
| નારી | જોઈવાની હતી | જોઈવાની હતી. | જોઈવાની હોત | જોઈવાની હોત |
| નાન્ય૦ | જોઈવાનું હતું | જોઈવાનાં હતાં | જોઈવાનું હોત | જોઈવાનાં હોત |

ઉપર આપ્યાં તે સિવાય જોઈએનાં બીજાં રૂપ થતાં નથી. એતો સત્તાભેદે કર્મણિ (કરણે સકર્મક) છે, એટલે એનો કર્તા કરણાર્થે પંચમીમાં આવવો જોઈએ અને કર્મ સહકાર્થે પ્રથમામાં આવે છે. પણ 'મારાથી જણાય છે—દેખાયછે, એને બદલે 'મને જણાયછે—દેખાયછે' એવાં રૂપ વપરાય છે તે પ્રમાણે કર્તા ચતુર્થીમાં એનો સંબંધી થઇને આવે છે. એની સાથે 'મારે,' 'તારે,' 'તમારે,' એવાં સર્વનામનાં રૂપો ચતુર્થીનાં છે. ત્રીજીનાં નથી:—જેમકે રંગીલદાસને પાંચ રૂપિયા જોઈએ છે;' રંગીલદાસે જોઈએ છે' એમ બોલાય નહિ. તેને જોઈએ છે.

*'જોઈએ છે' ને બદલે 'જોઈએ છિએ' કોઇ વાપરે છે. પણ એનો પ્રયોગ કર્મણિ—કરણે સકર્મક છે એટલે ત્રીજો પુરૂષ જોઈએ.

(૩) (અકર્મક ક્રિ૦) 'પડ' મૂળ, મૂળભેદ (કર્તરિપ્રયોગ). મૂળભેદે કૃદંત તથા ત્રણે અર્થનાં શુદ્ધ અને મિશ્રકાળનાં રૂપો, 'બોલ' મૂળનાં રૂપ, આગળ કૃદંત અને કાળના પાઠમાં આવી ગયાં તે પ્રમાણે જોઈ લેવાં. (૧૨૦, ૧૨૪, ૧૨૮).

'પડ' મૂળ, શક્યભેદ (ભાવે પ્રયોગ).

શક્યભેદમાં ક્રિયાનાથ ક્રિયાપદનો ભાવ હોય છે એટલે તે ત્રીજો પુરૂષ નાન્યતર જાતિના એક વચનમાંજ રહે છે.

**કૃદંત.**—પડાવું, પડાનાર, પડાતું, પડાયું, પડાયલું, પડાવાનું, પડાય.

| **શુદ્ધકાળ** | નિશ્ચયાર્થ | સંશયાર્થ. |
|---|---|---|
| વર્તમાનકાળ— | પડાય | પડાય |
| ભૂતકાળ— | પડાયું | પડાત |
| ભવિષ્યકાળ— | પડાશે | પડાશે |

| **મિશ્રકાળ.** | નિશ્ચયાર્થ. | સંશયાર્થ. |
|---|---|---|
| દ્વિત્વવર્તમાન— | પડાય છે | પડાતું હોય |
| વર્તમાનભૂત— | પડાતું હતું | પડાતું હોત |
| ભૂતવર્તમાન— | પડાયું છે | પડાયું હોય |
| દ્વિત્વભૂત— | પડાયું હતું | પડાયું હોત |
| વિશેષભૂતવર્તમાન— | પડાયલું છે | પડાયલું હોય |
| વિશેષદ્વિત્વભૂત— | પડાયલું હતું | પડાયલું હોત |
| ભવિષ્યવર્તમાન— | પડાવાનું છે | પડાવાનું હોય |
| ભવિષ્યભૂત— | પડાવાનું હતું | પડાવાનું હોત |

(પડ, બળ, મર વગેરે ક્રિયાપદો ઉપરથી પાડ, બાળ, માર એવાં સકર્મક ક્રિયાપદ થાય છે (જોવું કર્મકરૂપ) તેના સહ્યભેદનાં રૂપો પણ આ રૂપને મળતાં હોય છેઃ—'મારાથી આડા પડાય નહિ' અને 'કેરી પડાય નહિ.' માટે એવાં રૂપો મૂળ અકર્મકનો શક્યભેદ છે કે સાધિત સકર્મકનો સહ્યભેદ છે તે અર્થપરથી જણાય.)

'પડ' મૂળ, પ્રેરક, કૃદંત.

સામાન્ય કૃ૦—પડાવવો, પડાવવી, પડાવવું, પડાવવા-પડાવવી-પડાવવાં.
કર્તૃવાચક કૃ૦—પડાવનારો, પડાવનારી, પડાવનારૂં-વ૦: પડાવનાર,
વર્તમાન કૃ૦—પડાવતો, પડાવતી, પડાવતું, પડાવતા-પડાવતી-પડાવતાં.
ભૂત કૃ૦—પડાવ્યો, પડાવી, પડાવ્યું; પડાવ્યા-વી-વ્યાં (કાળ તરીકે વપરાય).
વિશેષભૂત કૃ૦— પડાવેલો, પડાવેલી, પડાવેલું; પડાવેલા-પડાવેલી-પડાવેલાં.

ભવિષ્ય કૃ૦—પડાવવાનો, પડાવવાની, પડાવવાનું; પડાવવાના-વાની-વાનાં.
સંબંધક ભૂત કૃ૦—પડાવી, પડાવીને.

'પડ' મૂળને પ્રેરકનો પ્રત્યય લગાડી કાળના પાઠમાં બતાવ્યા પ્રમાણે શુદ્ધ અને મિશ્રકાળ બનાવાય. અકર્મક ક્રિયાપદ પ્રેરકરૂપમાં આવતાં, સકર્મક જેવો થઈ જાય છે, માટે ભૂત, વિશેષભૂત અને તેથી સાધિત થતા મિશ્રકાળો તથા વિધ્યર્થે સામાન્ય કૃદંતમાં આ રૂપનો પ્રયોગ કર્મણિ છેઃ— જેમકે 'ગાંસડી પડાવી,' 'ઘર પડાવેલું,' 'કેરી પડાવવી.' વગેરે.

### (૪) (સકર્મક ક્રિ૦) 'લખ' મૂળ, મૂળભેદ.

#### કૃદંત.

સામાન્ય કૃ૦—લખવો, લખવી, લખવું; લખવા, લખવી, લખવાં,
કર્તૃવાચક કૃ૦—લખનારો-નારી-નારૂં; લખનારા-નારી નારાં-નાર.
વર્તમાન કૃ૦—લખતો, લખતી, લખતું; લખતા, લખતી, લખતાં.
ભૂત કૃ૦—લખ્યો, લખી, લખ્યું; લખ્યા, લખી, લખ્યાં.
વિશેષભૂ૦ કૃ૦—લખેલો, લખેલી, લખેલું; લખેલા, લખેલી, લખેલાં.
ભવિષ્ય કૃ૦—લખવાનો, લખવાની, લખવાનું; લખવાના-વાની-વાનાં.
સંબં૦ભૂ૦ કૃ૦—લખી, લખીને.

**શુદ્ધકાળ.**—વર્તમાન કર્તરિપ્ર૦ / ભવિષ્ય કર્તરિપ્રયોગ.

| | નિશ્ચ૦ ને સંશ૦ | | નિશ્ચ૦ ને સંશ૦ | |
|---|---|---|---|---|
| પુ૦ | એકવ૦ | બહુવ૦ | એકવ૦ | બહુવ૦ |
| ૧ | હું લખું | અમે લખીએ | હું લખીશ | અમે લખીશું |
| ૨ | તું લખે | તમે લખો | તું લખશે, (લખીશ) | તમે લખશો |
| ૩ | તે લખે | તેઓ લખે | તે લખશે | તેઓ લખશે |
| | આજ્ઞાર્થ. | | આજ્ઞાર્થ. | |
| ૨ | તું લખ | તમે લખો | તું લખજે | તમે લખજો |

#### ભૂતકાળ.

| નિશ્ચ૦ કર્મણિપ્રયોગ. | | | સંશ૦ કર્તરિપ્રયોગ. | | |
|---|---|---|---|---|---|
| જાતિ | એકવ૦ | બહુવ૦ | પુ૦ | એકવ૦ | બહુવ૦ |
| નર | લખ્યો | લખ્યા | ૧ | હું લખત | અમે લખત |
| નારી | લખી | લખી | ૨ | તું ,, | તમે ,, |
| નાન્ય૦ | લખ્યું | લખ્યાં | ૩ | તે ,, | તેઓ ,, |

#### (વિધ્યર્થ) સામાન્યરૂપ-કર્મણિપ્રયોગ.

એકવ૦—(મારે-તારે-તેણે-અમારે વ૦) લખવો, લખવી, લખવું.
બહુવ૦— ,, ,, ,, ,, લખવા, લખવી, લખવાં.

મિશ્રકાળમાં—લખ જેનો ભૂતકાળે પ્રયોગ કર્મણિ છે; તેને બદલે બોલ, જમ વ૦ ક્રિયાપદો જેનો સકર્મક હોય તોપણ ભૂતકાળે પ્રયોગ કર્તરિ છે, તેના નિશ્ચયાર્થ અને સંશયાર્થ ભૂતવર્તમાન ને વિશેષભૂતવર્તમાનનાં રૂપમાં જાતિભેદ તેમજ પુરૂષભેદ પણ છે:—

હું બોલ્યો—બોલી—બોલ્યું છું; બોલેલો—લી—લું છું (જોવું પાને ૭૦, ૭૧).

(સકર્મક ક્રિ૦) 'લખ' મૂળ, મૂળભેદ.

મિશ્રકાળ. દ્વિત્વવર્તમાન કર્તરિપ્રયોગ.

| | નિશ્ચયાર્થ. | | સંશયાર્થ. | |
|---|---|---|---|---|
| પુ૦ | એકવ૦ | બહુવ૦ | એકવ૦ | બહુવ૦ |
| ૧ | હું લખું છું | અમે લખિયે [છિયે | લખતો—તી—તું હોઉં | લખતા-તી-તાં હોઈએ |
| ૨ | તું લખે છે | તમે લખો છો | લખતો „ હોય | લખતા „ હો |
| ૩ | તે લખે છે | તેઓ લખે છે | લખતો „ હોય | લખતા „ હોય |

વર્તમાનભૂત—કર્તરિપ્રયોગ.

| | | નિશ્ચયાર્થ. | | સંશયાર્થ. | |
|---|---|---|---|---|---|
| જાતિ | પુ૦ | એકવ૦ | બહુવ૦ | એકવ૦ | બહુવ૦ |
| નર | (ત્રણે) | લખતો હતો | લખતા હતા | લખતો હોત | લખતા હોત |
| નારી | „ | લખતી હતી | લખતી હતી | લખતી હોત | લખતી હોત |
| નાન્ય૦ | „ | લખતું હતું | લખતાં હતાં | લખતું હોત | લખતાં હોત |

જાતિ — ભૂતવર્તમાન—કર્મણિપ્રયોગ.

| | | | | |
|---|---|---|---|---|
| નર | લખ્યો છે | લખ્યા છે | લખ્યો હોય | લખ્યા હોય |
| નારી | લખી છે | લખી છે | લખી હોય | લખી હોય |
| નાન્યતર | લખ્યું છે | લખ્યાં છે | લખ્યું હોય | લખ્યાં હોય |

જાતિ — દ્વિત્વભૂત-કર્મણિપ્રયોગ.

| | | | | |
|---|---|---|---|---|
| નર | લખ્યો હતો | લખ્યા હતા | લખ્યો હોત | લખ્યા હોત |
| નારી | લખી હતી | લખી હતી | લખી હોત | લખી હોત |
| નાન્યતર | લખ્યું હતું | લખ્યાં હતાં | લખ્યું હોત | લખ્યાં હોત |

જાતિ — વિશેષભૂતવર્તમાન—કર્મણિપ્રયોગ.

| | | | | |
|---|---|---|---|---|
| નર | લખેલો છે | લખેલા છે | લખેલો હોય | લખેલા હોય |
| નારી | લખેલી છે | લખેલી છે | લખેલી હોય | લખેલી હોય |
| નાન્યતર | લખેલું છે | લખેલાં છે | લખેલું હોય | લખેલાં હોય |

જાતિ — વિશેષદ્વિત્વભૂત—કર્મણિપ્રયોગ.

| | | | | |
|---|---|---|---|---|
| નર | લખેલો હતો | લખેલા હતા | લખેલો હોત | લખેલા હોત |
| નારી | લખેલી હતી | લખેલી હતી | લખેલી હોત | લખેલી હોત |
| નાન્યતર | લખેલું હતું | લખેલાં હતાં | લખેલું હોત | લખેલાં હોત: |

## ભવિષ્યવર્તમાન—કર્તરિપ્રયોગ.

### નિશ્ચયાર્થ.

| પુ० એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ હું લખવાનો—ની—નું છું | અમે લખવાના—ની—નાં છિયે |
| ૨ તું લખવાનો—ની—નું છે | તમે લખવાના—ની નાં છો |
| ૩ તે લખવાનો—ની—નું છે | તેઓ લખવાના—ની—નાં છે |

### સંશયાર્થ.

| એકવચન० | બહુવચન. |
|---|---|
| ૧ હું લખવાનો—ની—નું હોઉં | અમે લખવાના—ની—નાં હોઈએ |
| ૨ તું લખવાનો—ની—નું હોય | તમે લખવાના—ની—નાં હો |
| ૨ તે લખવાનો—ની—નું હોય | તેઓ લખવાના—ની—નાં હોય |

## ભવિષ્યભૂત—કર્તરિપ્રયોગ.

### નિશ્ચયાર્થ.

| જાતિ | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| નર | (હું—તું—તે) લખવાનો હતો | (અમે—તમે—તેઓ) લખવાના હતા |
| નારી | ,, લખવાની હતી | ,, લખવાની હતી |
| નાન્ય० | ,, લખવાનું હતું | ,, લખવાનાં હતાં |

### સંશયાર્થ.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| નર | (હું—તું—તે) લખવાનો હોત | (અમે—તમે—તેઓ) લખવાના હોત |
| નારી | ,, લખવાની હોત | ,, લખવાની હોત |
| નાન્ય० | ,, લખવાનું હોત | ,, લખવાનાં હોત |

**હો** મૂળના ભવિષ્યકાળનાં રૂપથી આના બીજા ચાર મિશ્રકાળ સાધિત થાય છે (જોવું મિશ્રકાળ). તેમાં ભૂતભવિષ્ય અને વિશેષ ભૂતભવિષ્યનો પ્રયોગ **કર્મણિ** છે:—જેમકે 'વાત **લખી હશે**,' કાગળ **લખેલો હશે**, 'નામ **લખ્યાં હશે**,' વ०.

કૃદંત—'**લખ**' મૂળ **સહાયભેદ** કર્મણિ પ્રયોગ (કરણે સકર્મક.)

સામાન્ય કૃ०—લખાવો, લખાવી, લખાવું; લખાવા, લખાવી, લખાવાં.
કર્તૃવા० કૃ०—લખનારો વ० (ઘણો વપરાતો નથી).
વર્તમા० કૃ०—લખાતો, લખાતી, લખાતું; લખાતા, લખાતી, લખાતાં.
ભૂત કૃ०—લખાયો, લખાઈ, લખાયું; લખાયા, લખાઈ, લખાયાં.
વિશેષભૂ० કૃ०—લખાયલો, લખાયલી, લખાયલું; લખાયલા—યલી—યલાં.
ભવિષ્ય કૃ०—લખાવાનો, લખાવાની, લખાવાનું; લખાવાના—વાની—વાનાં.
સંબં० ભૂત કૃ०—લખાઈ, લખાઈને.

સહભેદમાં કર્મ સહક થઈ, કર્તા જેવો થઈ જાય છે. અને ગુજરાતીમાં પહેલો, બીજો પુરૂષ (પ્રાણીવાચક શબ્દ) સહક તરીકે લઈ, આ રૂપ વાપરવાનો ઘણો થોડો ચાલ છે. તેથી ઘણાં સકર્મક ક્રિયાપદનાં રૂપ આ ભેદમાં પુરૂષ પ્રમાણે ફરતાં નથી (હું **મનાઉં છું, તું ગણાતો હતો, અમે કહેવાઈએ છીએ,** એહાવાં કોઈનાં રૂપ છે.) માટે ત્રીજા પુરૂષનાં રૂપજ આપ્યાં છે.

| નિશ્ચયાર્થ. | સંશયાર્થ. |
| --- | --- |
| વર્તમાન—લખાય | લખાય |
| ભૂત—લખાયો, લખાઈ, લખાયું વ૦ | લખાત |
| ભવિષ્ય—લખાશે | લખાશે |
| દ્વિત્વવર્તમાન—લખાય છે | લખાતો-તી-તું હોય વ૦ |
| વર્તમાનભૂત—લખાતો હતો, લખાતી હતી વ૦ | લખાતો-તી-તું હોત વ૦ |
| વર્ત૦ ભવિષ્ય—લખાતો હશે, લખાતી હશે વ૦ | લખાતો હશે વ૦ |
| ભૂતવર્તમાન—લખાયો-ઇ-યું છે વ૦ | લખાયો-ઈ-યું હોય વ૦ |
| દ્વિત્વભૂત—લખાયો હતો, લખાઈ હતી વ૦ | લખાયો-ઈ-યું હોય વ૦ |
| ભૂતભવિષ્ય—લખાયો હશે વ૦ | લખાયો હશે વ૦ |
| વિ૦ ભૂ૦ વ૦—લખાયલો-લી-લું છે વ૦ | લખાયલા-લી-લું હોય વ૦ |
| વિ૦ દ્વિ૦ ભૂ૦—લખાયલો હતો, | લખાયલા-લી-લું હોત વ૦ |
| ભવિષ્ય વ૦—લખવાનો-ની-નું છે વ૦ | લખાવાનો-ની-નું હોય વ૦ |
| ભવિષ્યભૂત—લખાવાનો હતો વ૦ | લખાવાનો-ની-નું હોત વ૦ |
| દ્વિત્વભવિષ્ય—લખાવાનો હશે વ૦ | લખાવાનો હશે વ૦ |

### 'લખ' મૂળ. નિષેધરૂપ.

નિષેધરૂપ બનાવતાં જ્યાં મિશ્રકાળમાં 'હો' ને બદલે 'છ' વપરાય છે તેનાં નિષેધરૂપમાં 'નથી' આવે છે:—**લખતો નથી, લખાતું નથી, લખાવાનું નથી, લખાયું નથી,** વ૦; બીજાં રૂપોમાં નકાર છૂટો આવે:—**લખાયું ન હોય, લખાયું ન હતું.**

### 'લખ' મૂળ પ્રેરકરૂપ.

(પ્રેરકના નિયમ પ્રમાણે પ્રત્યય લગાડયાથી આ રૂપો બને.)

પ્રેરકરૂપનો આજ્ઞાર્થ અને સહભેદના સામાન્ય કૃદંતનાં રૂપ મળતાં આવે છે:—જેમકે 'તમારાથી એહાવો ગ્રંથ **લખાવો** સહેલ નથી' એમાં **લખાવો** એ સહભેદનો સામાન્ય કૃદંત છે; પણ 'તમે ડિકટેશન **લખાવો**' એમાં **લખાવો** એ પ્રેરકરૂપ છે.

# અવ્યય ( અવ્યય ) શબ્દો.

## ક્રિયાવિશેષણ.

**૧૫૧.** ઉપયોગ—ક્રિયાવિશેષણ, ક્રિયા વિષે કાળ (વખત), સ્થળ (ઠેકાણું), રીતિ (રીત), ન્યુનાધિક (ઓછું, વત્તું), સ્વીકાર (હા કહેવી), નિષેધ-નકાર (ના કહેવી), પ્રશ્ન, અને કારણ કે પરિણામ બતાવે છે. આ ઉપરથી એના મુખ્ય ૮ વર્ગ પાડી શકાયઃ-**કાળવાચક, સ્થળવાચક, રીતિવાચક, પરિમાણવાચક, સ્વીકારવાચક, નકારવાચક (નિષેધાર્થ), પ્રશ્નાર્થ** અને **કારણ કે પરિમાણદર્શક.**

આ આઠ વર્ગનાં ક્રિયાવિશેષણ તેના પેટાવર્ગ સહિત નીચે આપ્યાં છે.

**૧૫૨. કાળવાચક**—( અમુક વખત )=જ્યારે, ત્યારે, (જેવે, તેવે-જેવો, તેવો), જેવારે, તેવારે, અત્યારે, હમણાં, આવાર, આઘડી, તત્કાળ, તત્ક્ષણ, તરત, તરતાતરત, હવે, હવેપછી (આજ, આજે, કાલ, કાલે, પરમદહાડે, સ્હવારે, સાંજે, વહાણે, રાતે, બપોરે, મધરાતે), ઓણ, પોર, પરાર, હોણસાલ, કદી, કેદી, વળતી, પછી, હજી, પ્રથમ, પહેલાં, પૂર્વે, પછીથી, અગાઉ, અગાડી, અંતે, આખરે.

(દરમ્યાન)—હાલ, હાલમાં, પળમાં, પલકમાં, હજુસુધી; વગેરે.

(ઝાઝુ વખત)—હમેશાં, સર્વદા, સદા, સર્વકાળ, રોજ, નિત્ય, નિરંતર, ઝાઝુ, અહોનિશ ; (વખતની પુનરાવૃત્તિ),-વારંવાર, વારેવારે, વારેઘડીએ, ઘડીએઘડીએ, ઘડીઘડી, ક્ષણેક્ષણે, રોજરોજ, નિતનિત, દિનદિન, દહાડેદહાડે, ઘણીવાર, વારાફરતી, ફેરેફેરે, વર્ષોવર્ષ, એકાંતરે, બેવાર, ત્રણવાર, વ૦.

**૧૫૩. સ્થળવાચક**—જ્યાં, ત્યાં, જહિં, તહિં, ક્યાં, કહિં, હ્યાં, અહિં, પણે, જ્યાં આગળ, ત્યાં આગળ, અહિંઆગળ, અંતરિક્ષ, અંતરિયાળ, દૂર, આઘા, અળગા, આમ, આણીગમ, આણીતરફ, આણીકોર, આબાજુ, તેમ, તેણીગમ, તેણીતરફ, તેબાજુ, જેમ, જેણીગમ, જેતરફ, કેમ, કેણીગમ. કેણીતરફ, ઉગમણા, આથમણા. ઉત્તરાતા, દખણાતા ; (ઘણા સ્થળવાચક નામયોગી અવ્યય ક્રિયાવિ૦ તરીકે વપરાય છે; જોવું નામયોગી).

૧૫૪. રીતિવાચક—(સાધારણ રીત)-આમ, એમ, તેમ, જેમ, કેમ. આપ્રમાણે, તેપ્રમાણે, એપ્રમાણે, આસ્તે, ધીમે, હળવે, આસ્તેઆસ્તે, ધીમેધીમે, હળવેહળવે, પેરેપેરે, રહેતેરહેતે, થોડેથોડે, ઓચિન્તું, અકસ્માત, એકદમ, જોરભેર. છાતીફાટ. સારીપેઠે. વ્યર્થ. ફોગટ, નકામું, (સારૂં, ઠીક, નઠારૂં, સરસ, નરસ વગેરે. આ અર્થે ક્રિયાવિશેષણ તરીકે વપરાય છે).

(નિશ્ચયદર્શક—ખરે, ખરૂં, ખચીત, ખરેખર, અવશ્ય, જરૂર, નિશ્ચે, નક્કી, મુક્કરર, ખસુસ. બેધડક, નિશંક, નિસંશય, બેશક, બેફિકર.

(સંશયદર્શક)—કદાચ, કદાપિ, કદાચિત્, કદી, રખે, ઘણુંકરીને, સોવસા, ચાલતાંસુધી, બનતાંસુધી, (તિરસ્કારવાચક)—ખેર, છો, છોને.

(અનુકરણવાચક)—ધમધમ, ચમચમ, છમછમ, ધબધબ, કડાકડ, તડાતડ, ધડાધડ, ફડાફડ, ધમદઇને વ૦.

૧૫૫. માપ-પરિમાણવાચક (ન્યૂનાધિકદર્શક)-(ન્યૂનતા). થોડું, ઓછું, અલ્પ, જુજ, જરા, જરાતરા, જરાક, જરાએક; કિન્ચિત, કંઈક, લગાર, લગારેક, રજ, રજમાત્ર, થોડુંઘણું, ઘણુંખરૂં, સહેજ, લેશ; વગેરે. (અધિકતા)—ઘણું, બહુ, વધારે, અતિશય, પુષ્કળ, વિશેષ, અધિક; (તૃપ્તિ)—બસ, એટલું, બરાબર, બહુ, પુષ્કળ, પૂરણ, ઘણું, સંપૂરણ વ૦. (પૂર્ણતા)—છેક, તદન, બીલકુલ, જરેજર, રજેરજ, પૂરેપૂરૂં.

૧૫૬. સ્વીકારવાચક—(હા કહેવી-કબૂલ કરવું. એવા અર્થનાં)—હા*, હાસ્તો (હાજતો), ઠીક, ભલે, સારૂં, વારૂ (હોવે).

૧૫૭. નકારવાચક—ના*, નહિ, ન (ના), મા, નવ.

નહિ, ન—ક્રિયાપદના કોઇપણ રૂપની સાથે વપરાય. ના (નો)—આજ્ઞાર્થ વર્તમાનકૃદંતની સાથે વપરાય. મા—આજ્ઞાર્થે શુદ્ધ વર્તમાન તથા ભવિષ્યની સાથે વપરાય. નવ—માત્ર કવિતામાં વપરાય.

૧૫૮. પ્રશ્નાર્થ—ક્યારે, કેવારે, ક્યાં, કેણીગમ, કેમ, કેટલું, કાં, કેમ (શામાટે-શાવાસ્તે); એમાં કાળ, સ્થળ, રીતિ, પરિમાણ, કારણ વગેરે અર્થો રહેલા છે, એટલે જુદો પ્રકાર ગણાય નહિ.

---

* 'હા' ને 'ના' નામ તરીકે પણ વપરાય:—'તેણે હા કહી—ના કહી.'

**૧૫૯. કારણ કે પરિણામ દર્શક**—જેથી કાંકે, કેમકે, તેથી, તેથી કરીને, એથી, અહાવા કારણદર્શક ક્રિયાવિશેષણ હંમેશાં બે વિચારને જોડે છે. માટે એને ઉભયાન્વયીમાં ગણેલા છે. ( જોવું–ઉભયાન્વયી ).

**સૂચના.**—ક્રિયાવિશેષણ-શબ્દ અવ્યય કહેવાય છે, એટલે એનું રૂપ ફરે નહિ, પણ કેટલાંએક વિકારી વિશેષણ ક્રિયાવિશેષણ તરીકે વપરાયલા હોય, ત્યારે ક્રિયાનાથ પ્રમાણે તેને જાતિદર્શક પ્રત્યય ઓ, ઈ, ઉં લાગે છેઃ—જેમકે 'તે **મોડો** આવ્યો.' 'પેલી છોડીને **ઘણી** મારી.' 'ઢોર **વહેલાં** છૂટયાં,' વ૦.

વિવિધ અર્થે કોઈવાર ક્રિયાવિશેષણને પ્રત્યય લાગે છેઃ—આગળથી, પાછળથી, શરૂથી, ઓણથી, હમણાથી વ૦. (એમાં અપાદાનનો અર્થ છે.)

નામને કેટલીકવાર **થી** પ્રત્યય લાગી ક્રિયાવિશેષણ જેવાં થાય છેઃ—ઝડપથી, ઉતાવળથી, જલદીથી, વ૦.

કેટલીએકવાર બે ત્રણ શબ્દો સાથે આવી ક્રિયાવિશેષણ જેવા થાય છેઃ—ઝડપબંધ, વખતસર, ખાત્રીપૂર્વક, ખરૂંજોતાં, કહેતાંવાર, ચડપ લઈને, ગુપચુપ, છાનામાના, યથાયોગ્ય, યથારૂચિ, યથાશક્તિ, વગરબોલે (બોલ્યે,) વણદીઠે, અને એવા બીજા શબ્દો.

**પદચ્છેદને લગતી સૂચના.**

કેટલાંક વિશેષણ, ક્રિયાવિશેષણ તરીકે આવે છે; માટે એવા શબ્દો નામનો ગુણ બતાવે ત્યાં વિશેષણ કહેવાય, પણ ક્રિયાનો વધારો બતાવતા હોય ત્યાં તો ક્રિયાવિશેષણ કહેવાયઃ—તે **ઘણું** શોભે છે.

કેટલાંએક ક્રિયાવિશેષણની સાથે છઠ્ઠીના પ્રત્યય આવી નામની આગળ વપરાય છે, ત્યાં તેને વિશેષણ કહેવાં: **આગળની** (આગલી) વાત, **પાછળની** (પાછલી) તવારીખ, **પોરનો** ઉનાળો, ઉપ**રનો** ગોખલો, **હેઠેની** શીડી, **પાસેનો** ઓરડો વ૦.

**માત્ર, ફક્ત** ( તેમજ 'જ' ને કોઈવાર **કેવળ** ) જ્યારે નામની સાથે હોય ત્યારે વિશેષણ છેઃ—**માત્ર** નગીનદાસ, **ફક્ત** તું; (હું **જ**, તે જ, નગીનદાસજ વ૦); પણ જ્યારે વિશેષણ કે ક્રિયાપદની સાથે સંબંધ રાખે ત્યારે ક્રિયાવિશેષણ ગણાય :—**માત્ર** ચાર, **ફક્ત** બોલી જાઓ,

એ કેવળ મૂર્ખ છે; **એકજ, કરવુંજ**—એમાં 'જ' ભાર કે (આગ્રહ) બતાવે છે, માટે નિશ્ચયદર્શક ક્રિયાવિશેષણ છે.

**પણ. સુદ્ધાં, એ, બી,** જ્યારે 'પણ' ના અર્થમાં આવે ત્યારે ક્રિયાવિશેષણ છે:—**હું પણ,** તમે **સુદ્ધાં, તુંએ, તેબી,**; (**હુંઓ, તુંય,**—આમાં **ઓ** ને **ય** પણ ક્રિયાવિશેષણ (**એ**) જેવા છે).

## નામયોગી.

**૧૬૦. ઉપયોગ**—નામ કે નામતરીકે વપરાયલા શબ્દોની પાસે આવી, તેને. ક્રિયાપદ વગેરેની સાથે, ઠેકાણું, વખત, કારણ વગેરેનો સંબંધ બતાવે છે.

ઠેકાણું બતાવનાર—અગાડી, અંદર, આગળ, આસપાસ, ઉપર, કને, તળે, નીચે, પર, પછાડી, પાછળ, પછવાડે, પાસે, પૂઠે, પૂઠળ, બહાર, મધ્યે, માંહે-મોઝાર, લગોલગ, વચ્ચે, વચ્ચોવચ્ચ, વાંસે, સમીપ, સંમુખ, સામે, સામા, સાથે, સોડે, દ્વારે. હેઠે, હેઠળ.

વખત બતાવનાર—અગાઉ, અગાડી, આગળ, પછી, પછાડી, પછવાડે, પછાત, પાછળ, પૂઠે, પૂઠળ, પહેલાં, વાંસે.

(ઠેકાણું અને વખત બતાવનારા ઘણા નામયોગી અવ્યયો, ક્રિયાવિશેષણ તરીકે વપરાય છે.)

અભાવ (બાતલ)—વગર,* વણ, વિના, સિવાય, પાખે, ઉપરાંત.

કારણ-કારણ બતાવનાર-કરીને, થકી, લીધે.

નિમિત્ત—અર્થે, કાજે, વાસ્તે, માટે, નિમિત્તે.

સંબંધ—વિષે, સંબંધી, સંબંધે. અવેજ-બદલો—બદલે, સાટે.

સાધન—વતે, વડે, મારફતે, હસ્તક, દ્વારા.

સાહિત્ય—સમેત, સહિત, સોત, સુદ્ધાં.

દિશા (બતાવનાર)—ગમ, ગમી, ભણી, તરફ.

રીતિ—પેઠે, ગોડે, માફક. મર્યાદા-છેડું—પર્યંત, લગી, સુધી.

---

*વગર, વણ, વિના, બિન વગેરે નામયોગી નામની પૂર્વે આવીને સામાસિક શબ્દ સાધિત કરે છે. એવા શબ્દો ઘણુંકરીને ત્રીજી વિભક્તિમાં આવે છે; માટે એમાંથી નામયોગી જુદો પાડવો નહિ, પણ એમાં ક્રિયાવિશેષણનો અર્થ રહેલો છે એટલે એને પદચ્છેદમાં ક્રિયાવિશેષણ કહેવા:—જેવાં કે—**વગરલેવેદેવે, વણમાગે, વિણઅપરાધે, વિનાકારણ**—(કારણે), **બિનતકરારે, વગરકહ્યે, વગરવાંકે, વગર હરકતે** વ૦.

**૧૬૧.** નામયોગી અવ્યય મૂળે નામ છે; તેથી જે શબ્દની સાથે તે જોડાયલા હોય તે છઠ્ઠી વિભક્તિમાં હોય છે; અને ઘણું કરીને **ના**, **ની**, કે **ને**, આ ત્રણમાંથી કોઈ પ્રત્યય આવે છે.

**૧૬૨.** ઘણું કરીને નર કે નાન્યતર નામ પરથી થયલા જેવા નામયોગીની પૂર્વે **ના**, નર કે નાન્યતર નામની સાથે સાતમીનો પ્રત્યય 'એ' આવીને થયલાની પૂર્વે **ને** (છઠ્ઠી સાથે સાતમી), અને નારી જાતિનાં નામ જેવા નામયોગીની પૂર્વે **ની** આવે છે. આ પ્રત્યય કોઈવાર વપરાય છે અને કોઇવાર અધ્યાહાર રહે છે.

જેની પૂર્વે **ના** આવે એવા—કરતાં, વડે, વતે, વગર, વિના, સમેત, સહિત, સંબંધી, સિવાય, (સોત, સુદ્ધાં).

જેની પૂર્વે, **ની** આવે એવા—જોડે, નીચે, પછવાડે, પાછળ, પાસે, પૂઠે, પૂઠળ, પૂર્વે, પેઠે, બહાર, મધ્યે, માંહે, વચ્ચે, સાથે, હેઠે. આ સિવાયના બીજાઓની આગળ પણ **ની** આવે છે, અને કોઈ **ની** ને બદલે, આમાંના કોઈની સાથે **ના** પણ વાપરે છે.

જેની પૂર્વે **ને** આવે એવા—અર્થે, કાજે, કારણે, બદલે, માટે, લીધે, વાસ્તે, વિષે, સાટે, સારૂ.

**કરીને** અને (**વતી**)—એની આગળ ત્રીજીનો પ્રત્યય એ આવે:— હાથે કરીને, તેણે કરીને, (ચપ્પુએવતી—ચપ્પુવતી) આમાં 'કરીને, ખરૂં-જોતાં '**એ**' પ્રત્યયનો ભાગ ગણાય.

## પદચ્છેદને લગતી સૂચના.

ઘણાખરા ઠેકાણું ને વખત બતાવનાર નામયોગી, ક્રિયાવિશેષણ તરીકે વપરાય છે; માટે જ્યાં નામ કે સર્વનામની સાથે આવેલા હોય ત્યાં નામયોગી:—જેમકે 'તે મારી ઉપર છે,' હું છગનની **અગાડી** આવ્યો;' અને નામની સાથે નહિ આવતાં, માત્ર ક્રિયાપદનો વખત કે ઠેકાણું બતાવે ત્યારે ક્રિયાવિશેષણ કહેવાય:—'હું ઉપર બેઠો છું,' 'તે **અગાડી** આવ્યો.'

નામયોગીને છઠ્ઠીનો પ્રત્યય લાગેલો હોય ત્યારે તે વિશેષણ જેવા ગણાય:—ભાન-**વિનાનો** છોકરો, ઘર-**ઉપરનાં** માણસો.

ઠેકાણું અને વખત બતાવનાર ક્રિયાવિશેષણમાં જગા કે વખતનાં નામ જેવો અર્થ રહેલો, તેથી એની સાથે નામયોગી વપરાય છેઃ–ત્યાં આગળ, હવેપછી, ત્યાંસુધી, અત્યાર લગી વ૦; આમાં નામયોગીને જુદાં લેવાય તો આગલા ક્રિયાવિશેષણને 'નામ તરીકે વપરાયલો, સંબંધાર્થે ષષ્ઠી' કહેવાય; અથવા બેઉને સાથે ક્રિયાવિશેષણ પણ કહેવાય.

## ઉભયાન્વયી.

**૧૬૩. ઉપયોગ**—ઉભયાન્વયી અવ્યય ઘણું કરીને બે વાક્યને જોડે છે. બે શબ્દને જોડે ત્યાં બે વિચાર જુદા પાડી બે વાક્ય બનાવી શકાયઃ–જેમકે 'રામદાસ **ને** લાલભાઈ આવ્યા હતા'='રામદાસ આવ્યો હતો **અને** લાલભાઈ આવ્યો હતો.' કોઈવાર એવો અર્થ હોય છે કે બે વગર ક્રિયા શોભે નહિ કે થાય નહિ, ત્યાં જુદાં વાકયો બને નહિઃ– જેમકે "બે **ને** બે ચાર થાય" (એમાં 'ને' એક વાકયમાં બે શબ્દનેજ જોડે છે), (અને 'બે ને બે' એ આખું 'થાય' નો કર્તા લેવાય.

**૧૬૪.** ઉભયાન્વયી જુદા જુદા પ્રકારના સંબંધ બતાવે છે. તે ઉપરથી એના મુખ્ય ૫ પ્રકાર કર્યા છેઃ–**સમાનાર્થદર્શક, ભિન્નાર્થદર્શક, કારણદર્શક, પરિણામદર્શક, સંકેતદર્શક;** વળી **વાક્યવર્ધકને** પણ એક મુખ્ય પ્રકારમાં લઇએ તો ૬ થાય.

૧. **સમાનાર્થદ૦**—બે સરખી પંક્તિના વિચારને જોડે છે તેઃ– અને, ને, તથા, વળી, બીજું, વ૦ એના બે પેટાવર્ગ પડે.

સંગસૂચક—અને, તથા, ને, એક વિચારની સાથેજ વળગેલો બીજો વિચાર—એ એની વચમાં વાકયયોગી આવે છેઃ—જાઓ **અને** વહેલા આવો.

વિશેષાર્થદર્શક—વળી, વળતી, હવે, પછી, પાછું, ત્યારબાદ, બીજું, એ ઉપરાંત. (એક વાતની સાથે કંઈ બીજું કહેવું એવે અર્થે વપરાય છે).

૨. **ભિન્નાર્થદર્શક**—બે જુદા અર્થના વિચારને જોડે છે તેઃ— એના પણ બે પેટા વર્ગ છે.

વિકલ્પસૂચક—કિંવા, વા, અથવા, અગર, કે, યાતો.

વિરૂદ્ધાર્થસૂ૦—પણ, પરંતુ, સામું, ઉલટું, તથાપિ, તોપણ, તેછતાં તેમછતાં, એમછતાં, બાકી, વ૦.

૩. **વાક્યવર્ણક**—કે, જે (કોઈનું કહેવાનું કે બોલવાનું શરૂ થતાં, કે કોઈનું કહેલું કે બોલેલું શબ્દેશબ્દ ફરી પાછું બોલતાં વપરાય છે તે):—તેણે કહ્યું કે 'તમે ક્યારે આવશો?' તમારા મનમાં એવું છે જે દેવજીની ક્ષમા માગવી જોઈએ.

૪. **કારણદર્શક**—એક વાક્યના વિચારનું કારણ બીજા વાક્યમાં છે એવે અર્થે વાક્યને જોડે છે તે:—કારણકે, કારણજે, કેમકે, કેમજે, કાંકે, કાંજે, શામાટેજે, એટલામાટેકે, વ૦.

૫. **પરિણામદર્શક**—બીજા વાક્યમાં પહેલા વાક્યનું પરિણામ છે એવે અર્થે બે વાક્યને જોડે છે તે:—માટે, તેમાટે, તેઉપરથી, તેથી, તેથીકરીને, એમાટે, એટલામાટે, એઉપરથી, એથી, એથીકરીને, એટલે વ૦.

૬. **સંકેતબોધક**—બીજા વાક્યના વિચારનું ધોરણ પહેલાની શરત ઉપર રહેલું છે એવે અર્થે બે વાક્યને જોડે છે તે:—અહાવા ઉભયાન્વયી ઘણુંકરીને જોડકાં હોય છે તેને **પૂર્વાપર** વાક્યયોગી કહે છે. તેમાં પહેલો અધ્યાહાર રહે પણ બીજો તો આવવો જોઇએ:—જો–તો, જોકે–તોપણ, અગરજો–તોપણ, જ્યારે–ત્યારે, જેમ–તેમ, જેવો તેવો–કે તરત, કદાચ–તોપણ, આમકરીને–કે તરત વ૦. નહિતો, નીકર, બાકીતો–એકલા વપરાય છે; (એ વિરૂદ્ધાર્થદર્શકમાં ગણાય).

**વિશેષસૂચના—તો,** એ વાક્યમાં કોઈ શબ્દની સાથે આવી વિવિધ અર્થ દર્શાવે છે:—'હું **તો** આવ્યો,' 'બોલ **તો** ખરો,' 'મારાથી એવું બોલાયું **તો** ખરૂં' વગેરે; અહાવાં વાક્યોમાં મારીમચરડીને **જો** આવે એવું એનું સંબંધી વાક્ય બનાવી, **તો** ને વાક્યયોગી કહેવા ધરાય; પરંતુ સંસ્કૃતમાં **तु** જે આ અર્થે કેવળ ક્રિયાવિશેષણની પેઠે વપરાતો અવ્યય છે તેનો એ અપભ્રંશ છે; માટે **જો** નો સંબંધ ન હોય ત્યાં **તો** ક્રિયાવિશેષણ લેવાય.

વળી કોઈવાર આ **तु** નો **તે** થયલો જણાય છે; ત્યાં એને **તો** જેવો ગણી, ક્રિયાવિશેષણ લેવો:—એમ તે (=તો) કેમ ચાલે. તું તે કોણ?

**વિશેષ ચેતવણી**—કેટલાંએક નામયોગી, ક્રિયાવિશેષણ અને ઉભયાન્વયી, એકસરખા રૂપનાં છે; માટે નામસાથે હોય ત્યાં **નામયોગી**, ક્રિયાપદનો ગુણ બતાવે ત્યાં **ક્રિયાવિશેષણ**, અને બે વાક્યને જોડે ત્યાં **ઉભયાન્વયી**, એમ ઓળખી કાઢવાં:—જેમકે 'તારા **પછી** કોણ આવે છે; 'તું **પછી** આવજે' 'તે વાંચીને બેસી ગયો; **પછી** પાછો ઉભો થઇને બોલવા મંડયો.'

## ઉદ્‌ગાર (કેવળપ્રયોગી).

**૧૬૫. ઉપયોગ**—હર્ષ, શોક, ગભરાટ, આશ્ચર્યતા, તિરસ્કાર, આશિષ વગેરે મનમાં એકાએક થઈ આવતો ઉછાળો બતાવવાને, વાક્યમાં બીજા શબ્દની સાથે સંબંધ ન રાખતાં છૂટાજ વપરાય છે. પદચ્છેદમાં એને સાધારણ રીતે **કેવળપ્રયોગી અવ્યય** કહે છે.

એના વિવિધ અર્થ પ્રમાણે ભાગ પાડી નીચે આપ્યા છે:—

**હર્ષ** (ની સાથે સંતોષ–સુખ,—હાસ, હાસહાસ; આહા; અહા, વાહ, વાહવાહ.

**શોક** (દુઃખ)—અં, ઉં, આં, અરે. અરેરે, અરેઅરે, ઓરે, ઓહો, હેં, ઓય, ઓયરે, ઓયઓય, હાય, હાયહાય, હાયરે.

**ગભરાટ**—હાયહાય, અરરર, હાયરે–બાપ વ૦.

**આશ્ચર્યતા**—ઓહો, અધધધ, બાપરે, મારે, હેં, આહા, વાહ, વાહવાહ, ઠીક, વાહરે વ૦; (આશ્ચર્યતાની સાથે કોઈવાર શક અને કોઈવાર નિશ્ચય બતાવનાર) ખરે, ખરેખાત, ખરેખર, નક્કી, નિશ્ચય, બેશક વ૦.

**તિરસ્કાર**—થુ;, છીઃ, મેર, છી, છટ્, છીટ્, હત્, ઉંઃ, અંઃ, ધિક્, ધિક્‌ધિક્, ફટ્, ફટ્‌ફટ્, પોઇસ, વારૂવારૂ, ચુપ, બસ, વ૦.

**આશિષ** (ની સાથે સંતોષ અને હર્ષ)—ભલે, ઠીક, શાબાશ, વાહવા, ધન્ય, ધન્યધન્ય, કલ્યાણ, જયજય, વ૦.

**સૂચના**—આમાંના ઘણાખરા એકનાએક શબ્દો, જુદે જુદે અર્થે વપરાય છે, માટે અર્થ પ્રમાણે જુદા જુદા વર્ગમાં લેવાય.

**ચેતવણી**—કેટલીકવાર નામ વગેરે શબ્દો ઉદ્‌ગાર તરીકે વપરાયલા હોય ત્યાં તેનો વાક્યમાં સંબંધ નહિ હોય, એટલે તેને પદચ્છેદમાં

કેવળપ્રયોગીજ કહેવા; વળી નામની બાબતમાં સંબોધનનો અર્થ નહિ હોય ત્યાં ઉદ્દગારને સંબોધન વિભક્તિમાં લેવો નહિ: જેમકે 'અરે રામ! તું મને દુઃખમાંથી છોડવ' એમાં રામ એ સંબોધન છે; પણ અરે રામ! આ શું થઈ ગયું! એમાં 'અરે રામ' એ કેવળપ્રયોગી અવ્યય જેવો છે, કારણ કે સંબોધનનો અર્થ નથી. એહાવા નામને ઉદ્દગારાર્થે પ્રથમા વિભક્તિમાં લેવાય. (જોવું પાનું ૩૩—વિભક્તિ).

અરે રામ, શિવશિવ, હરીહરી, અરેબાપ, બાપરે, મારે. ઓભાઇરે વગેરે શબ્દોમાં લાચારીનો અર્થ રહેલો છે. કારણ કે કેવળ લાચારીથી માણસનું વલણ કોઈ મદદગાર (પરમેશ્વર કે સગાં સંબંધી) તરફ થઈ, સ્વાભાવિક રીતે એહાવા શબ્દો બોલાય છે.

કોઈવાર આશ્ચર્યતા(ની સાથે ક્રોધાવેશ)ના અર્થમાં—શો ગજબ, શો કોપ, શી વાત, આતો શું.

લાચારી (નિરૂપાયપણું)—ખેર, છો, હશે, લાચાર, લાઈલાજ, નસીબ, ભવિષ્ય, કિસ્મત, ભાવિ, લખ્યાલેખ વ૦

ડચ્ચકારો ને બુચકારો*—બોલવામાં ના કહેતાં ડચ્ એવો ઉચ્ચાર વાપરે છે તેમજ હા કહેતાં બુચ્-મુચ્ એવો ઉચ્ચાર વાપરે છે, એ ઉચ્ચારણોને ડચ્કારો ને બુચ્કારો કે મુચ્કારો નામ અપાય. (એ નકારવા૦ ને સ્વીકારવા૦ ક્રિયાવિશેષણ જેવા છે).

---

નીચેના મનોયત્નમાં આપેલાં વાક્યોમાંથી દરેક જાતના અવ્યય બતાવો, અને તેના ઉપયોગ કહો.

### મનોયત્ન ૯ મો.

તમારે માટે હું માળે આવતો હતો, પણ કઠેરા આગળ ઠોકર વાગી તે નીચે પડ્યો. ૨ તેણે એવું પણ લીધું કે માર ખાશે તો ખેર, પણ હું પણ બ્રાહ્મણ ક્યારે કે ચાલતાં સુધી એને જંપીને બેસવા ન દઉં. ૩ તમે વહેલા આવશો તો ઠીક, નહિ તો પછી પસ્તાશો. ૪ ઓ! અમણાં તમારી પાછળ આવ્યો. ૫ પહેલાં મારે ત્યાં આવજો. ૬ કેમ! તેને અહિંયાં નહિ જાઉં? ૭ છાનામાના હું કહું તેમ કરોની. ૮ ઠીક સમજ્યો, એમ તો એમ. ૯ ત્યારે તમે તો નહિ આવવાના કે? ૧૦ તુંજ આવજેની ભાઈ, વળી કેમ ભમ્યો? ૧૧. હાલમાં જેમ છે તેમજ રહેવા દો, આગળ થઈ રહેશે. ૧૨ તું તે કેવો માણસ? જાની, હું આ આવ્યો.

---

*ના કહેતાં (અહ:ત્ક્) અને હા કહેતાં (હ:ત્ક્) એહાવા ઉચ્ચારો પણ બોલવામાં વપરાય છે.

## પદચ્છેદ—તેની રીત, કઠિણ શબ્દો, નમુના.

૧૬૬. પદચ્છેદ—વાક્યના હરેક શબ્દને જુદો લઈ વ્યાકરણના સંબંધમાં તેને લગતી સઘળી બાબત કહેવી એનું નામ પદચ્છેદ કરવું અથવા વ્યાકરણ કરવું.

(૧) શબ્દના વર્ગ સારી રીતે ઓળખવા એ પદચ્છેદનો મૂળ પાયો; એની સાથે, નામ, સર્વનામ અને વિશેષણના પ્રકાર તથા, તેની જાતિ, વિભક્તિ ને વચન કહેવાં એનું નામ સાદું પદચ્છેદ.

(૨) શબ્દોના વર્ગ તેના પ્રકાર, નામ વગેરેની જાતિ વિભક્તિ વચન, ક્રિયાપદનો મૂળ, ભેદ, અર્થ, કાળ, પ્રયોગ વગેરે, તથા અવ્યયના પ્રકાર અને એ સર્વનો વાક્ય સંબંધ બતાવવો એનું નામ સંપૂર્ણ પદચ્છેદ.

### સંપૂર્ણ પદચ્છેદ કરવાની રીત.

નામ—નામની સાથે તેનો પ્રકાર, જાતિ, અર્થસહિત વિભક્તિ તથા વચન અનુક્રમે કહી, પછી તેનો વાક્યસંબંધ કહેવો.*

સર્વનામ—નામ પ્રમાણે.

વિશેષણ—વિશેષણનો પ્રકાર કહી, પછી તેના વિશેષ્ય(ફલાણા)પ્રમાણે જાતિવચન એમ કહેવું; અથવા વિશેષ્ય કહી, જાતિવચન છૂટાં કહેવાં.

ક્રિયાપદ—ક્રિયાપદનો વર્ણ, મૂળ, ભેદ, અર્થ, કાળ, પુરૂષ, જાતિ, વચન, અને તેનો કર્તા, કર્મ ને ક્રિયાનાથ કહી, પછી પ્રયોગ કહેવો.

અવ્યય—અવ્યયનો; અર્થ, અને વાક્યનો સંબંધ કહેવો.

**વિશેષ સૂચના:**—ગુજરાતી ભાષાનું વલણ એવું છે કે કર્તા કે કર્મ તરીકે આવતા સર્વનામ શબ્દો, ઘણાખરા અધ્યાહાર રહે છે; એ ક્રિયાપદના રૂપ ઉપરથી કે સંબંધ જોઇને કહેવા:—જેમકે 'તમે કહ્યું હતું કે કાલે આવીશું અને નહિ આવ્યા તેથી ઘણો દીલગીર છું'—એમાં રૂપ અને સંબંધ જોતાં 'આવીશું' નો કર્તા 'અમે,' 'આવ્યા.' નો કર્તા 'તમે', અને 'છું' નો કર્તા 'હું'—એ પ્રમાણે અધ્યાહાર સર્વનામો છે. તેમજ 'તે' 'એ' એવા, શબ્દ, 'કહે' 'બોલ' વગેરે સકર્મક ક્રિયાપદની સાથે ટૂંકાં વાક્યોમાં હમેશાં અધ્યાહાર હોય છે. વખતે 'કહેવાનું' કે 'બોલવાનું' એ—કર્મ, એમ કહેવાય.

---

*હરેકમાં બરાબર રીતે બોલવાની રીત, નમુના વાંચ્યાથી માલમ પડશે.

કવિતાનું પદચ્છેદ કરતાં પહેલાં, તેનાં એક બે ચરણ કે જ્યાં એક પૂર્ણ વિચાર પૂરો થતો હોય ત્યાં સુધીનો ભાગ લઈ, તેને ગદ્યના વાક્યના રૂપમાં મૂકવું; એમ કરવાથી વિભક્તિ વગેરેના પ્રત્યયો જ્યાં જ્યાં ઘટતા હશે ત્યાં આવશે; તેમજ કોઈ પડતા મૂકેલા શબ્દો પણ લાવવા પડશે. પછી તે પ્રમાણે પડતા મૂકાયલા શબ્દ, પ્રત્યયો ધ્યાનમાં લઈ, બધા શબ્દો યોગ્ય સ્થાનમાં મૂકી, પદચ્છેદ કરવું:—'કરવું શું સરજી અહિં'=અહિં સરજીને (આપણે) શું કરવું; 'નાખ્યું બેડું તેની દીશ'=તેની દિશાએ (તેણીએ) બેડું નાખ્યું; 'મુખ વર્ણવ્યું નવ જાય'=મુખે વર્ણવ્યું જાય નહિ 'કવિ ક્યમકરી વર્ણવે, (જો એ=જ્યારે એ) કહેતાં હારે ગિરા નાગભૂપ' =કવિ (તેનું)રૂપ ક્યમકરી વર્ણવે, (જો એ=જ્યારે એ) કહેતાં ગિરા (અને) નાગભૂપ હારે (તો).

## એટલે, કરીને, નામે, નામનો, છતાં, થયાં, આદિ=આદિક, ઈત્યાદિ વગેરે—ને લગતી સૂચના.

**એટલે**—આગલા શબ્દનો અર્થ સમજાવવાને વપરાયલો હોય તો એ 'સંયોજક શબ્દ' ઉભયાન્વયી અવ્યય જેવો છે; એની પૂર્વેનો શબ્દ એની પછીના શબ્દને સમાન વિભક્તિમાં આવે:—કૂપ **એટલે** કુવો.

**કરીને***—એ 'નામે, નામનો' એવો અર્થ બતાવવાને કોઈ નામની સાથે આવે ત્યારે, અવ્યય કૃદંત સંયોજક તરીકે વપરાયલો છે, અને બે નામને સમાન વિભક્તિએ જોડે છે:—મોતી **કરીને** એક છોકરો હશે તે વ૦.

**નામે-નામનો** (સં. नाम्ना)—આ ત્રીજી અને છઠ્ઠી વિભક્તિનું નામ, પછીના નામથી સાથે વિશેષણ જેવે સંબંધે આવી, તેને અને પૂર્વેના નામને સમાન વિભક્તિએ જોડે છે:—રામદાસ નામે છોકરો-લાલા નામના છોકરાને વ૦.

**છતાં**—છ ધાતુ ઉપર તાં પ્રત્યય આવીને અવિકારી કૃદંત જેવો થાય છે; અને તે ઘણીવાર ઉભયાન્વયી તરીકે વપરાય છે:—હું બોલ્યો 'છતાં' તારાથી

---

*કરીને—આ રૂપને 'કરવું' ક્રિયાપદ સાથે નહિ પણ 'કહેવું' સાથે સંબંધ હોય એમ લાગે? 'કહ્યું' ને બદલે અવર ભાગના લોકો 'કીધું.' ('કર'નો ભૂતકાળ) પણ વાપરે છે, 'મેં તમને કહ્યું' ને બદલે 'મેં તમને કીધું.' આ ઉપરથી 'કરીને' એમાં (કહીને-કહેવાઈને-કહેવાતો) એવા અર્થનો ભાસ હોય?

કરીને—'ખાઈ કરીને' આવજે='ખાવું વગેરે કામથી પરવારીને આવજે'—એમાં 'કરી' નો છૂટો અર્થ નથી, આખો સંયુક્ત સાંબંધક ભૂતકૃદંત કહેવાય.

રહેવાયું નહિ; તારી પાસે માણસ (છે-હતાં) છતાં તું ગભરાયો; પણ જ્યારે માત્ર અસ્તિત્વનો અર્થ બતાવવાને કોઈ નામ કે સર્વનામની સાથે આવે છે ત્યારે એને **વર્તમાન કૃદંત** તરીકે લેવો, અને તે નામ કે સર્વનામને એનો કર્તા જેવો ગણી કેવળપ્રયોગી પ્રથમામાં લેવાય:--હું 'છતાં' (છતે) તારે બોલવાની શી જરૂર? બાબા 'છતાં' પનોતી? કોઈવાર નામયોગી જેવો થઈ, આગળના નામ સાથે સંબંધ રાખે છે:—મારા બોલવા છતાં તારે બોલવું પડયું. કોઈવાર વિકારી વિશેષણ તરીકે પણ વપરાય છે:—છતે છોકરે આટલું દુ:ખ; છતાં માણસે જાતે કામ કરવું પડે છે; છતી બાયડીએ હાથે રાંધવાનું વ૦.

**થયાં**—આ ભૂતકૃદંતનું રૂપ અવિકારી છે, અને કોઈ પણ જાતિના નામની સાથે એજ રૂપે વપરાય છે:—તે 'દશ મિનિટ થયાં' ઉભો છે, હું 'દશ વરસ થયાં' ભણું છું. તું 'કેટલા દહાડા થયાં' માંદો છે? આવી રીતે એ કૃદંત, આગળના નામની સાથે નામયોગીને સંબંધે વપરાયલો છે (એ નાન્યતર બહુવચન રૂપ નથી પણ સાતમીના (આં) પ્રત્યયથી થયલું અવિકારી રૂપ જેવું છે).

કેટલાક ભૂતકૃદંત 'શાપ' કે 'ગાળ' ને અર્થે વિશેષણ જેવા, સંબોધન નામની પેઠે છૂટા વપરાય છે, (સકર્મક હોય તો તેમાં સહ્યાર્થ રહેલો છે):—પીટયા, રડયા, ધૂંધા, મુઆ વગેરે.

**'આદિ' 'આદિક'** કોઈ નામની સાથે આવે છે ત્યારે, 'તેને આદિએ લઈને બીજા,' એટલે 'તે અને તેવા બીજા' એવો એનો અર્થ થાય છે. (આદિ પ્રાકૃત શબ્દોની સાથે સંધિ કરી લખવો ઠીક નથી પણ છૂટો લખવો:—'અશ્વાદિ, મનુષ્યાદિ' સારા લાગે; પણ 'ઘોડાદિ, માણસાદિક' એ કાનને સારા લાગે નહિ. 'ઈત્યાદિ' 'વગેરે'—આ અવ્યયશબ્દો ઘણા દાખલારૂપ શબ્દો કહ્યા પછી, કે વાક્યને અંતે આવે છે.

### નમુના—૧. બાપુભાઈ ડાહ્યો છોકરો છે.

બાપુભાઈ—વિશેષનામ, નરજાતિ. કર્તાર્થે પ્રથમાનું એકવચન; 'છે' ક્રિયાપદનો કર્તા અને ક્રિયાનાથ.

ડાહ્યો—વિકારી ગુણવાચક વિશેષણ, એનો વિશેષ્ય 'છોકરો.'

છોકરો—સામાન્યનામ, નરજાતિ, ('બાપુભાઈ' ને સમાન) ક્રિયાપૂરણી અર્થે પ્રથમા; 'છે' ક્રિયાપદનો ક્રિયાપૂરણી.

છે—અકર્મક ક્રિયાપદ, 'હો મૂળ, મૂળભેદ' નિશ્ચયાર્થ વર્તમાનકાળ, ત્રીજો પુરુષ, એકવચન; એનો કર્તા અને ક્રિયાનાથ 'બાપુભાઈ,' અકર્મક, કર્તરિપ્રયોગ.

### ૨. તેણે બધા પાઠ કીધા છે.

તેણે—પુરૂષવાચક સર્વનામ, ત્રીજો પુરૂષ નરજાતિ, કર્તાર્થે તૃતીયાનું એકવચન, 'કીધા છે' ક્રિયાપદનો કર્તા.

બધા—બહ્વર્થ વિશેષણ, એના વિશેષ્ય 'પાઠ' પ્રમાણે જાતિ વ૦.

પાઠ—સામાન્યનામ, નરજાતિ, કર્માર્થે દ્વિતીયાનું બહુવચન; 'કીધા છે' ક્રિયાપદનો કર્મ અને ક્રિયાનાથ.

કીધા છે—સકર્મક ક્રિયાપદ, 'કર' મૂળ, મૂળભેદ, નિશ્ચયાર્થ, ભૂતવર્તમાનકાળ, નરજાતિ, ને બહુવચન; 'તેણે' કર્તા, 'પાઠ' કર્મ અને ક્રિયાનાથ; સકર્મક કર્મણિ પ્ર૦.

### ૩. બાપાએ મને તેજ ઘડિયાળ આપવાનું કહ્યું હતું.

બાપાએ—સામાન્યનામ નરજાતિ, કર્તાર્થે તૃતીયાનું એકવચન; 'કહ્યું હતું' ક્રિયાપદનો કર્તા.

મને—પહેલો પુરૂષ સર્વનામ. સામાન્ય જાતિ, સંપ્રદાનાર્થે ચતુર્થીનું એકવચન; આપવાનું" કૃદંતનો અનુપસ્થ કર્મ.

તે—દર્શક વિશેષણ, એનો વિશેષ્ય 'ઘડિયાળ.'

જ—નિશ્ચયદર્શક ક્રિયાવિશેષણ અવ્યય.

ઘડિયાળ—સામાન્યનામ. નારીજાતિ કર્માર્થે દ્વિતીયાનું એકવચન; 'આપવાનું" કૃદંતનો ઉપસ્થ કર્મ.

આપવાનું—ભવિષ્યકૃદંત, સામાન્યકૃદંત-નામ તરીકે વપરાયલો; કહ્યું હતું' ક્રિયાપદનો કમ અને ક્રિયાનાથ.

કહ્યું હતું—સકર્મક ક્રિયાપદ. 'કહે' મૂળ મૂળભેદ, નિશ્ચયાર્થ, દ્વિત્વભૂતકાળ, નાન્યતરજાતિ. એકવચન, 'બાપાએ' એ કર્તા, આપવાનું" એ કર્મ ને ક્રિયાનાથ, સકર્મક કર્મણિપ્રયોગ.

### ૪. કહેવું એ તો સહેલ (છે).

કહેવું—સામાન્યકૃદંત નામ, 'એ' ને સમાનાર્થે પ્રથમા વિભક્તિ.

એ—દર્શક સર્વનામ, નાન્યતરજાતિ. કર્તાથે પ્રથમાનું એકવચન, 'છે' અધ્યાહાર ક્રિયાપદનો કર્તા અને ક્રિયાનાથ.

તો—નિશ્ચયદર્શક ક્રિયાવિશેષણ અવ્યય.

સહેલ—અવિકારી ગુણવાચક વિશેષણ, એનો વિશેષ્ય 'એ'—( 'છે' અધ્યાહાર ક્રિયાપદનો ક્રિયાપૂરણી ).

**૫. કાળિદાસ એક ઘણો નામાંકિત કવિ થઈ ગયો.**

કાળિદાસ—વિશેષનામ, નરજાતિ, કર્તાર્થે પ્રથમાનું એકવચન, 'થઈ ગયો' ક્રિયાપદનો કર્તા અને ક્રિયાનાથ.

એક—સંખ્યાવાચક અમુક સંખ્યાર્થ વિશેષણ. એનો વિશેષ્ય 'કવિ.'

ઘણો—અધિકાર્થ ક્રિયાવિશેષણ અવ્યય; એ 'નામાંકિત' વિશેષણના અર્થમાં વધારો બતાવે છે.

નામાંકિત—અવિકારી ગુણવાચક વિશેષણ. એનો વિશેષ્ય 'કવિ.'

કવિ—સામાન્યનામ. નરજાતિ. ('કાળિદાસ' ને સામાન) ક્રિયાપૂરણી અર્થે પ્રથમા; 'થઈ ગયો' ક્રિયાપદનો ક્રિયાપૂરણી.

થઈ ગયો—અકર્મક સંયુક્ત ક્રિયાપદ, 'થા–થઈજા મૂળ. મૂળભેદ. નિશ્ચયાર્થ ભૂતકાળ, નરજાતિ. (ત્રીજો પુરૂષ) ને એકવચન; 'કાળિદાસ' એ કર્તા ને ક્રિયાનાથ. અકર્મક કર્તરિપ્રયોગ.

**૬. મારાથી જરા અઢેલીને બેસાય છે ખરૂં.**

મારાથી—પહેલો પુરૂષ સર્વનામ, સામાન્ય-(નર કે નારી-અનિશ્ચિત) જાતિ, કરણાર્થે પંચમીનું એકવચન.

જરા—અલ્પાર્થ ક્રિયાવિશેષણ અવ્યય, 'બેસાય છે' ના અર્થમાં વધારો બતાવે છે.

અઢેલીને—સંબંધકભૂતકૃદંત, રીત બતાવનાર ક્રિયાવિશેષણ તરીકે વપરાયલો.

બેસાય છે—અકર્મક ક્રિ૦, બેસ મૂળ. શક્યભેદ, નિશ્ચયાર્થ દ્વિત્વવર્તમાનકાળ, નાન્ય૦જા૦. ત્રીજો પુરૂષ, એકવ૦ ક્રિયાપદનો ભાવ 'બેસવાનુ' એ કર્તા ને ક્રિયાનાથ, ભાવે પ્રયોગ.

ખરૂં—સ્વીકારવાચક ક્રિ૦ વિ૦ નિશ્ચયદર્શક તરીકે વપરાયલો વ૦

**૭. એ વાત (તમારે) મને કહેવી જોઈતી હતી.**

કહેવી જોઈતી હતી—સંયુક્ત ક્રિયાપદ–સકર્મક, 'કહે' મૂળ, મૂળભેદ, નિશ્ચ૦. વર્તમાનભૂત૦ નારી૦ એક વ૦, 'તમારે' અધ્યાહાર કર્તા. 'મને' અનુપસ્થકર્મ, 'વાત' ઉપસ્થકર્મ અને ક્રિયાનાથ. સકર્મક કર્મણિ પ્રયોગ.

(છૂટું લેતાં):—'કહેવી' —એ સામાન્યકૃદંત, 'જોઈતી હતી' નો સહકર્તા અને ક્રિયાનાથ; અને 'જોઈતી હતી'—એ અપૂર્ણ ક્રિયાપદ યુજ્ ધાતુના સબભેદ યુજ્યતેનો અપભ્રંશ) સબભેદે સકર્મક વ૦; આમ લેતાં 'તમારે'ની વિભક્તિ ચતુર્થી એમ કોઈ ગણે છે).

## વિરામચિહ્ન.

**૧૧૭. વિરામચિહ્ન.**—વાક્યનો અર્થ સ્પષ્ટ જણાવવાને માટે તેમાં વચ્ચે વચ્ચે, ઓછો વત્તો શ્વાસ મૂકવાની (અટકાવની) જરૂર પડે છે; આવી રીતે અટકવાના જે વિશ્રામસ્થળો તે દર્શાવવાને માટે જે ચિહ્ન (નિશાનીઓ) વપરાય છે તેને વિરામચિહ્ન કહે છે. એમાંનાં મુખ્ય નીચે આપ્યાં છે.

, **અલ્પવિરામ (લઘુવિરામ)**—વાક્યના કોઈ અમુક ભાગો 'એકબીજાથી જુદા પાડવાને વચમાં જે સ્હેજ અટકવું પડે તેનું ચિહ્ન:—કેટલાંક સાંધાં, જેવાકે કોણી, ઘુંટણ, ને ઘુંટી તો મજાગરાની પેઠે વળે છે.'

; **અર્ધવિરામ (ગુરૂવિરામ)**—બે પૂર્ણ વિચારની વચ્ચે અલ્પવિરામ કરતાં વધારે અટકીએ, પણ છેક શ્વાસ મૂકી ન દેતાં, પાછો બીજો વિચાર જણાવવો એવી રીતે અરધું અટકવાનું ચિહ્ન.

: **વૃદ્ધિવિરામ**—એક પૂર્ણ વિચારને પાછો બીજી રીતે દર્શાવતાં, કે તેને લગતી તેવીજ બાબતો કહેતાં, વચમાં ઘણો શ્વાસ મૂકીએ, પણ છેક મૂકી ન દેતાં બીજું શરૂ કરવું એવું બતાવનાર ચિહ્ન.

. **પૂર્ણવિરામ (અંત્યવિરામ)**—એક આખો વિચાર કહી રહ્યા પછી પૂરેપૂરો શ્વાસ મૂકી દેવો એવા અર્થનું ચિહ્ન.

? **પ્રશ્નચિહ્ન**—પ્રશ્નરૂપ વાક્યને અંતે મૂકવાનું ચિહ્ન:—'શું કરો છો?' —ગૌણવાક્ય પ્રશ્નરૂપ છતાં, આ ચિહ્ન મૂકાતું નથી:—તેણે પૂછ્યું કે 'તમે કયાં જાઓ છો.'

! **ઉદ્‌ગારચિહ્ન**—આશ્ચર્યતા વ૦ નું ચિહ્ન:—ઓહો! આ તે શું!

- **લઘુરેખા**—બે પદને એક જેવા બતાવવાનું ચિહ્ન. આ લઘુરેખા શબ્દોને છૂટા પાડતાં, **વિગ્રહરેખા** તરીકે પણ વપરાય.

— **ગુરૂરેખા**—વૃદ્ધિવિરામને જેવે અર્થે કંઇ વિશેષ કહેવાનું ચિહ્ન તે. કોઈવાર વૃદ્ધિવિરામ ને ગુરૂરેખા (:—) આ પ્રમાણે સાથે પણ આવે છે.

આ સિવાય કેટલાંક વિવિધ અર્થે વપરાતાં ચિહ્ન નીચે આપ્યાં છે.

= **સમાનચિહ્ન**—સરખાપણું બતાવવાનું ચિહ્ન:—સત=સાચું.

" " **અવતરણચિહ્ન**—કોઇના કહેલા શબ્દો તેનાતેજ રૂપમાં લખી દેખાડવાનું ચિહ્ન:—મ્હેતાજીએ કહ્યું "સઘળા ઉભા થાઓ."

( ) **ચંદ્રકાર કૌંસ, [ ] કોણાકાર કૌંસ**—જે વિશેષ બાબતો કાઢી લેતાં મૂળ અર્થ તૂટે નહિ તે, અને સમજુતીના શબ્દો, કૌંસમાં લખાય છે. પેટાના મુદ્દા બતાવવાને આંકડા કે અક્ષરો પણ કૌંસમાં મૂકાય.

' **લોપચિહ્ન**—કોઈ અક્ષર લખવામાં પડતો મૂકેલો બતાવે તે.

* ફુલ, † કટારી. ‡ દ્વિકટારી વ૦ને ટીકાચિહ્ન કહે છે.

☛ **સૂચનાચિહ્ન**—ખાસ સૂચના બતાવવાને વપરાય છે.

## શબ્દસાધન—પદભંજન (વ્યુત્પત્તિ).

**૧૬૮.** મૂળે સંસ્કૃત ધાતુ ઉપરથી થયલા સાધિત શબ્દોના મુખ્ય આઠ વર્ગનું વર્ણન ઉપર શબ્દવિન્યાસમાં આવી ગયું; એજ ભાગમાં **શબ્દસાધન** અને **પદભંજન**નો પણ સમાવેશ છે.

**૧. શબ્દસાધન**- [ સં. शब्द + साधन=સાધવું–કરવું ] વ્યાકરણના આ ભાગમાં ઉપસર્ગ, પ્રત્યય ઈત્યાદિએ કરીને કોઈ ધાતુ–મૂળ ઉપરથી શબ્દો બનાવવા વિષેનો વિચાર આવે:—જેમકે સં. कृ ધાતુનો कर થઈ, प्र ઉપસર્ગ, અને अन् પ્રત્યય લાગીને 'પ્રકરણ' શબ્દ થયો.

**૨. પદભંજન**—( સં. पद=શબ્દ + भंजन=ભાંગવું—શબ્દવ્યુત્પત્તિ )—આમાં શબ્દને ભાંગીને તેનું મૂળ-પ્રકૃતિ, આગમ, પ્રત્યય વગેરે પૃથકપૃથક કરી દેખાડવાં એ વિષેનો વિચાર આવે.

( આ વિષયને લગતાં ખાસ પુસ્તકો હોવાને લીધે, વિસ્તારથી ન લેતાં, ઉપસંગી-ઉપસર્ગ, પ્રત્યય, તેમજ સિદ્ધ સાધિત વગેરે આપ્યા છે ).

**૧૬૯. સિદ્ધ–સાધિત, આશ્રયદાયક, ઉપસંગી** વગેરે.

(૧) **સિદ્ધ શબ્દ**—જે પોતે મૂળ શબ્દ છે, એટલે જેનું મૂળ જણાતું નથી, અથવા કોઈ બીજા શબ્દથી વ્યુત્પન્ન થયો નથી તે. એમાંના કોઈ **આશ્રયદાયક** અને કોઈ **ઉપસંગી** કહેવાય છે.

**આશ્રયદાયક**—મૂળે સંસ્કૃત ધાતુઓ, જે બીજાને આશ્રય આપીને પોતાની સાથે મળી જવા કે વળગી રહેવા દે છે તેને આશ્રયદાયક કહે છે:—જેમકે कृ–કર, मृ–મર વગેરે.

**ઉપસંગી**.—જે ટૂંકાં રૂપો છૂટા શબ્દ તરીકે વપરાતાં નથી, પરંતુ આશ્રયદાયકની પૂર્વે કે પછી તેની સાથે વળગેલાં રહે છે, તેવાં રૂપોને **ઉપસંગી** કે **અનુષંગી** કહે છે. એના મુખ્ય બે વર્ગ છે:—**ઉપસર્ગ** અને **પ્રત્યય**.

૧. જે અક્ષર કે અક્ષરો શબ્દની પૂર્વે આવીને તેના અર્થમાં ફેરફાર કરે છે, તે **પૂર્વગ** કહેવાય; એમાં મુખ્ય **ઉપસર્ગ** છે.

૨. જે અક્ષર કે અક્ષરો શબ્દને છેડે આવીને તેના અર્થમાં ફેરફાર કરે છે તે **અનુગ** કહેવાય; એમાં મુખ્ય **પ્રત્યય** છે.

(૨) **સાધિત શબ્દ**—સિદ્ધ શબ્દ ઉપરથી, ઉપસર્ગ, પ્રત્યય ઈત્યાદિએ કરીને વ્યુત્પન્ન થાય છે તે. આ સાધિતશબ્દો બે પ્રકારના છે:—**પ્રાત્યયિક-યૌગિક** અને **સામાસિક**. ( બીજા રૂઢ* શબ્દો પણ છે. )

**પ્રાત્યયિક**—જે શબ્દો, આશ્રયદાયકની સાથે પ્રત્યય મળેથી ( પૂર્વે ઉપસર્ગ પણ આવે ) સાધિત થાય છે તે:—કારણ, પ્રકરણ.

**સામાસિક**—બે કે અધિક શબ્દના સમાસ ( સાથે આવવા )થી થાય છે તે:—વિદ્યાભ્યાસ, પુસ્તકાલય, માબાપ, અષ્ટાંગયોગ, વ૦.

---

*રૂઢીથી ચાલતા પ્રયોગ પરથી અર્થ સમજાય એવા:—ઘોડો વ૦.

## ઉપસર્ગ. ( પૂર્વગ. )

**૧૭૦.** મૂળ સંસ્કૃતના સાધારણ ઉપસર્ગ ગુજરાતીમાં શુદ્ધ શબ્દોમાં ઠીકઠામાં-આવે છે; તેના સામાન્ય અર્થ આમાં દાખલા સાથે બતાવ્યા છે; ( પણ કોઇ વાર તે અર્થની અસર જતી રહે છે ):—अति (પુષ્કળ, ઉપરાન્ત, પેલી તરફ) અત્યુત્તમ, અત્યંત; ગુણાતીત; अधि ( ઉપર ); અધિપતિ; अनु ( પાછળ, મળતું ) અનુચર; અનુકૂળ; अंतर (વચ્ચે); અંતર્ધ્યાન; अप (ઉતરતું, ખોટું,); અપમાન, અપશબ્દ; अभि (ચોગમ—અતિશય,ભણી); અભિપ્રાય. અભિમાન, અભ્યાગત; अव (નીચે, ઉતરતું) અવતાર, અવગણના आ ( ચારેતરફ પુષ્કળ, મર્યાદા, ઉંચું; વિરૂદ્ધાર્થ ); આચ્છાદન; આમરણાન્ત; આરોહણ; આગમન; उत (ઉંચું, ચઢતું); ઉત્પન્ન, ઉત્કૃષ્ટ; उप ( ઉતરતું, પાસે ) ઉપાધ્યક્ષ, ઉપકાર; ઉપનયન; दुः ( ખોટું ): દુર્વ્યસન; नि (વિશેષ—પૂર્ણ, નીચે): નિવાસ, નિગ્રહ, નિપાત; निः (વિના): નિષ્ફળ; परा (પુરૂં, સામું-ઉલટું-તરફ): પરાક્રમ; પરાવર્તન; परि (ચોમેર, બહુ): પર્યટણ, પરિશ્રમ; प्र (વિશેષ, આગળ): પ્રયત્ન, પ્રમુખ; प्रति (સામું. હરેક, તરફ): પ્રત્યુત્તર, પ્રત્યેક; પ્રતિધાવન; वि (વિશેષ, વિના, વિરૂદ્ધાર્થ): વિખ્યાત, વિધવા, વિસ્મૃતિ; सं (સાથે, સમ્યક્—પુષ્કળ); સંગમ, સંધ્યા, સંન્યાસ.

કેટલાએક, વિશેષણ અને ક્રિયાવિશેષણના અર્થના, ઉપસર્ગ જેવા થઇ, શબ્દની પૂર્વે આવે છે તેવા પૂર્વગ; (આમાંના ઘણાખરાથી સામાસિક શબ્દો બને છે):—अ-अन् (વિના, નહિ): અપુત્ર, અનર્થ; कु (નઠારૂં): કુમાર્ગ; पर (પારકું): પરસ્ત્રી; परम (મ્હોટું): પરમેશ્વર; स-सह (સહિત—સાથે) સકામ, સહચરી; स्व (પોતાનું): સ્વજન; सत (સાચું): સદ્વાસના; सु (સારૂં): સુપુત્ર; न (નહિ): નપુંસક: नाना (જુદા જુદા): નાનાપ્રકાર; पुनः (ફરીથી): પુનર્લગ્ન. स्वयम् (પોતે): સ્વયંભૂ; चिरं (બહુકાળ): ચિરંજીવી; अधस् (નીચે): અધોગતિ; ऊर्ध्व (ઉંચે): ઉર્ધ્વગતિ; पश्चात (પછીથી): પશ્ચાત્તાપ; पुरस् पूर्वः (પુરોહિત); मिथ्या (નકામું): મિથ્યાવાદ

अन् નો 'અણ' कु નો 'ક' सु નો 'સ' અને 'ન' એટલા, ગુજરાતી શબ્દો સાથે આવે છે:—અણગમતું, સપુત, કટેવ, નકામું.

ફારસી, હિન્દુસ્તાની તથા અરબી ઉપસર્ગો—કમ (ઓછું): કમજોર; ખુબ (સારૂં) : ખુબસુરત; ખુશ (આનંદી): ખુશમિજાજ; ગેર (વિના): ગેરવાજબી; દર (હરેક): દરસાલ, દરેક; ના (નહિ): નાપાક; નેક (સારૂં): નેકનામ; નીમ (અરધો): નીમહકીમ; પેશ (પૂર્વનું, આગળ): પેશવા, પેશકશી, પેશખબર; બદ (ખરાબ): બદબો; બે (નહિ): બેવકુફ; સર (માથું—ઉપરી): સરકારકુન; બિના (હિન્દુસ્તા૦—વિના): બિન-મજુરી; લા (આર૦—નહિ); લાઈલાજ.

---

## પ્રત્યય, ( અનુગ ).

**૧૭૧.** નામ, સર્વનામ ને વિશેષણની જાતિ, વિભક્તિ, વચન વગેરેના, તેમજ ક્રિયાપદના કાળ વગેરેના પ્રત્યયનો વિચાર આગળ આવી ગયો; પરંતુ મૂળ-ધાતુ તેમજ તે ઉપરથી સાધિત થયલાં નામ વગેરે શબ્દોને અમુક અમુક પ્રત્યયો લાગી જે વડે અનેક બીજા શબ્દો સાધિત થાય છે તેવા પ્રત્યયોનો વિચાર આ ભાગમાં આવે છે.

પ્રત્યય બે પ્રકારના છે-**કૃત** (કૃદન્ત) અને **તદ્ધિત** (તદ્ધિતાન્ત).

કૃત પ્રત્યય—ધાતુ પર આવીને જે વડે નામ, વ૦ સાધિત થાય છે તે.

તદ્ધિત પ્રત્યય—ધાતુ પરથી થયલા સાધિત નામ વગેરેને લાગી જેવડે બીજા અનેક વર્ગના શબ્દો સાધિત થાય છે તે.

**૧૭૨.** શુદ્ધ સંસ્કૃત ( કૃત ) પ્રત્યય—૧. ( ધાતુ પર આવીને નામ બનાવે એવા ),—अ-દેવ; अक-इका-પાલક, કારિકા; કારિકા-अन-अना-દર્શન, રચના; इन्-ई-વાદિન, વાદી; इर-इरा-રૂધિર, મદિરા तृ-र्ता કર્તૃ,-કર્તા; ति-इ શકિત. કૃતિ, હાનિ; त्र-ક્ષેત્ર, સ્તોત્ર.

૨. કેટલાએક બીજા સાધિત શબ્દની સાથે પ્રત્યયની પેઠે આવી સામાસિક શબ્દો બનાવે છે (જુઓ સમાસ) તેવા અનુગઃ—कृ ધાતુનો कर-कार-करी ભયંકર ગ્રંથકાર, પીડાકારી; भृ ધાતુનો ભર-વિશ્વંભર; धृ ધાતુનો धर-धारी-धरा ચક્રધર, જટાધારી, વસુંધરા हृ નો हर-हारी-हरा ભયહર-હારી-હરા; पाल-યજ્ઞપાલ; गम् ધાતુનો ग-ખગ-વિહગ; चर् ધાતુનો चर-વનચર, વ્યોમચર; जन् ધાતુનો ज-પંકજ, दा ધાતુનો द-સુખદ; स्था ધાતુનો स्थ-ગૃહસ્થ; ज्ञा ધાતુનો ज्ञ-સર્વજ્ઞ.

**૧૭૩.** શુદ્ધ સંસ્કૃત ( તદ્ધિત ) પ્રત્યયો ( નામની સાથે આવીને વિશેષણ વગેરે બનાવે એવા):—इक-વાર્ષિક; इत-મોહિત; ईन કુલીન; इन-इ-શાસ્ત્રિન-શાસ્ત્રિ; उ, उक-ભિક્ષુ. ભિક્ષુક मय-તેજોમય;मत्-वत्-मान-वान-શ્રીમાન, ધનવાન, य-તાલવ્ય; પૂજ્ય अनीय-દર્શનીય, દસનીય. (વિશેષણની સાથે આવી ભાવવાચક નામ બનાવે એવા): —ता-સત્યતા; त्व-મહત્વ; य—પ્રાધાન્ય.

કેટલાએક શબ્દ, પ્રત્યયની પેઠે આવી સામાસિક શબ્દો બનાવે છે:—अंकित નામાઙ્કિત; आतुर શોકાતુર; आकुल ભયાકુલ; कारक-સુખકારક; दायक-દુઃખદાયક. सूचक, दर्शक, वाचक વગેરે.

**૧૭૪.** ગુજરાતી પ્રત્યયો. ૧. ( ધાતુપર આવીને નામ બનાવે એવા ):—આવ, આટ, આવટ-બનાવ, ચળકાટ, બનાવટ; આઈ-ચઢાઇ; આણ, આણી, આણું-વેચાણ, કહાણી, ઉઘરાણું; આમણ, આમણી-દળામણ, પહેરામણી; આરો-

અંધારો; ક્યારો, ધટારો; આરી-કટારી; પથારી; આવ-પડાવ, બનાવ, ઠરાવ; ણ; ણી, ણું-માગણ, શીવણી, દળણું; ત-રમત, ગમત, તી-ચઢતી-તર ચણતર.

૨. (ધાતુપર આવીને વિશેષણ બનાવે એવા):—આઉ, ઇતો, કણો શિખાઉ, જાણિતો, મારકણો; (નામની સાથે આવીને વિશેષણ બનાવે એવા:— ઈ, ઇયો; ઇત, ઇતો, ઈલો, એલ,-સુખી, દુખિયો, માનીતો, હઠીલો, છકેલ; આળ, આળુ, આળો—વાચાળ, દયાળુ, રૂપાળો; મણો-દયામણો; વાળો-પૈસાવાળો.

૩. (વિશેષણની સાથે આવી ભાવવાચક નામ બનાવે એવા):—આઈ, આણ, આશ—ઉંચાઈ, લંબાણ, ખટાશ; પણું, પણ, પો—સાચાપણું, ગળપણ, અંધાપો; (નામ ઉપરથી બીજા નામ બનાવે એવા)—આઈ-શેઠાઈ; ગરો—ગર (કર) કલાગરો, સુટગર; વાળો (પાળ)—ગોવાળો (ગોપાળ), ઘોડાવાળો. વાર-ઉમેદવાર. રેજ-રંગરેજ.

શાળ (શાળા) શાળી—ઘોડશાળ, પાઠશાળા, ભાગ્યશાળી. વાડ, વાડી, વાડો, કાઠીઆવાડ, આંબાવાડી, ઢેડવાડો. વટ, વટો, વટી,—ધરવટ, ભોગવટો કુંકાવટી.

૪. (નામની સાથે આવી લઘુતાનો અર્થ બતાવે એવા પ્રત્યયો. એમાં વ્હાલ-લાલન, અથવા તિરસ્કારનો પણ અર્થ આવે છે):—

ડો-ડી-ડું—(લઘુતા):—ગામ-ગામડું; પલંગ-પલંગડી.

(વ્હાલ-લાલન):— મુખ-મુખડું; સાહેલી-સાહેલડી;

વહાલો-વહાલીડો; હૈઉ-હઈડું;

(તિરસ્કાર):—હજામ-હજામડો, તરકડો, વ૦.

લો-લી-લું—(લઘુતા):—બગ-બગલો; પગ-પગલું; ચંદ્ર-ચાંદ-ચાંદલો.

વો-વી=વું—(લઘુતા):—છોડ-છોડવો; ધડો-ધાડવો; ઝાડ-ઝાડવું.

ઈયો-લિયો-(વ્હાલ-લાલન):—રાજા-રાજીયો; ચંદ્ર-ચાંદ-ચાંદલિયો;

મેહ-મેહવલિયો; નાથ-નાવ-નાવલિયો.

ટો-ટી-ટું—(તિરસ્કાર):—જોગી-જોગટો; બાવો-બાવટો.

(ઈ-અ) નો ઓ (તિરસ્કાર) ધાંચી-ઘાંચો; બ્રાહ્મણ-બામણો.

**૧૭૫.** ફારસી હિન્દુસ્તાની વ૦ પ્રત્યયો—અંદાજ (ફેંકનાર) તીરંદાજ; ખોર (ખાનાર)—હરામખોર; ખાના (ઠેકાણું)- બબરચીખાના; ગી, ગિરિ; ગર, ગાર (सं. कृ) માંદગી, ગુલામગિરિ, સોદાગર, ગુનાહગાર, ચી-જી-તબલચી-જી; જાદા (જનિત)—શાહજાદા; દાન (જાણનાર)—કદરદાન; દાન-દાની (વાસણ)—કલમદાન, મચ્છરદાની; દાર (सं. धृ.)- દુકાનદાર; નામા (ખત-શાહનામા બંદ (बंध.) - હથિયારબંધ; બર (લાવનાર)—પેગમ્બર (સંદેશો લાવનાર); બાજ (રમનાર) —દગલબાજ; બાન (રાખનાર) મહેરબાન; મંદ (सं. मत्)—દોલતમંદ; વાન-વાર —ગાડીવાન, ઉમેદવાર; સ્તાન (सं. સ્થાન) આબાદ—અરબસ્તાન, જાફરાબાદ; આવર, ભેર—જોરાવર, જોરભેર.

## ૧૭૬. સિદ્ધ અને સાધિત (શુદ્ધ-અશુદ્ધ) શબ્દો.

થોડાએક જાણવા જેવા ધાતુ તેના કેટલાક સાધિત શબ્દોની સાથે નીચે આપ્યા છે. (અપભ્રષ્ટ શબ્દો શુદ્ધની સાથે કૌંસમાં છે)

**सं.धातु. સાધિત શબ્દો (શુદ્ધ-અશુદ્ધ).**

अर्थ् (માગવું): અર્થ, અનર્થ, સ્વાર્થ, પરાર્થ, પરમાર્થ, વ્યર્થ, પ્રાર્થના.

अंक् (આંકવું): અંકિત, અંક-આંક, આંકડો. આંકણી, અંકુશ, અંકુર.

अंज् (આંજવું): અંજન, આંજણી, નિરંજન, વ્યંજન, વ્યંજના.

अट् (જવું): અટણ, (અથડાવું), પર્યટન, દેશાટણ, આંટો, આંટી.

अस् (હોવું): અસ્તિ, આસ્તિક, નાસ્તિક, આસ્તા, સત્તા, (છત, અછત).

इ-अय (જવું): અન્વય, પ્રત્યય. ઉદય, સાન્વય, અભિપ્રાય; अयन—
રામાયણ, ઉત્તરાયન (ઉતરાણ), દક્ષિણાયન, इत—પ્રેત, અતીત.

इर् (જવું, આવવું): પ્રેરવું, પ્રેરણા, પ્રેરક, પ્રેરિત.

इष्-इच्छ (ઈચ્છવું): ઈચ્છિત, ઈચ્છા, સ્વેચ્છા, શુભેચ્છક, હિતેચ્છુ.

ईक्ष् (જોવું): ઈક્ષણ, પરીક્ષા-પરખ, પરીક્ષક-ખ, રખ, પ્રેક્ષક. પ્રેક્ષણ-પેખવું, નિરીક્ષ (નિરખવું), અપેક્ષા, ઉપેક્ષા, ઉત્પ્રેક્ષા.

उष् (તપવું): ઉષ્ણ (ઉનું), ઉષ્કાળ (ઉનાળો), ઉષ્મા, ઔષધ, (ઓસડ).

ऋ (આપવું): અર્પણ (આપવું), સમર્પણ, કૃષ્ણાર્પણ, અર્પિત, સમર્પિત.

कट् (ઘેરવું): કટી (કેડ), પ્રકટ (પ્રગટ), કટાર, કટક.

कथ् (કહેવું): કથન (કહેણ), કથા, કથની (કહેણી. કહેવત. કુથલી).

कम्-काम् (ઈચ્છવું): કામના, મનકામના, કાન્ત (કંથ), કાન્તિ, કામ.

कम्प् (કાંપવું),: કંપ (કાંપવું), અનુકંપ, સકંપ, ધરતીકંપ, કંપારી, કંપારો.

कल् (કળવું): કલા (કળા), નિકાલ, નિકળવું, સંકલના (સાંકળ), અકળ.

काश् (પ્રકાશવું): પ્રકાશ, અવકાશ, આકાશ, વિકાશવું. વિકાશ.

कृ (કરવું): કૃતિ, કર્તા, કર, કાર્ય, (કારજ-કાજ), કારક, કરણ, કારણ, કર્મ.

कृष् (ખેંચવું): કૃષ્ટ, ઉત્કૃષ્ટ, નિકૃષ્ટ, આકર્ષણ, ઉત્કર્ષ, અપકર્ષ, કર્ષણ (કસણું).

कॄ (ફેંકવું, વિખેરવું): કીર્તિ, કીર્ણ, (કીરણ), क्रद्-क्रंद् (રોવું), આક્રંદ.

क्रम् (જવું): ક્રમ, ક્રમણ, પરાક્રમ, પરિક્રમા, અનુક્રમ, ક્રાન્તિ, સંક્રાન્તિ.

क्री (વેચવું): ક્રય, વિક્રય (વકરો-વેચવું, વેચાણ), કન્યાવિક્રય.

क्लम् (અકળાવું): અકળામણ, અકળાવું. [પ્રખ્યાત, વિખ્યાત

ख्या (વર્ણન કરવું): ખ્યાતિ, આખ્યાન, વ્યાખ્યાન, (વખાણ), રૂપાખ્યાન,

गण् (ગણવું): ગણ-ગણિત, અંકગણિત, ગણના, ગણતરી, અગણિત.

गम् (જવું): ગતિ, ગત, સંગતિ, (સંગત, સદ્ગતિ, ગમન, સંગમ, આગમ, આગમન (આવવું), સહગમન (ધણીની સાથે બળી મરવું તે), (ખગ, વિહગ=પક્ષી)

ग्रह् (પકડવું): ગ્રહણ (ધરણ), ગ્રાહ=મગર, ગ્રહ, વિગ્રહ, ગ્રાહક (ઘરાક), સંગ્રહ (સંઘર), પ્રતિગ્રહ, આગ્રહ, અનુગ્રહ, અગ્રાહ્ય (અઘરૂં).

ग्रस् (ગ્રહણ કરવું): **ગ્રાસ**=કોળિયો (ગરાસ), ગરાસીઓ, **અગ્રાસ**, રોગગ્રસ્ત.
चर् (જવું): ચરણ, સંચરવું, આચાર, વિચાર, જળચર, ભૂચર, ખેચર.
चल् (ચાલવું): ચાલ, ચલિત, અચળ, ઉચ્ચાલન (ઉચાળો), નિશ્ચલ.
चि-चय् (એકઠું કરવું): ચિતા, સંચય, (સાંચો) સંચ, સંચિત, નિશ્ચય.
चित, चित्त् (વિચારવું): ચિત્ત, ચિન્તા, ચેન, ઓચિન્તુ, નિશ્ચિન્ત.
छद् (ઢાંકવું): છાજ, છત્ર-છત્રી, છાયા, આચ્છાદન, પ્રચ્છાદન (પિછોડી).
छिद् (છેદવું): છેદ, છિદ્ર, છિન્ન, પરિછિન્ન, પદચ્છેદ, સમચ્છેદ, છીંડું, અવિચ્છિન્ન.
जा-जन् (જન્મવું): જન્મ, જાત, પ્રજા, જન (જણ), જનેતા, જનની, પૂર્વજ, અનુજ, વંશજ, તનુજ, સહજ (સહેજ), કજ (કંજ), પંકજ, જલજ, અંડજ.
जी-जय (જીતવું): જીત, જય (જે), વિજય, દિગ્વિજય, પરાજય, અજીત.
जीव् (જીવવું): જીવન, જીવિત, જીવિકા, આજીવિકા, ચિરંજીવી, નિર્જીવ, સજીવ.
तप् (તપવું): તાવ, પ્રતાપ, પરિતાપ, તપત-તાપ, પશ્ચાત્તાપ (પસ્તાવો).
तुल् (તોળવું): **તુલા**, તોલ, તોળાટ, તોલો, અતુલ્ય-અતોલ, તુલના.
त्रुट् (તોડવું): ત્રોટક, તુટ, તુટક, તોડ, તોટો, તુટીચાર.
तृ (તરવું): તરણ-તારણ, તરણિ, અવતાર, તારો, ત્રાતા, તીર્થ, તરાપો.
दह् (બાળવું): દહન, દગ્ધ (દાધેલ), દાઝ, દાઝવું, દાઝના, દાહ, અગ્નિદાહ.
दा (આપવું): દાન, દાતા, દેવું, દેણ, આદાય, દાપુ, દાવો, સુખદ, શાન્તિપ્રદ.
दिव् (પ્રકાશવું): દેવ, દૈવ, દૈવી, દેવતા, દિવસ, દિન, દિનકર, **દિવાકર**, દિવ્ય.
दिश् (દેખાડવું): દિશા, દેશ, ઉપદેશ, ઉદ્દેશ, આદેશ.
दुह् (દોહવું): દોહન, **દુગ્ધ** ( દૂધ ), **દોહિતૃ** ( દુહિતા, **દુત્તિ, દીકરી** ).
दृश् (દેખવું): દૃષ્ટ, દૃષ્ટિ, અદૃષ્ટ. દર્શન, દેખાવ, દર્શક, દર્શણિક, નિદર્શના.
धा (ધારણ કરવું): ધાતા, વિધાતા, સંધાન, (સાંધણ, સાંધવું), અનુસંધાન, પ્રધાન.
धृ (ધારણ કરવું): ધર, ધરણી, ધરા, આધાર, ધરો, ધરી, ધરતી, ધર્મ, ધરવું.
नश् (નાશ પામવું): નાશ, વિનાશ, સત્યાનાશ, અવિનાશી, નષ્ટ.
नी-नय् (દોરવવું): નીતિ, નયન (નેણ), નાયક, નેતા, (પરિ+ની) પરણવું.
पच् (પકવવું): પાચન-પચવું, પાક, પકવાન, પકકો, પક્વ (પાકું).
पत् (પડવું): પતિત, પાતક, ઉત્પત્તિ, વિપત્તિ, આપત્તિ-આપદા.
पा-पाल् (પાળવું-રક્ષવું): પાલન, ભૂપ-ભૂપાળ, ગોપાળ (ગોવાળ), પ્રતિપાળ.
पा-पीब् (પીવું): પાન-પાનીય-પાણી, અનુપાન, पुष् (પોષવું); પોષણ, પુષ્ટ, પુષ્ટિ.
पृ-पूर् (ભરવું-પૂરૂં કરવું): પૂરવું, પૂર્ણ (પૂરૂં), પૂર, પૂરક, સંપૂર્ણ, અપૂર્ણ, પૂરણી, પૂરાવો.
बंध् (બાંધવું): બંધન ( બાંધણ, બાંધો ), બંધુ, બંધી, નિબંધ, સંબંધ, પ્રતિબંધ.
बुध् (જાણવું): બોધ, બૌધ, બુદ્ધિ (બુજ), સંબોધન, વિબુધ, અબુધ (અબુજ).
भज-भज्-भग्न (ભાંગવું): ભાગ, ભાગીઓ, ભાંજણી, ભાગાકાર, ભંગાણ, ભંગારો.
भज् (ભજવું): ભજન, ભજનિક, ભક્ત (ભગત), ભક્તિ.
भाष् (બોલવું): ભાષા, પરિભાષા, ભાષણ (ભાખવું), ભાષ્ય, સંભાષણ, દુભાષિયો.

भी- भीत (બીહીવું) : ભીતિ, બ્હીક,-બીહીક-બીક, ભય (ભે-ભો), એભક, અભય, નિર્ભય.
भू (થવું) : ભૂત, ભાવ, ભવ, ભૂ, ભૂમિ, પ્રભુ, વિભુ, સ્વભાવ, પ્રભાત, નિભાવ.
भृ (ભરવું) : ભરણ, ભારો, ભાર, ભારણ, ભરતી, વિશ્વંભર, આભાર.
भ्रम् (ભમવું) : ભ્રમ (ભરમ), ભ્રમણા, ભરમાવું, ભ્રમર (ભમરો), ભમરડો.
मद् (ગર્વ થવો) : મદન, મદ્ય, મદિરા, મદાંધ, માદક, મત્ત (માતેલો), ઉન્મત્ત.
मन् (વિચારવું) : મન, માનવ, મનુષ્ય, મત, મતિ, મનન, માનસિક, મનોમય.
मस्ज्-मज्ज् (ડૂબકી મારવી-ઉંડા જવું) : મજ્જન, નિમજ્જન, મગ્ન, નિમગ્ન.
मा (માપવું) : માપ, માત્રા, માન–દિનમાન–રાત્રિમાન, અનુમાન, પ્રતિમા, અનુપમ, ઉપમા, મિત, અમિત, પરિમિત, મિતિ, પ્રમાણ, સમાન, સામાન્ય.
मील् (મળવું) : મિલાપ, મેળાપ, મેળ–ભેળ, મળવું–ભળવું, સંમેલન.
मुच्–मुञ्च् (છોડવું) : મુક્ત, મુક્તિ, મોચન, (મૂકવું), મુક્તા (મોતી).
मृ (મરવું) : મૃત્યુ, (મોત), માર, મારો, મારણ, અમૃત, અમર.
यज् (પૂજવું) : યજન, યાજક, યજમાન, યાગ, યજ્ઞ (જગન), યાજ્ઞિક.
युज् (જોડવું) : યુક્તિ (જુક્તિ), યોજના, પ્રયોજન, યોગ (જોગ), ઉદ્યોગ, ઉપયોગ, નિયોગ, પ્રયોગ, વિયોગ, સંયોગ, સંયોજક, સંયુક્ત.
रक्ष् (રક્ષવું–રાખવું) : રક્ષક (રખો), રક્ષણ, રક્ષા, અંગરક્ષક, અંગરખું, પગરખું.
रज्–रंज् (ખુશ કરવું) : રક્ત. આરક્ત, વિરક્ત, રંજન, રાગ, રંગ, મનોરંજક.
रम् (રમવું, આનંદ કરવો) : રમત, રમણ્ય, રમણીય, રમ્ય, રમા, રમકડું.
राज् (શોભવું) : રાજ, રાજા, રાણી, વિરાજ (બિરાજવું), રાજમાન–રાજશ્રી.
रुध् (આડે આવવું) : રોધ, વિરૂદ્ધ, વિરોધ, રૂન્ધન–રૂંધાવું, અવરોધ.
लक्ष् (નિહાળવું) : લક્ષ, લક્ષણ, સલક્ષણ (સલખણા), અપલક્ષણ, કુલક્ષણ, વિલક્ષણ.
लग् (લાગવું) : લાગ, લગી, લગ્ન–લગન, લાગણી, અલગ્ન–અલગ (અળગું).
लभ् (મેળવવું) : લાભ, લાભાલાભ, લભ્ય, સુલભ, દુર્લભ, અલભ્ય.
लिख् (લખવું) : લેખ, લેખણ, લેખક આળેખવું, લખિતંગ.
लि (ગળી જવું) : લીન, લય, પ્રલય, મહાપ્રલય, તલ્લીન, લીલા.
वच् (બોલવું) : વચન (વેણ), વાચા, વાક્, વાક્ય, વાણી, વાણ.
वद् (બોલવું) : વદવું, વદન, વાદ, વાદિત્ર (વાજીંત્ર), સંવાદ. વિવાદ, અપવાદ.
वर्ण् (વર્ણન કરવું–રંગવું) : વર્ણન, વર્ણ (વરણ–વાન), સુવર્ણ, (સુનું), અવર્ણ.
वस् (વસવું) : વસ્તિ, વાસ, પ્રવાસ, સહવાસ, નિવાસ, અવાસ, અપવાસ.
वह् (વહેવું) : વાહન, વાહક, વહાણ, પ્રવાહી, વિવાહ, વહેલ, વહાણું.
विद् (જાણવું) : વિદિત, વેદના, વિદ્યા, વિદ્યમાન, વૈદ્ય, નિવેદન.
विश् (પેસવું) : પ્રવેશ (પેસવું), વેશ, આવેશ, સમાવેશ (સમાવું).
वृत (હોવું, વર્ત્તન) : વર્તણુક, વૃત્તિ, આવૃત્તિ, પ્રવૃત્તિ, નિવૃત્તિ, વર્તુલ, વૃત્તાન્ત.
शास् (શિક્ષા કરવી) : શાસન, શાસ્ત્ર, શાસ્ત્રી, શાસ્ત્રીય, શિષ્ય, શિષ્યા.

शी-शय् (સૂવું) : શયન, શયનગૃહ, શય્યા (સજ્જા, સેજ, સેજડી).
शुच् (શોક કરવો) : શોચના, શોચ, અપશોચ, શોક.
शुध् (શોધન કરવું) : શુદ્ધ, વિશુદ્ધ, શોધ, શોધન, શુદ્ધિ, અશુદ્ધિ, પરિશોધ.
शिक्ष् (શિક્ષા કરવી) : શિક્ષા-શિખામણ, શિક્ષક, શિખવવું, શિખવણી.
श्रु (સાંભળવું) : શ્રવણ (સુણવું), શ્રુતિ, શ્રોતા, શ્રૌત.
सह् (સહેવું) : સહન, સહ્ય, અસહ્ય, દુસ્સહ્ય, સહક, સહ્યભેદ.
सस्ज्-सज्ज् (તૈયાર થવું) : સજ્જ=તૈયાર, સાજ.
स्था (ઉભા) : સ્થિર, સ્થિતિ, સ્થાન (સ્થાણું, થાણું, થાન, ઠામ), ઉત્થાન (ઉઠવું), પ્રસ્થાન, ઉપસ્થાન, ઉપસ્થ, અનુપસ્થ, અંતઃસ્થ.
स्ना (નહાવું) : સ્નાન (સનાન), સ્નાત, અસ્નાત.
साध् (સાધવું) : સાધન, સાધના, સાધ્ય, સાધુ, સાધક.
सु (જન્મવું) : સુત, સુતા, પ્રસુતા, પ્રસવ, સુવાવડ, સોયાણી.
सूच् (ચેતવવું) : સૂચના, સૂચ, સૂચક.
सृ (સરવું) : સાર, અસાર, નિસર, પ્રસાર, (પ્રસરવું), સંસાર. सृज् (સર્જવું) : સૃષ્ટ, સૃષ્ટિ, સર્ગ, વિસર્ગ. स्तृ (ફેલાવવું) : વિસ્તાર, પ્રસ્તાર (પાથરવું).
स्तंभ् (બંધ કરવું) : સ્તંભન (થોભવું, થંભવું), સ્તંભ (થાંભલો).
स्मृ (યાદ કરવું) : સ્મર-સમર-સંભાર, સ્મૃતિ, સ્માર્ત, વિસ્મૃતિ (વિસર).
स्फुट् (ફોડવું, છૂટું પાડવું) : સ્ફોટન, ઘટસ્ફોટન, સ્ફોટ-ફોડ, ફોડો-ફોલ્લો, વિસ્ફોટક.
सिच्-सिंच (સીંચવું) : સિગ્ચન, (સીંચાણ), અભિષેક.
हन्-भू०कृ०-घ्र (મારવું) : હાનિ (હણવું), હત્યા, વિઘ્ન, ઘાત, ઘાતકી, ઘાણ, ઘા, આઘાત, પ્રત્યાઘાત (પડઘો), ઉપોદ્ઘાત, કૃતઘ્ન, વિશ્વાસઘાત.
हृ (હરવું) : હરણ, હાર, સંહાર, પ્રહાર, વિહાર, નિહાર. આહાર, ઉદ્ધાર, પ્રતિહાર, અવહાર, ઉપહાર, પરિહાર, વ્યવહાર, અધ્યાહાર, અનુહાર, અભિહાર.
क्षी (નાશ થવો) : ક્ષય=ખે, ક્ષે-ખૈ, અક્ષય-અખે, ક્ષિતિ, ક્ષિતિજ.
ज्ञा (જાણવું). : જ્ઞાન, જાણ, વિજ્ઞાન, અનુજ્ઞા, પ્રજ્ઞા, સંજ્ઞા (સાન), આજ્ઞા (આણ), અવજ્ઞા, જ્ઞાતા, જ્ઞેય, જ્ઞાત, અજ્ઞ, અજ્ઞાત (અજાણ), કૃતજ્ઞ, સર્વજ્ઞ.

## (૨). સંખ્યાવાચક શબ્દો **(શુદ્ધ સંસ્કૃત.)**

एक એક, द्वि ૨, त्रि ૩, चतुर् ૪, पञ्च ૫, षट् ૬, सप्त ૭, अष्टौ (अष्टन्) ૮, नव ૯, दश ૧૦; एकादश ૧૧, द्वादश ૧૨, त्रयोदश ૧૩, चतुर्दश ૧૪, पंचदश ૧૫, षोडश ૧૬, सप्तदश ૧૭, अष्टादश ૧૮, ऊनविंशति ૧૯, विंशति ૨૦, एकविंशति ૨૧, त्रिंशत् ૩૦, चत्वारिंशत् ૪૦, पंचाशत् ૫૦, षष्टि ૬૦, सप्तति ૭૦, अशीति ૮૦, नवति ૯૦, शतम् **સો**, सहस्रं **હજાર**, अयुतं **દશહજાર**, नियुत-लक्षं **લાખ**, प्रयुत **દશલાખ**, कोटि **ક્રોડ**, अर्बुद **દશક્રોડ**; अब्ज, पद्म, खर्व, निखर्व, महापद्म, शंकु, जलधि, अंत्य, मध्य, परार्ध.

## સમાસ.

૧૭૭. **સમાસ**—બે કે વધારે શબ્દ સાથે આવી એક જેવા વપરાય ત્યારે તેનો સમાસ થયો કહેવાય. આવા સમૂહને **સામાસિક** શબ્દ કહે છેઃ—માબાપ, રાજમહેલ, મહાભારત, ચતુર્વેદ, પંચાનન, વગેરે. એમાંના પહેલા શબ્દને **પૂર્વપદ** અને છેલ્લાને **ઉત્તરપદ** કહે છે; (વચલો તે **મધ્યમપદ**). સમાસના પદો જુદા પાડી, તેનો સંબંધ બતાવવો તે ક્રિયાને **વિગ્રહ** (છૂટા પાડવું) કહેવાય.

સંસ્કૃતમાં સમાસ ઘણા છે અને નવા પણ ઘણા બનાવી શકાય. તેમજ ગુજરાતીમાં કેટલાક **સંસ્કૃત** સમાસજ વારંવાર વપરાય છે.

૧૭૮. સમાસ ૭ પ્રકારના છે– **દ્વંદ્વ, તત્પુરૂષ, કર્મધારય, દ્વિગુ, બહુવ્રીહિ, અવ્યયીભાવ,** અને **મધ્યમપદલોપી.**

દ્વંદ્વ*—બે કે વધારે નામ, સમાન વિભક્તિને સંબંધે જોડાયલાં હોય અને તેનો વિગ્રહ કરતાં તેમની વચ્ચે 'ને' અથવા 'અને' ઉભયાન્વયી મૂકી શકાય તો તેને **દ્વંદ્વ સમાસ** કહેવોઃ—માતાપિતા, માબાપ, ભાઈબહેન, સાચુંજૂઠું, ધણીધણીઆણી, હાથપગ, જલસ્થલગિરિઆકાશ વ૦.

આમાં પરસ્પરસંબંધ ધરાવનારા શબ્દોના સમાસને **ઈતરેતર દ્વંદ્વ કહે છે**ઃ—રામકૃષ્ણ, ધણીધણીઆણી, ખાણીપરાઈ; અને જુદાજુદા શબ્દોના સમૂહ થઈ સમાસ થયલા હોય તેને **સમાહારદ્વંદ્વ** કહે છેઃ—હરિહર, જળસ્થળ; (વચ્ચે 'કે' મૂકાય તો વૈકલ્પિક દ્વંદ્વ કહેવાયઃ—બેત્રણ=બે કે ત્રણ).

આ સમાસમાં વિભક્તિનો પ્રત્યય તો માત્ર ઉત્તરપદનેજ લાગેઃ—'માબાપનું' હેત=(માનું અને બાપનું હેત), 'ધીગોળનો' ભાવ, વ૦.

એકાર્થ–એક અર્થનાં, કે સમાર્થ-મળતા અર્થનાં, તેમજ વિરૂદ્ધાર્થ–ઉલટા અર્થનાં બે નામ હોય એવા **દ્વિરૂક્ત** શબ્દોનાં જોડકાં† ગુજરાતીમાં છે, તે **દ્વંદ્વ** સમાસ છેઃ—

એકાર્થ—આદરસત્કાર, કોલકરાર, ગાંડુંઘેલું, છોકરાંછૈયાં, પૈસોટકો.

સમાર્થ—અચકોમચકો, ઉથલપાથલ. ગુપચુપ. ભેળસેળ, સગાંવ્હાલાં.

વિરૂદ્ધાર્થ—સારાસાર, સત્યાસત્ય, જયાજય, લાભાલાભ, ખરૂંખોટું વ૦.

**તત્પુરૂષ**—જ્યારે કોઈ સમાસમાં પૂર્વપદ ઉત્તરપદનો અર્થ ખુલ્લો કરી દેખાડતું હોય, તેમાં વચ્ચે પહેલી સિવાયની કોઈ વિભકિતનો સંબંધ હોય તેજ ખરૂંજોતાં તત્પુરૂષ; અને આને **વિભક્તિતત્પુરૂષ** કહે છેઃ—વિશ્વંભર, ખેચર.

---

*પરસ્પર ક્રિયાનાં જોડકાં, 'દોડાદોડ, મારામાર, વ૦' સમાસમાં ન લેવાય.

†શબ્દના પહેલા અક્ષરને બદલે 'બ' મૂકી કોઈ પણ શબ્દ બેવડાવવાની રીત છે, તે સમાસમાં ન લેવાયઃ—કામબામ, ખાધુંબાધું, ઉપરબુપર, તું બું વ૦. તેમજ મૂળ શબ્દ પાછળ આવી, પૂર્વે તેનો પહેલો અક્ષર 'આ' બનાવી જોડકાં કરે છે તે પણ સમાસમાં ન આવેઃ—આજુબાજુ, આરણકારક.

દ્વંદ્વમાં જ્યારે વિકલ્પ હોય, એટલે વચમાં 'કે' મૂકાય તે વૈકલ્પિક દ્વંદ્વ.

એનું પૂર્વપદ બીજીથી સાતમી સુધીની કોઈ પણ વિભક્તિમાં આવે છે, આ પરથી એના ૬ પ્રકાર થાયઃ—**દ્વિતીયાતત્પુરૂષ, તૃતીયાતત્પુરૂષ, ચતુર્થીત૦, પંચમીત૦, ષષ્ઠીત૦, સપ્તમીત૦.**

૧. **દ્વિતીયાતત્પુરૂષ**—જેમાં પૂર્વપદ, ઉત્તરપદની સાથે દ્વિતીયાને સંબંધે જોડાયલો હોય તે—એમાં પૂર્વપદ દ્વિતીયાને સંબંધે (સંસ્કૃતને ધોરણે) ખાસ 'આશ્રીત, અતીત, પતીત, ગત, પ્રાપ્ત, આરૂઢ, આપન્ન,' એવા ગત્યાર્થ ભૂતકૃદંતની સાથે કોઈ શબ્દ જોડાયલો હોય તેનેજ દ્વિતીયાતત્પુરૂષ કહે છેઃ કૃષ્ણાશ્રીત, ગુણાતીત, નરકપતીત, હસ્તગત. સુખપ્રાપ્ત, રથારૂઢ, મોહાપન્ન.

પણ જેના ઉત્તરપદમાં સકર્મક ક્રિયાપદનું લક્ષણ હોય, એટલે તે છૂટા નામ તરીકે વપરાતો ન હોય, અને પૂર્વપદ દ્વિતીયાને સંબંધે તેનું કમ થતું હોય, તેવાને **ઉપપદતત્પુરૂષ** કહે છેઃ—ગ્રંથકાર=(ગ્રંથને જે બનાવે તે) **ભયંકર, વિશ્વંભર,** સુખદ, કુંભકાર, (કુંભાર), ભયહર, મન્મથ, દ્વારપાલ, વ૦.

૨. **તૃતીયાતત્પુરૂષ**—જેમાં પૂર્વપદ, ઉત્તરપદની સાથે કરણ (સાધન) ને સંબંધે તૃતીયા વિભક્તિમાં લઈ શકાય તેઃ—મદાન્ધ (મદે કરીને અંધ), આજ્ઞાંકિત, લોભમોહિત, ચિન્તાતુર, ધનયુક્ત, શોકસંયુક્ત, વ્યાસકૃત, દેવદત્ત, અનુભવસિધ્ધ, રૂધિરારક્ત, પત્રાચ્છાદિત.

૩. **ચતુર્થીતત્પુરૂષ**—જેમાં પૂર્વપદ, ઉત્તરપદની સાથે તાદર્થ્ય (ને માટે) ને સંબંધે ચતુર્થી વિભક્તિમાં લેઈ શકાય તેઃ—ભૂતબલી=(ભૂતને માટે બલી), યજ્ઞસ્તંભ, શાલાપત્ર, અશરણશરણ, દેવપાત્રી.

૪. **પંચમીતત્પુરૂષ**—જેમાં પૂર્વપદ, ઉત્તરપદની સાથે અપાદાન (કારણ, મૂળ ઉત્પત્તિ સ્થાન વ૦) ને સંબંધે લેઈ શકાય તેઃ—મરણશોક=(મરણથી થતો શોક), મૃત્યુભય, જાતિભ્રષ્ટ, સંસારતારણ.

૫. **ષષ્ઠીતત્પુરૂષ**—જેમાં પૂર્વપદ, ઉત્તરપદની સાથે સામાન્ય (સ્વાધાર-પરાધાર નિષ્ટ) સંબંધે લેઇ શકાય તેઃ—ઈશ્વરભક્તિ (ઈશ્વરની ભક્તિ, દેવસેવા, વિદ્યાભ્યાસ. ધરધણી; તેમજ ગ્રંથકર્તા (ગ્રંથનો કર્તા), સુખદાતા, દુઃખહર્તા એ ષષ્ટીતત્પુરૂષ છે—આને ભૂલે, દ્વિતીયાતત્પુરૂષમાં લેવા નહિ.

૬. **સપ્તમીતત્પુરૂષ**—જેમાં પૂર્વપદ, ઉત્તરપદની સાથે સ્થાનને સંબંધે લેઈ શકાય તેઃ—જળક્રીડા, વનચર, ગ્રામસ્થ, વનવાસ, ખેચર†

તેમજ જેનું પૂર્વપદ નકારદર્શક 'અ' કે 'અન' ઉપસર્ગ હોય તેને **નઞ્તત્પુરૂષ** કહે છેઃ—અનર્થ, અનીતિ, અસુર, અમિત્ર, અનાચાર, અધર્મ.

**કર્મધારય**—જે સમાસના પૂર્વ અને ઉત્તરપદની વચ્ચે વિશેષણ વિશેષ્યના જેવો સંબંધ હોય-એટલે પૂર્વપદ ગુણવાચક વિશે૦ હોય તેને **કર્મધારય** કહે છેઃ—પરમેશ્વર, દીર્ઘદૃષ્ટિ, શુભવાસના, પરસ્ત્રી, મહાલય વ૦.

---

† તૃતીયાથી સપ્તમી સુધીના—જેમાં પ્રત્યય રહેલો હોય તેને **અલુક્** (અ=નહિ+લુક્=લોપ) તત્પુરૂષ કહે છેઃ—ખેચર, યુધિષ્ઠિર **વ૦.**

પણ જે સમાસમાં પૂર્વપદ વિશેષણ જેવા અર્થનો છતાં કોઈ ઉપસર્ગ માત્ર હોય તો તેને **પ્રાદિતત્પુરૂષ** ( ઉપસર્ગિકત૦ કર્મધા૦ ) કહે છેઃ—કુમાર્ગ, દુઃસ્વપ્ન, સુનીતિ, દુરાચાર, અપશબ્દ, વિનાશ, અધિપતિ વ૦.

વળી કોઈવાર ઉપમાને અર્થે નામ પણ સમાન વિભક્તિએ વિશેષણ તરીકે વપરાઇ, કર્મધારય જેવા સામાસિક શબ્દો બને છે, તેમાં ઉપમાવાચક શબ્દ વખતે પૂર્વપદ હોય અને વખતે ઉત્તરપદ હોય, તે ઉપરથી તેના **ઉપમાનપૂર્વપદ** અને **ઉપમાનોત્તરપદ** એવા બે વર્ગ પડે.

ઉપમાનપૂર્વપદ—જેના પૂર્વપદમાં ઉપમાનો અર્થ હોય તેઃ–કમળનેત્ર= કમળના જેવી આંખ; ચંદ્રપ્રભા=ચંદ્રના જેવી કાન્તિ; ઘનશ્યામ વ૦.

પણ જેના પૂર્વપદમાં ઉપમાને બદલે વિષયક એટલે 'છે એવી' ભાવના કરાય તેને **સંભાવના કે વિષયપૂર્વપદ** કહેઃ—દેવબુધ્ધિ=દેવ છે એવી બુધ્ધિ; પુત્ર્ય-ભાવ, ભ્રાતૃભાવ વગેરે. અને પૂર્વપદમાં ઉત્તરપદના ભાવનું આરોપણ થાય ત્યાં **અવધારણપૂર્વપદ** કહેવોઃ—વિદ્યાધન=વિદ્યા એજ ધન, નિશાસુન્દરી વ૦.

ઉપમાનોત્તરપદ—જેના ઉત્તરપદમાં ઉપમાનો અર્થ હોય તેઃ—મુખચંદ્ર= મુખ-ચંદ્ર (ઈવ, જેવું-તેવું), નરસિંહ વ૦.

**દ્વિગુ**—( વિશેષણ વિશેષ્યનો સંબંધ છતાં ) જ્યારે પૂર્વપદ સંખ્યાવાચક વિશેષણ હોય ત્યારે તેને દ્વિગુ કહે છેઃ—ત્રિભુવન, પંચતંત્ર, ષડ્રિપુ, સપ્તદ્વીપ, અષ્ટાઙ્ગ, નવખંડ, નવનિધિ, દશદિક્પાલ.

**બહુવ્રીહિ**—જ્યારે કોઈ સમાસનાં બન્ને પદ કે બેમાંથી કોઈ પણ એક છૂટું લઈએ તો તેની સાથેના નામનો ગુણ બતાવે નહિ, પણ આખો સમાસ વિશેષણ થઈ, કોઇ નામનો ગુણ બતાવે ત્યારે તે બહુવ્રીહિ કહેવાયઃ—'કમળનયન કૃષ્ણ,' એમાં 'કમળકૃષ્ણ' 'નયનકૃષ્ણ' એમ લઈએ તો કંઈ અર્થ આવે નહિ; પણ આખો સમાસ 'કમળનયન' એટલે 'કમળના જેવાં નયન છે જેનાં એવો' (કૃષ્ણ), એવી રીતે 'કૃષ્ણ'નો ગુણ બતાવે માટે એ બહુવ્રીહિ. વળી એને ટૂંકામાં ઓળખવાની રીત એ છે કે એના વિશેષ્યની સાથે સંબંધ બતાવતાં—એનો વિગ્રહ થતાં, તત્પદાપેક્ષક સર્વનામ 'જે' પહેલી સિવાયની કોઈ પણ વિભક્તિમાં આવે:—જેમકે 'કમળનયન' (કૃષ્ણ) એટલે કમળના જેવી આંખ છે **જેની** એવો (કૃષ્ણ); ચંદ્રવદન=ચંદ્રના જેવું મ્હોડું છે **જેનું** એવો; મેઘનાદ=મેઘના જેવો નાદ છે **જેનો** એવો; દીર્ઘબાહુ. આજાનુબાહુ; અપુત્ર (સ્ત્રી)=પુત્ર નથી **જેને** એવી સ્ત્રી; સુપુત્ર; અનન્ત, સાન્ત, અનાદિ, અનંગ, અકર્મક, સકર્મક, શ્યામગાત્ર વ૦—એમાં જેનો વિગ્રહ થતાં બેઉ પદ એકજ વિભક્તિમાં મૂકાય તેને **સમાનાધિકરણ** બ૦ કહે છેઃ—દિગંબર=દિક્=**દિશા છે અમ્બર** જેનું એવો; દીર્ઘબાહુ વ૦. અને વિગ્રહ થતાં બેઉ પદ જુદી જુદી વિભક્તિમાં લેવાય ત્યાં **વ્યધિકરણ** બ૦ :—ચક્રપાણિ **ચક્ર છે પાણિમાં** જેના; શશિશેખર વ૦.

(પણ 'મેઘશ્યામ' એ વિશેષણ થઇ કૃષ્ણનો અર્થ દર્શાવે છે તથાપિ 'મેઘના જેવો છે શ્યામ જે તે' એમ પ્રથમા બોલાય, માટે એ કર્મધારય; બહુવ્રીહિ નહિ.)

**અવ્યયીભાવ**—જેનું પૂર્વપદ અવ્યય હોય, અને આખો સમાસ અવ્યયરૂપે પણ વપરાતો હોય તેઃ—પ્રતિદિન, હરઘડી, યથાશક્તિ, દરરોજ.

**મધ્યમપદલોપી**—જે સમાસનો વિગ્રહ થતાં, વચ્ચે કોઈ શબ્દ કે શબ્દ અધ્યાહાર હોય તે મૂકવા પડે તેને મધ્યમપદલોપી કહે છેઃ—દલપતકાવ્ય=દલપત-કૃત-કાવ્ય, વરાળયંત્ર=વરાળથી ચાલતું યંત્ર, મનુસ્મૃતિ, વેદનીતિ, નર્મકવિતા, મૃગ-જળ=મૃગને લલચાવનારૂં જળ, ચિન્તામણી, કલ્પદ્રુમ, કલ્પવૃક્ષ, (ગોળકેરી, દહિં-વડાં, ખમણઢોકળાં, પવનચક્કી) વ૦.

આ બધા સમાસમાંના બે ત્રણ કે તેથી વધારે સમાસ એકઠા મળી એક આખો સામાસિક શબ્દ થયલો હોય તે **મિશ્ર** સમાસ કહેવાયઃ—શુભોપમાયોગ્ય—(એમાં 'શુભોપમા' એ કર્મધારય, અને આખો સમાસ ચતુર્થીતત્પુરૂષ છે); ત્રિભુવનપતિ, સ્વદેશાભિમાની વ૦.

**૧૭૯.** કર્મધારય અને બહુવ્રીહિમાં તફાવત આવો છેઃ કર્મધારયનું એક પદ બીજા પદનો ગુણ બતાવે અથવા બેમાંનું એક કોઈ ત્રીજા નામનો ગુણ બતાવે, પણ તે આખો સમાસ તે ત્રીજા નામનો ગુણ બતાવે નહિ; અને બહુવ્રીહિમાં તો બેમાંનું કોઈપણ પદ છૂટું લેતાં કોઈ ત્રીજા નામનો ગુણ નજ બતાવે. પણ આખા સમાસનો ભાવજ તે ત્રીજા નામનો ગુણ બતાવેઃ—જેમકે 'મેઘશ્યામ (કૃષ્ણ)' એ કર્મધારય છે, એમાં 'મેઘ'માં ઉપમાનો અર્થ રહેલો છે; અને 'શ્યામ' એ છૂટું કોઈ ત્રીજા નામનો ગુણ બતાવી શકે. પણ 'કમળનયન' (કૃષ્ણ)—એમાં આખા સમાસનો ભાવ એજ 'કૃષ્ણ'નો ગુણ બતાવે માટે એ બહુવ્રીહિ કહેવાય.

## નીચે આપેલા શબ્દોના સમાસ ઓળખી તે સમજાવો.

### મનોયત્ન ૧૦ મો.

અકાર્ય, અખંડ, અજ, અધોગતિ, અધમાધમ, અનર્થ, અનંગ, અનમ્બુ, અપકીર્તિ, અપંગ, અફલ, અભ્ર, અલ્પજ્ઞ, અલ્પબુદ્ધિ, અવિચાર, અશ્રુપાત, અહં-મતિ, અંકગણિત, અંગવિકાર, અંડાકૃતિ, અંતઃપુર, અંતજ, અંધશ્રદ્ધા, કમલમુખ, કારાગ્રહ, કીર્તનાવલી, કુસંપ, કંઠગત, કંઠપાશ. ખગેશ, ખેદયુક્ત, ગતપ્રાણ, ગવાક્ષ, ગયાશ્રાધ, ગ્રામાન્તર, ઘનફલ, ચતુર્યુગ, ચતુર્ભુજ, ચતુરશિરોમણિ, ચંદ્રવદન, ચંદ્રા-નના, જગદાધાર, જગદંબા, તપોધન, તપોધમ, દંડહસ્ત, દિવ્યાંબર, દુર્વ્યસન, ધર્મા-ચરણ, ધર્મધ્વંસ, ધર્માન્ધ, નયનપથ, નવરસ. નવરસવિભૂષિત, નવાઙ્કુર, નાનાવિધિ, પદભ્રષ્ટ, પરમધર્મ, પરાન્ન, પુરૂષોત્તમ, પદ્મપાણિ, પાદપાણિ, ફલાધીન, ભગ્નહસ્ત, ભયાકુલ, ભ્રાતૃભાવ, મદનારિ, મનહર, માયાતીત, માયાવિષ્ટિત, યોગદર્શન, વિષયા-સક્ત, વસુન્ધરા, વ્યવહારકુશલ, વ્યાઘ્રભય, વ્યોમચર, શયનગૃહ, ષટ્પદ, ષડ્રસ-યુક્ત. સંગ્રહસ્થાન, સહચરી, હરિહર, જ્ઞાનામૃત, જ્ઞાનવિજય, જ્ઞાનામૃતભોજન.

# વાકયવિચાર

૧૮૦. વાકયવિચારના બે મોટા ભાગ પાડી શકાય :—**વાક્યરચના અને વાકયપૃથક્કરણ.**

૧૮૧. **વાકયરચના**—વાક્યમાં શબ્દો કયે નિયમે ગોઠવવા તે. એમાં શબ્દોનો **ક્રમ, અન્વય** અને **અધિકાર** એ વિષેની બાબતો આવે.

૧૮૨. **વાકયપૃથક્કરણ**—વાકયને તોડી તેના ભાગ જુદા કરી, તેના વિવિધ સંબંધ ખુલ્લા કરી દેખાડવા તે.

## (૧) વાક્યરચના.

૧૮૩. **ક્રમ** (શબ્દાનુક્રમ)=વાકયમાં શબ્દોનું નિયમ પ્રમાણે આવવું તે —વાક્યમાં કર્તા, ક્રિયાપદ, અને ક્રિયાપદ સકર્મક હોય તો કર્મ—તેમજ અપૂર્ણ અર્થના અકર્મક ક્રિ૦નો ક્રિયાપૂરણી એ ત્રણ મુખ્ય છે. તેથી ગુજરાતીમાં કર્તા પહેલો આવે, કર્મ અથવા ક્રિયાપૂરણી હોય તે વચમાં, અને ક્રિયાપદ છેડે આવે, એવો સામાન્ય ક્રમ છે; 'ઘોડો દોડે છે,' 'છોકરો પાઠ વાંચે છે,' 'કાશી મહેતાજી થઇ.'

૧૮૪. (૧) કર્તાની સાથે વિશેષણ કે વિશેષણના જેવા શબ્દોનો સમૂહ ગુણ બતાવવાને આવે તો તે કર્તાના નામની પૂર્વે આવે છે; કર્મની સાથે પણ ગુણવાચકનો એજ સાધારણ નિયમ છેઃ—'આડ કરવાની ટેવવાળો ને કરડકણો ઘોડો ચાલતો નથી.' 'આળસુ ને મોડો ઉઠનાર છોકરો એકે પાઠ તૈયાર કરી શકે નહિ.' (૨) પણ જો કોઇના ગુણ કે સ્થિતિનું વર્ણન કરવું હોય, કે સ્થિતિ બતાવવી હોય તો વિશેષણ ક્રિયાપૂરણી થઇ પાછળ આવેઃ—'રંગીલદાસ ભલા છે,' 'તે માંદી છે.' (૩) છઠ્ઠી વિભક્તિનું નામ કે સર્વનામ અને વિશેષણ બેઉ કોઇ નામની સાથે આવે તો છઠ્ઠી વિભકિતવાળો શબ્દ પહેલો આવેઃ—'રાજાનો વડો કુંવર' (૪) અને તેની સાથે જો કોઇ સંખ્યાવાચક વિશેષણ આવે, તો તે હમેશાં ગુણવાચકની પૂર્વે આવવો જોઇએ, અને છઠ્ઠી વિભકિતવાળો શબ્દ તો પહેલોજ આવેઃ—'રાજાના બે ન્હાના કુંવર,' 'વર્ગના બે ઉપલા છોકરા.'

૧૮૫. (૧) સાધારણ વાતમાં, વખત બતાવનાર ક્રિયાવિશેષણ ઘણીવાર પહેલો આવેઃ—'ઓણ વરસાદ થોડો થયો,' 'હાલ માંદગી ચાલે છે,' (૨) ક્રિયાપદની સાથે કોઇ ક્રિયાવિશેષણ કે ક્રિયાવિશેષણ જેવો શબ્દસમૂહ, તે ક્રિયામાં, સ્થળ, સમય, નિમિત્ત વગેરે અર્થનો વધારો બતાવવાને આવતો હોય, તો તે ક્રિયાપદની પૂર્વે અર્થ અને મરોડ પ્રમાણે કર્મની પહેલાં કે પછી આવેઃ—'રામદાસે મને બહુ સમજાવ્યો,' 'તે દરવરસે, નિશાળના કામમાં, માન મેળવવાને, ઘણું ખરચે છે;' (૩) પણ નકારવાચક શબ્દો આજ્ઞાર્થે ને નિશ્ચયાર્થે વખતે છેડે આવે અને ક્રિયાપદ પૂર્વે જાયઃ—'તમે બોલશો મા,' 'તે તો આવ્યો નહિ.' (૪) તેમજ મિશ્રકાળમાં તો મુખ્યનો કૃદંતજ પહેલો આવે, છતાં નિષેધરૂપ થતાં, વખતે સાહ્યકારકનું નિષેધરૂપ પહેલું આવેઃ—'હું નહોતો જાણતો,' 'તે નથી આવ્યો.'

**૧૮૬.** પ્રશ્નાર્થ—પ્રશ્નાર્થ વાક્યમાં શબ્દાનુક્રમ નિશ્ચયાર્થ વાક્યના જેવોજ છે; માત્ર અંતે પ્રશ્નનું ચિહ્ન આવે છે; જેમકે—નિશ્ચયાર્થ 'તેં પાઠ વાંચ્યો છે.' એનું પ્રશ્નાર્થ—'તેં પાઠ વાંચ્યો છે?'; પણ આ અર્થ ખુલ્લો બતાવવાને આદિ કે અંતે 'શું' 'કે' એવા પ્રશ્નવાચક શબ્દો વાપરવાની રીત છેઃ—જેમકે 'શું તેં પાઠ વાંચ્યો છે?' 'કેમ પાઠ વાંચ્યો છે?' 'પાઠ વાંચ્યો છે શું?' 'પાઠ વાંચ્યો છે કે?' પ્રશ્નની સાથે આશ્ચર્યતાનો અર્થ સામેલ થતાં, અંતે 'કે શું' વાપરે છેઃ—'તેં પાઠ વાંચ્યો છે કે શું?' અને પ્રશ્નની સાથે સંદેહનો અર્થ સામેલ થતાં, છેડે 'કે કેમ' 'કે નહિ' અને ('કે નહિ'નું ટૂંકું રૂપ) 'કેની' આવે છેઃ—'પાઠ વાંચ્યો છે કે કેમ-કે નહિ-કેની?' ('ની' એકલો આગ્રહ બતાવેઃ—જાઓની, ખાઓની વ૦).

**૧૮૭.** ગુજરાતીમાં વાક્યના જુદા જુદા મરોડ અને ઢબ ઘણું કરીને બોલવામાં રહેલા છે, પણ શબ્દરચના ઘણીખરી બદલાતી નથી. અગત્યના શબ્દ ઉપર ઘણીવાર ભાર મૂકીને બોલાય છે અથવા તો તે શબ્દ પહેલો મૂકવાનો ચાલ છે; આવી રીતે ક્રિયાપદ કે કર્મ પણ પહેલો આવેઃ—'**વાંચ્યું** તેં લેસન ને **ઉઘડ્યું** નશીબ,' '**ભૂગોળ** તો તેં વાંચી છે.'

**૧૮૮.** સંયુક્તવાક્યમાં—'કે' અથવા 'જે' થી શરૂ થતું નામ-ઉપવાક્ય હમેશાં મુખ્યની પછી આવે; પણ જો એને છેડે 'એવું,' એમ, એ, તે' એવાં સર્વનામ વાપરીએ તો તે પહેલું મૂકાયઃ—'કોણે કહ્યું કે (જે) એ ખોટું છે?' 'એ ખોટું છે એમ કોણે કહ્યું?'

વાક્યરચનામાં મુખ્ય અન્વયના નિયમ જાણવા જરૂરના છે.

**૧૮૯. અન્વય**=એકબીજાની સાથે રૂપમાં મળતા આવવાનો સંબંધ. આવી જાતના રૂપવિકારના બે મુખ્ય સંબંધ છે. ૧ વિશેષ્ય ને વિશેષણનો; ૨ ક્રિયાનાથ ને ક્રિયાપદનો.

**૧૯૦.** વિશેષ્ય-વિશેષણ.—(સામાન્ય) વિશેષ્યની જાતિ, વચન અને વિભક્તિ પ્રમાણે વિશેષણનાં જાતિ, વચન, ને વિભક્તિ હોય છે, પણ વિભક્તિના પ્રત્યય વિશેષણને લાગતા નથીઃ—રાતા ફૂલનું, કાળો ઘોડો.

(૧) એક કરતાં વધારે વિશેષ્ય, સજાતીય-એકજ જાતિના હોય અને સમાનાર્થદર્શક અવ્યય 'ને-અને' થી જોડાયલા હોય તો વિશેષણ તેજ જાતિના બહુવચનમાં આવેઃ—ગુરૂ ને શિષ્ય (બેહુ) **ડાહ્યા** છે.

(૨) એક કરતાં વધારે વિશેષ્ય, વિજાતીય-જુદી જુદી જાતિના હોય અને સમાનાર્થદર્શક અવ્યય 'ને-અને' થી જોડાયલા હોય, તો વિશેષણ નાન્યતરજાતિના બહુવચનમાં આવે છેઃ—'ભાત, દાળ, અને શાક સારાં હતાં'; જ્યારે જુદી જુદી જાતિનાં નામનો સમાસ થયલો હોય ત્યારે પણ વિશેષણ આ રૂપમાંજ આવેઃ—'ભલાં માબાપને પીડવાં નહિ,' 'તે ધણીધણીઆણી ડાહ્યાં છે.'

(૩) પણ જો બે નામની વચ્ચે ભિન્નાર્થદર્શક 'કે' આવતો હોય તો, તેની પાસેના નામની જાતિ વિશેષણને લાગે છે:—'ઘરડો બાપ કે મા'; 'છોકરી કે છોકરો ડાહ્યો હોય' વ૦.

(૪) માન આપવાને સારૂ નારીજાતિના નામની સાથે વિશેષણ નાન્યતરના બહુવચનમાં આવે છે:—'મહારાણી બહુ **ભલાં** હતાં,' 'ગોરાણી **ડાહ્યાં** છે'.

(૫) વિશેષ્યને વિભક્તિનો પ્રત્યય લાગતાં, તેનું વિશેષણ જો વિકારી હોય તો તેમાં **ઓ** અને ઊં નો **આ** થઈ જાય છે; અને એક કરતાં વધારે વિકારી વિશેષણ હોય તો તે બધાંનું રૂપ બદલાય; લુચ્ચા; ચોટ્ટા અને ધુતારા માણસથી દૂર રહેવું વ૦.

૧૯૧. સર્વનામ—સર્વનામનાં જાતિ, વચન, જે નામને માટે તે વપરાયલું હોય તે ઉપરથી ઠરે છે; અને વિભક્તિ તો વાક્યના સંબંધ પ્રમાણે હોય:—'કોઈએક ગાંડો છોકરો હશે. તેને તેની મા જમવા તેડી ગઈ. સાથે તેની ન્હાની બ્હેન પણ હતી.'

૧૯૨. કોઈ વાક્ય કે શબ્દના સમૂહની પછી દર્શક સર્વનામ **એ** કે **તે** વપરાય છે; એ તેનો ભાવાર્થ બતાવે છે માટે નાન્યતર જાતિના એકવચનમાં છે, અને તેની સાથે વિશેષણ ને ક્રિયાપદ પણ એજ રૂપે આવે છે:—'તેઓ આગગાડીને રસ્તે આવ્યા **એ ડાહ્યું કીધું;**' 'ઉભા રહીને કૉપી લખવી **એ અઘરૂં છે.**'

૧૯૩. ઘણાં એકજ જાતિનાં નામ એકવચનમાં હોય તો પણ તેને દર્શાવવાને છેડે 'એ' આવે તો તે પેલાં નામની જાતિના બહુવચનમાં ગણાય; ને વિશેષણ અને ક્રિયાપદ પણ તે રૂપે આવે:—'છગન, લલ્લુ, અને મણિલાલ **એ સારા ગણાતા હતા;**' પણ જુદી જુદી જાતિનાં રૂપ હોય તો નાન્યતરજાતિનાં બહુવચનમાં આવે:—'રામદાસકાકા, છોટીબ્હેન, અને માજી **મોડાં આવ્યાં.**'

૧૯૪. સંબંધી સર્વનામ 'જે' અને તેની પાછળ દર્શક સર્વનામ 'તે' આવે છે તેની જાતિ એક છે, પણ વાક્યનો સંબંધ જુદો હોવાને લીધે વિભક્તિ તો જુદી હોઈ શકે;—'**જે** કાલે આવ્યો હતો **તેને** બોલાવો,' '**જેને** બોલાવ્યો હતો **તે** ક્યાં?'

**૧૯૫.** ક્રિયાનાથ અને ક્રિયાપદ.—ક્રિયાનાથનાં જાતિ, વચન પ્રમાણે ક્રિયાપદનાં જાતિ વચન હોય છે.

**૧૯૬.** નામ—ક્રિયાનાથ—(૧) એકજ જાતિનાં બે કે વધારે નામ, ક્રિયાનાથ તરીકે આવે, તે એકવચનમાં હોય, તો પણ તેમની વચ્ચે જો સમાનાર્થદર્શક અવ્યય (અને, ને, તથા) આવેલો હોય, તો ક્રિયાપદ તેની જાતિના બહુવચનમાં આવે:—'જગન્નાથ, લલ્લુ ને મોતીરામ મોડા **આવ્યા;**' (૨) પણ જો જુદી જુદી જાતિનાં નામ હોય તો ક્રિયાપદ નાન્યતરજાતિનાં બહુવચનમાં આવે:—

'આજે તમે ઈતિહાસ, કવિતા અને વ્યાકરણ **વાંચ્યાં નથી**' (વખતે છેલ્લાં પ્રમાણે પણ રૂપ ફરે).

**૧૯૭.** જો ભિન્નાર્થદર્શક (કે, અથવા, વા) આવે તો છેલ્લા પ્રમાણે ક્રિયાપદનું રૂપ ફરે; પણ ઘણું કરીને તે નામના પછી 'કોઈ, કંઈ કશું' વાપરવાનો ચાલ છે અને તે પ્રમાણે ક્રિયાપદ નાન્યતર જાતિના એકવચનમાં આવે:—'સસરો કે વહુ કોઈ આવ્યું નથી;' 'ઇતિહાસ કે ભૂગોળ કંઇ કીધું નથી,' 'ગણિત, લેખાં, વાંચન, કશું આવડતું નથી.'

**૧૯૮.** બે કરતાં વધારે જુદી જુદી જાતિનાં નામની વચ્ચે સમાનાર્થદર્શક (અને, ને) અવ્યય વાપરીને પણ તેની સાથે 'એમાંનું કોઈ-કંઈ કશું' વાપરવાનો ચાલ છે; ત્યાં પૂર્ણ ક્રિયાપદ નાન્યતર જાતિના એકવચનમાં આવે:—જેમકે 'શેલું, પાઘડી, અને દુપટ્ટો એમાંનું કશું **આણ્યું નથી.**' 'ગાડી, ઘોડો કશું **આવ્યું નથી.**'

**૧૯૯.** સર્વનામ-ક્રિયાનાથ—(૧) ક્રિયાનાથમાં જુદા જુદા પુરૂષના સર્વનામ હોય, તો તેમાં જો પહેલો પુરૂષ હોય તો ક્રિયાપદ પહેલા પુરૂષના બહુવચનમાં આવે છે:—'હું ને તે **આવીશું**' 'તું ને હું બેઉ **વાંચીશું**' 'હું ને તમે **જઈએ છીએ**' 'હું, તું ને તે **જઈશું.**' (૨) વળી પહેલા પુરૂષના સર્વનામની સાથે બીજું કોઇ નામ આવેલું હોય તોપણ ક્રિયાપદ પહેલા પુરૂષના બહુવચનમાં આવે:—'હું ને રંગીલદાસ **આવીશું.**' (૩) પણ જો પહેલો પુરૂષ ન હોય, અને બીજા પુરૂષ સર્વનામની સાથે ત્રીજો પુરૂષ સર્વનામ કે કોઈ નામ હોય, તો ક્રિયાપદ બીજા પુરૂષના બહુવચનમાં આવે:—'તું ને તે **આવતા હો તો ચાલો,**' 'રંગીલદાસ ને તું **આવશો** તો ઠીક.'

**૨૦૦. માનાર્થે**—(૧) એકવચનમાં ક્રિયાનાથની સાથે માનાર્થે ક્રિયાપદ બહુવચનમાં આવે:—'મહારાજ **પધાર્યા,**' 'બાપાજીને **બોલાવ્યા?**' (૨) જો નારી જાતિનું નામ હોય તો માનાર્થે ક્રિયાપદ નાન્યતરના બહુવચનમાં આવે:— 'રાણીજી **બોલ્યાં,**' 'સાસુજીને કેમ **ચિઢવ્યાં?**'

**૨૦૧. વિભક્તિ**—(૧) બે કે વધારે નામ એકજ વિભક્તિમાં આવે, તો ઘણુંકરીને છેલ્લા નામને વિભક્તિનો પ્રત્યય લાગે છે:—જેમકે, 'ધણીધણીઆણી અને છોકરાંનો એકજ સ્વભાવ છે,' 'ગરીબ અને તવંગરને સરખો જ ન્યાય આપવો.' (૨) પણ જો એવી રીતે સર્વનામ આવતાં હોય તો પ્રત્યેકને છૂટો પ્રત્યય લાગે છે:— જેમકે, 'મારો, તમારો અને તેનો એકજ વિચાર છે.' કોઈવાર રૂપ ન ફરે તો છેડે પણ આવે:—'હું, તું, અને તેથી કંઈ થાય નહિ.'

**૨૦૨.** કોઈવાર નામને પણ જુદા જુદા દર્શાવવાને, એકજ વિભક્તિમાં હોય, તોપણ પ્રત્યય પ્રત્યેકને છૂટા લાગે છે;—રામદાસને, તેના ભાઈને, બહેનને, એ બધાંને તેડી લાવજો.

૨૦૩. **સામાન્યકૃદંત**—આ કૃદંત જ્યારે કોઈ સકર્મક ક્રિયાપદનો કર્મ થઈને આવે છે, અથવા કોઈ નામયોગીની પૂર્વે આવી વિભક્તિનો પ્રત્યય લે છે, ત્યારે હમેશાં એને છેડે 'વા' આવી અવિકારી જેવો થાય છે. (સકર્મક છતાં કર્મ પ્રમાણે રૂપ બદલાતું નથી:—'તે ચોપડી **વાંચવા** ઈચ્છે છે' 'તમે શાપર ભાષણ **કરવા** માગો છો' 'તે શુધ્ધ **બોલવા** કરે છે.'

૨૦૪. **વર્તમાનકૃદંત**—આ કૃદંતની સાથે 'કે' 'ને' 'કૂને' આવા અવ્યયો પ્રત્યય તરીકે આવીને તેમાં ભૂતકૃદંતના જેવા અર્થની સાથે તરતનો અર્થ સામેલ કરે છે; જેમકે 'તે **ઉઠતી કે-ઉઠતીને-ઉઠતીકૂને** દોડી'=તે ઉઠીને તરત-ઉઠી અને તરત દોડી.'

૨૦૫. આથી પણ વધારે તરતનો અર્થ બતાવવાને આ કૃદંતના અવિકારી (જેને છેડે 'તાં' આવે છે એવા) રૂપની સાથે 'જ' 'વારને (ની વારને)' 'વારનેજ' 'વેળેજ' આવા શબ્દો પ્રત્યય તરીકે આવે છે:—જેમકે 'કેટલાંક પ્રાણી ઇંડાંમાંથી **નીકળતાંજ**-નીકળતાંવારને-નીકળતાંવારનેજ (વેળેજ) મરી જાય છે.'

૨૦૬. આ કૃદંત, ક્રિયાવિશેષણ તરીકે વાપરેલો હોય ત્યારે જો એમાં રીતિનો અર્થ હોય છે, તો વિકારી વિશેષણની પેઠે ક્રિયાનાથ પ્રમાણે એની જાતિ ફરે છે. જેમકે, ઘોડો 'લંગડાતો' ચાલે છે; છોકરી 'ચાળા કરતી' દોડે છે.' (સકર્મક કૃદંત છતાં પોતાના કર્મ પ્રમાણે રૂપ ફરે નહિ). પણ જો વખત કે કારણ બતાવવાનો અર્થ હોય તો ત્યાં આ કૃદંતનું અવિકારી રૂપ એટલે જેને છેડે 'તાં' આવે તેજ રૂપ વપરાય છે. એ ખરૂંજોતાં નાન્યતરનું બહુવચનનું રૂપ નથી પણ 'આં' પ્રત્યયથી બનેલું છે—('તાં' પ્રત્યયમાં સાતમીનો પ્રત્યય 'આં' ભળેલો છે):—છોકરો 'ચાલતાં (ચાલતામાં)' પડી ગયો, સૂર્ય 'ઉગતાં (ઉગતામાં)' ઉઠજો, રાત 'પડતાં (પડતામાં)' આવજો, તે પાલખ 'બાંધતાં (બાંધતાંમાં)' નીચે પડયો. (સકર્મક કૃદંત છતાં પોતાના કર્મ પ્રમાણે રૂપ ફરે નહિ). આ કૃદંત બેવડાતાં ક્રિયાવિશેષણ તરીકે ક્રિયાના ચાલુપણાનો કે દરમ્યાનનો વિશેષ અર્થ આવે:—'લંગડાતો લંગડાતો' પાલખ 'બાંધતાં બાંધતાં' વ૦. પણ અમુક વખત બતાવે ત્યાં આ અર્થ આવે નહિ.

૨૦૭. **ભૂતકૃદંત**—આ કૃદંત (નામતરીકે) જ્યારે કારણાર્થે તૃતીયામાં કે પંચમીમાં આવે ત્યારે એની સાથે મૂળનો કર્તા છઠ્ઠીમાં આવે છે;—જેમકે મારે ગયે—મારા ગયાથી, તારે આવે—આવ્યે=આવ્યાથી વ૦. તેમજ કર્તા પોતાને રૂપે રહી પ્રથમામાં પણ આવે:—હું ગયે=હું ગયાથી, તું આવે—આવ્યે=તું આવ્યાથી, તે નાઠે=તે નાઠાથી વ૦.

૨૦૮. **ક્રિયાવિશેષણ**—વિકારીવિશેષણ ક્રિયાવિશેષણ તરીકે કોઈ ક્રિયાપદની સાથે વાપરવું હોય, તો તેનાં જાતિ, વચન, કે ક્રિયાપદન કર્તા કે

કર્મ, જેની સાથે તે સંબંધ રાખતું હોય તે પ્રમાણે હોય છેઃ—'ઘોડો **ઉતાવળો** દોડે છે,' 'તે છોડી કામ **સારૂં** કરે છે.'

૨૦૯. જ્યાં ક્રિયાપદનો ભાવાર્થ, કર્તા ને ક્રિયાનાથ હોય, ત્યાં ક્રિયાવિશેષણ હમેશાં નાન્યતર જાતિનાં એકવચનમાં આવેઃ—જેમકે 'મારા પેટમાં **ઘણું** દુખે છે,' 'તેનાથી **સારૂં** વંચાય છે.' વ૦.

૨૧૦. **નામ—નામયોગી**—એક કરતાં વધારે નામ (કે સર્વનામ) ની સાથે એકજ નામયોગી સંબંધ રાખતો હોય, તો ઘણું કરીને છેલ્લા નામની સાથે વાપરે છેઃ—જેમકે 'આગ અને રેલ આગળ કંઈ રહેતું નથી,' 'મારે, તારે ને રંગીલદાસને વાસ્તે રહેવા દઇને વાત કરજે' વ૦. વખતે ચઢાવીને બોલતાં પ્રત્યેકની સાથે પણ વાપરે છે.—'મારે વાસ્તે, તારે વાસ્તે ને રંગીલદાસને વાસ્તે, રાખીને વાત કરજે' વ૦.

૨૧૧. **વાકયયોગી**—બે કરતાં વધારે શબ્દ કે બે કરતાં વધારે વાકયને જોડતાં, વાકયયોગી છેલ્લાની પૂર્વે આવેઃ—જેમકે. 'હું, તું, **અને** તે'; 'પાન, સોપારી **ને** એલચી'; 'સાપ, કેફ કે જળની રેલ'; 'કાશી દરરોજ સ્હવારના ઘરધંધો કરે, આખો દહાડો નિશાળે ભણે, **અને** રાતના ભરતાં સીવતાં શિખે' વ૦.

૨૧૨. **અધિકાર**નો ભાગ, વિભકિત, કૃદંત, કાળ વગેરેના પાઠમાં પ્રત્યેકની નીચેજ આવી ગયેલો છે (જોવું પ્રત્યેકના ઉપયોગ).

**જોઇએ, હો** અને **પડ,** નો સાહ્યકારક તરીકે ઉપયોગ.

૨૧૩. **જોઇએ***—આ ક્રિયાપદ અગત્ય કે ફરજ બતાવવાને મુખ્ય ક્રિયાપદના સામાન્યરૂપની સાથે સાહ્યકારક જેવો થઇને આવે છે; મુખ્યનો કર્તા કારણાર્થે ત્રીજી વિભક્તિમાં આવે છે; અને સામાન્યકૃદંત જો અકર્મક હોય તો તે જોઈએનો ક્રિયાનાથ થાય, અને પ્રયોગ ભાવે છે:—'તેણે જવું જોઇતું હતું;' પણ જો સામાન્યરૂપ સકર્મક હોય તો તેનો કર્મ એનો ક્રિયાનાથ થાય છે અને પ્રયોગ કર્મણિ જેવો છે:—'તેણે કૉપી લખવી જોઇતી હતી.'

---

***જોઇએ** એ મુખ્ય ક્રિયાપદ તરીકે વપરાય ત્યારે એ, **ગમ, મળ** જેવાં મૂળે સહભેદનાં રૂપો અકર્મક થઇને ભાષામાં વપરાયલાં છે તેવો ગણાય, અને એનું સંબંધી નામ ચતુર્થીમાં આવેઃ—'માણસને કામ જોઇએ.' આ ઉપરથી એના સાહ્યકારક તરીકેના ઉપયોગમાં પણ ભૂલે કર્તા ચતુર્થીમાં વપરાવા લાગ્યો હશે; અને તેમ લેતાં પદચ્છેદમાં એની સાથેનું સામાન્યરૂપ એનો સહકર્તા થાય અને સંબંધી નામ, કર્તા નહિ, પણ સંબંધાર્થે ચતુર્થી કહેવાય. તોપણ એ ચતુર્થીનો ઉપયોગ ઠીક લાગતો નથી; કારણ કે 'જોઇએ' અધ્યાહાર રહેતાં, વિધ્યર્થસામાન્યકૃદંતની સાથે તો ત્રીજીજ આવેઃ—**તેણે** જવું, **તેઓએ** વાંચવું.

**૨૧૪. હો***—આ ક્રિયાપદ ઈચ્છાનો અર્થ બતાવવાને મુખ્યના સામાન્યરૂપની સાથે સાહ્યકારક જેવો થઈને આવે છે. એની સાથે કર્તા તૃતીયા વિભક્તિમાં ન આવતાં, સંબંધી થઇને, સંબંધાર્થે ચતુર્થીમાં આવે છે, અને 'જોઈએ'ની પેઠે એનો ક્રિયાનાથ તે સામાન્યરૂપ થાય છેઃ—મારે જવું છે; તેને પાઠ લખવો હતો; તેઓને બોલવું હતું વ૦.

આ ક્રિયાપદ જ્યારે સામાન્યરૂપની સાથે આવી અવશ્ય ફરજ બતાવે છે ત્યારે 'જોઈએ'ની પેઠે એની સાથે પણ કર્તા તૃતીયા વિભક્તિમાં આવે છેઃ જેમકે '**તેણે** એ કામ કરવું હતું (કરવું જોઇતું હતું', 'તારે બોલવું હતું (બોલવું જોઇતું હતું).' માથે આવેલું કામ—એવો અર્થ બતાવવાને આ ક્રિયાપદની સાથે સામાન્યરૂપને બદલે ભવિષ્યકૃદંતનું રૂપ વપરાય છેઃ 'તેણે (તેને) એ કામ કરવાનું હતું' 'તારે અહિં રહેવાનું હતું' વ૦.

**૨૧૫. પડ***—આ ક્રિયાપદ અગત્યનો અર્થ બતાવવાને મુખ્યના સામાન્યરૂપની સાથે સાહ્યકારક જેવો થઇને આવે છે. એની સાથે કર્તા 'હો'ની પેઠે સંબંધી થઈને, સંબંધાર્થે ચતુર્થીમાં આવે છે, અને 'જોઇએ'ની પેઠે, એનો પણ ક્રિયાનાથ તે સામાન્યરૂપ થાય છેઃ—જેમકે 'મારે જવું પડયું' 'તેને દશ પુસ્તકો વાંચવાં પડયાં.'

## વાક્યપૃથક્કરણ.

૨૧૬. એક પૂર્ણ વિચાર જણાય એવા શબ્દસમૂહને વાક્ય કહે છે. પૂર્ણ વિચાર કહેતાં (૫૧માં કહ્યા પ્રમાણે) બે બાબત જોઈએ (૧) વિચારનો વિષય ને (૨) તે વિષયને વિષે જે કહેવાનું તે. આથી વાક્યના મુખ્ય બે ભાગ ઠરે—(વિષય પક્ષ) **કર્તૃપક્ષ**,† અને (વિધાનપક્ષ)—**ક્રિયાપક્ષ**.‡

૧. કર્તૃપક્ષ.—જે વિષય વિષે કંઈ કહેવામાં આવે તે.

૨. ક્રિયાપક્ષ.—તે વિષય વિષે જે કંઇ કહેવાય તે.

કર્તૃપક્ષમાં મુખ્ય કર્તા અને ક્રિયાપક્ષમાં મુખ્ય ક્રિયાપદ, આમ બે શબ્દ વગર વાક્ય બને નહિ; કર્તા અને ક્રિયાપદઃ—'પક્ષી ઉડે છે,' 'તે ગયો.' વ૦.

---

*હો અને પડને છૂટા લઇ, એના રૂપ પ્રમાણે અકર્મક ક્રિયાપદ કહીએ, તો સામાન્યરૂપ એનો કર્તા થાય, અને ચોથી વિભક્તિનું નામ સંબંધાર્થે ગણાય.

†**કર્તાને** ઉદ્દેશીને ક્રિયા થાય ત્યાં કર્તા એ ઉદ્દેશ્ય-એટલે ક્રિયાનાથ, તેમજ **કર્મ કે ભાવને** ઉદ્દેશીને ક્રિયા થાય ત્યાં કર્મ કે ભાવ એ ઉદ્દેશ્ય એટલે ક્રિયાનાથ થાય, આથી **કર્તાને** ઉદ્દેશ્ય સંજ્ઞા લાગુ પડે નહિ.

‡ખરૂં જોતાં વિચારનો વિષય તે 'વિશેષ્ય' અને તેને વિષે કહેવાનું તે 'વિશેષક'; જેમકે સમુદ્ર-ખારો, અને એને જોડનાર 'છે' 'હોય છે' એવા ક્રિયાપદ-શબ્દ આવે તો સંબંધક કહેવાય; એટલે ન્યાયપક્ષે વાક્યના વિશેષ્ય, વિશેષક, અને સંબંધક એવા ત્રણ ભાગ પડે. પણ ઘણાખરા ક્રિયાપદમાંજ વિશેષક અને સંબંધક સમાયલા રહે છે; એટલે વ્યાકરણમાં વિશેષ્ય=કર્તા, ને તેની સાથેના શબ્દો મળી કર્તૃપક્ષ; અને સંબંધક=ક્રિયાપદ ને તેની સાથેના શબ્દો મળી ક્રિયાપક્ષ; એ બેજ ભાગ પાડયા છે.

૨૧૭. વાક્ય ત્રણ પ્રકારનાં હોઇ શકે—**સાદું, સાન્વય, અને સંયુક્ત.**

૨૧૮. **સાદું વાક્ય**—જેમાં એકજ કર્તૃપદ અને એકજ ક્રિયાપદ આવે તે:—'રામજી સિધાવ્યા,' 'ઘોડો દોડે છે.'

૨૧૯. **કર્તૃપદ**—કર્તૃપક્ષમાં નામ, સર્વનામ વિશેષણ અને નામ જેવો શબ્દ, શબ્દનો સમૂહ કે આખું વાક્ય (જોવું કલમ ૧૯૨) કર્તા તરીકે આવે; આ કર્તાને, કર્તૃપદ કે 'સાદો કર્તા' કહે છે.

નામ—'**રામદાસ** આવ્યો,' '**ગાય** બરાડે છે,' '**ઝાડ** ઉગે છે,' વ૦.

સર્વનામ—'**તેઓ** બહાર ગયલા છે;' '**હું** એકલો છું.' **એ** ઠીક છે.

વિશેષણ—'**પૈસાદાર** દુખિયા છે,' '**ગરીબ** સુખી છે.'

કૃદંત ( કૃદંત શબ્દ સમુહ )—**કહેવું** તો સહેલ છે; **રાત્રે વાંચવું** ઠીક નથી.

વાક્ય—**ચોમાસામાં વરસાદ આવે ( એ )** કુદરતી નિયમ છે.

૨૨૦. કર્તૃપક્ષમાં કર્તાની સાથે વિશેષણ કે વિશેષણ જેવા શબ્દો, તેના ગુણ બતાવવાને આવે તે, '**કર્તાવિવર્ધક**' કહેવાય; આ વિશેષણ અને કર્તૃપદ સાથે લઈએ તો તેને 'પૂર્ણ કે વિવર્ધિતકર્તૃપદ' એટલે 'કર્તૃપક્ષ' કહેવાય.

**કર્તાવિવર્ધક**—કર્તાવિવર્ધક તરીકે વિશેષણ, છઠ્ઠી વિભક્તિનું નામ કે સર્વનામ, સમાનાર્થે પ્રથમા વિભક્તિનું નામ, વિશેષણ જેવો શબ્દસમૂહ, ને સંબંધી વિશેષણિક વાક્ય વિવિધ રીતે આવે છે.

**વિશેષણ—રાતો** ઘોડો ઠીક દોડે છે.

**છઠ્ઠી વિભક્તિનું નામ-સર્વનામ:—રાજાનો** કુંવર ડાહ્યો છે. **તેની** છોકરી માંદી છે.

**સમાનાર્થે પ્રથમા:—પેઢીવાળાનો છોકરો** રામદાસ ગાંડો નિકળ્યો.

શબ્દસમૂહ ( કૃદંતવિશેષણ )—**બીબાં ગોઠવવાનું** કામ અઘરૂં છે.

વિશેષણિક-શબ્દસમૂહ—'**પેલા ખુણામાંનો** છોકરો ઉંઘે છે.'

સં૦ વિ૦ વાક્ય—**( જે ) કાલે આવ્યો હતો તે** ( છોકરો ) આ રહ્યો.

૨૨૧. **ક્રિયાપક્ષ**—ક્રિયાપક્ષમાં મુખ્ય ક્રિયાપદ છે. ક્રિયાપદમાં અકર્મક અને સકર્મક એવા બે વર્ણ છે. કેટલાંએક અપૂર્ણ અર્થનાં અકર્મક ક્રિયાપદ, જેવાં કે હો, થા, ( નિવડ-નિકળ ), દેખા ( ભાસ-લાગ ), રહે, એવાં ક્રિયાપદોની સાથે કોઇ નામ નામ કે વિશેષણ જેવા પૂરક શબ્દો આવે ત્યારે તેનો અર્થ પૂર્ણ સમજાય; આ શબ્દો તેના **ક્રિયાપૂરણી** કહેવાય. (એવાં અકર્મક ક્રિયાપદ થોડાં છે તેથી ક્રિયાપૂરણીનો ભાગ જુદો ન પાડતાં ક્રિયાપૂરણી અને ક્રિયાપદ સાથે લઈ તેને ક્રિયાપક્ષમાં પણ ગણે છે.)

ક્રિયાપૂરણીમાં નીચેના શબ્દો આવે—

નામ—'**દિવાન** થયો,' 'હું **નોકર** રહ્યો,' 'તું **મૂર્ખ** બન્યો.'

વિશેષણ—'તે **માંદી** દેખાય છે.' 'છોકરો **આં ડો** નિકળ્યો.'

છઠ્ઠી વિભક્તિનું નામ–સર્વનામ -'આ ચોપડી **ભગવાનની** છે,' 'પેલી **મારી** છે.'

વિશેષણ જેવો શબ્દસમૂહ -'તારૂં કામ **ચોરી કરવાનું** નથી.'

**૨૨૨.** સકર્મક ક્રિયાપદની સાથે પણ તેનો પૂર્ણ અર્થ બતાવનારા શબ્દો આવે છે. આ ખરૂંજોતાં ક્રિયાપૂરણી જેવાજ પૂરક શબ્દો છે; પણ સકર્મક ક્રિયાપદનો મોટો જથો છે તેથી એની સાથે ક્રિયાપૂરકને જુદો વર્ગ પાડી બતાવવા જરૂરના છે; એને **કર્મ** એજ સામાન્ય સંજ્ઞા આપી છે:—તે **ચોપડી** વાંચે છે. (ક્રિયાપૂરણી અને કર્મ બેઉ ક્રિયાપદના **પૂરક** છે).

**૨૨૩. કર્મ** જે વર્ગના શબ્દો કર્તા તરીકે આવે છે તેજ વર્ગના શબ્દો કર્મ તરીકે આવે છે; અને એ પણ કર્તાની પેઠે તેટલીજ રીતે વધારી શકાય. અને તેને '**કર્મવિવર્ધક**' કહેવાય. વળી કેટલાંએક દ્વિકર્મી ક્રિયાપદને બે કર્મ લાગે છે તેમાં ખરો-પાસેનો તે ઉપસ્થ,* અને જેના સંબંધી કંઈ ક્રિયા થાય તે અનુપસ્થ ‡ કર્મ:—' તેણે **મને પૈસા** આપ્યા.'

**કર્મ**—સાદો કર્મ:—

નામ—' મહેતાજીએ **છોકરાને** બોલાવ્યો.' ' તેણે **ગાયને** મારી.'

સર્વનામ—'તેણે **મને** મોકલ્યો'; 'તમે **તે** લીધું છે.'

વિશેષણ—'**પૈસાદારને** બધા ગાંગે'; તમે **હાલ્યું** કીધું.'

કૃદંત—( કૃદંત શબ્દસમૂહ )—'મારૂં **કહ્યું** માનો'; '**રાત્રેવાંચવું** મૂકી દો.'

વાક્ય (નામ)—તેમણે કહ્યું કે **મારાથી ન અવાય.**

**કર્મવિવર્ધક**—(કર્મનો વધારો):—

વિશેષણ—'**બધા** છોકરાને બોલાવો;' '**રાતો** ઘોડો આણો.'

છઠ્ઠી વિભક્તિનું નામ કે સર્વનામ—'**શેઠના** છોકરાને મોકલો;' તેણે **મારી** ચોપડી ખોઈ નાખી.'

સમાનાર્થે દ્વિતીયા—'તેમણે રંગીલદાસના **છોકરા** બાબુભાઈને મોકલ્યો.'

કૃદંતવિશેષણ—'તમે **કહેલી** વાત ભૂલી ગયા;' '**કહ્યું** કામ કરો.'

કૃદંતશબ્દસમૂહ—'**ચોપડી બાંધવાનું** કામ શિખ્યો છે.'

વિશેષણિક શબ્દસમૂહ—'**સામા ઘરમાંના** માણસોને મોકલો;' '**પેલી મેજ પરની** ચોપડીઓ ઉંચી મૂકો.'

સંબંધકવિશેષણિક વાક્ય—'(જે) કાલે આવ્યો હતો તેનેજ પાછો મોકલો'

---

*ઉપસ્થને, **પ્રધાન કર્મ**; અને ‡અનુપસ્થને, **ગૌણ કર્મ** પણ કહે છે.

૨૨૪. **ક્રિયાવૃદ્ધિ**—ક્રિયાપક્ષમાં, ક્રિયાપદની સાથે ક્રિયાવિશેષણ, ક્રિયાવિશેષણ જેવો શબ્દ, ક્રિયાવિશેષણિક શબ્દ સમૂહ, ક્રિયાવિશેષણિક વાક્ય, તેના અર્થમાં વધારો કરવાને આવે છે; તેને **ક્રિયાવૃદ્ધિ** કહે છે. ( ક્રિયાપૂરણી વગર ક્રિયાપદનો અર્થ અધુરો રહે પણ ક્રિયાવૃદ્ધિ વગર ક્રિયાપદનો અર્થ અધુરો રહે નહિ, માટે ક્રિયાવૃદ્ધિને ભૂલે ક્રિયાપૂરણીમાં ન લેવા ).

ક્રિયાવૃદ્ધિમાં નીચેના શબ્દો આવે—

ક્રિયાવિશેષણ—'તે **ઉતાવળો** દોડે છે' 'લશ્કર **પાછું** હઠયું.'

ક્રિયાવિશેષણને અર્થે આવતાં વિભક્તિઓવાળાં નામ—'કાલે તે **સુરતથી** નિકળ્યો,' 'હું **માળે** રહું,' 'તે **કાલનો** માંદો છે.'

કૃદંતનામ ( નિમિત્તાર્થે )—'તે **પૈસા લેવાને** ગયો.'

કેવળપ્રયોગી પ્રથમા—'**સ્હવાર થતાં** વાદળ વેરાઈ ગયું.'

ક્રિયાવિશેષણિક શબ્દસમૂહ—'તે **પાઠ વાંચતો વાંચતો** આવે છે.'

ક્રિયાવિશેષણિક વાક્ય—'**જ્યારે અવાય** ત્યારે આવો.'

ઉપર પ્રમાણે સાદા વાકયમાં, કર્તૃપક્ષ અને ક્રિયાપક્ષના પેટાવર્ગ ગણતાં ૬ ભાગ થાય છે; તે નીચેના ટૂંકા વાકયમાં બતાવ્યા છે.

| | કર્તૃપક્ષ. | | ક્રિયાપક્ષ ( વિધેય ). | | | |
|---|---|---|---|---|---|---|
| | કર્તાવિવર્ધક | કર્તૃપદ | કર્મવિવ૦ | કર્મ | ક્રિયાવૃદ્ધિ | ક્રિયાપદ |
| વાક્ય | હુશિયાર | છોકરો | પોતાના | પાઠ | જલદીથી | શિખે છે. |

૨૨૫. **સાન્વય વાક્ય**—બે કે વધારે વાકય સમાનાધિકારે જોડાયલાં હોય તો તે આખું વાકય સાન્વયવાકય **કહેવાય**. એનાં અંગો એક બીજાના **સહગામી** કે સમાનાધિકારી વાકયો કહેવાય. અને તે નીચેને સંબંધે આવે:—

સંગદર્શક સંબંધ—રાજાજી નીકળ્યા છે **ને** તે કાલે આવશે.

વિરૂદ્ધાર્થદર્શક સં૦—તે જબરો છે **પણ** તેનામાં હિંમત નથી.

વિકલ્પદર્શક સં૦- તમે આવો **કે** કોઈને મોકલો.

કારણદર્શી સં૦—હું નહિ આવું, **કારણ કે** હું માંદો છું.

૨૨૬. કોઇવાર એક કર્તાની સાથે બે ત્રણ ક્રિયાપદ, બે ત્રણ કર્તાની સાથે એક ક્રિયાપદ, અને એક સકર્મક ક્રિયાપદની સાથે બે ત્રણ કર્મ આવે, ત્યારે એવાં

વાક્યોમાંથી કર્તા, ક્રિયાપદ કે કર્મની સંખ્યા જેટલાં જુદાં વાક્ય બનાવી શકાય; એવાવાં સંકોચાયલાં આખાં વાક્યને 'સંકોચિત સાન્વયવાક્ય' કહેવાય:—જેમકે 'હું અને તે આવીશું' (હું આવીશ અને તે આવશે), 'તે આવ્યો અને જમવા બેઠો.' 'તેણે સ્લેટ, પેન ને ખડિયો ખોઈ નાખ્યાં.'

૨૨૭. **સંયુક્તવાક્ય**—જેમાં એક મુખ્ય વાક્ય હોય, અને બીજાં વાક્યો તે આખા વાક્યના ઉપર, કે તેના કોઇ ભાગના ઉપર આધાર રાખનારાં હોય, ત્યારે તે આખું વાક્ય સંયુક્તવાક્ય કહેવાય; સંયુક્તવાક્યમાં, જેમાં મુખ્ય કર્તૃપદ ને ક્રિયાપદ આવ્યાં હોય તે **મુખ્યવાક્ય**, અને બીજાં તેના ઉપર આધાર રાખનારાં તે **ઉપવાક્ય** કહેવાય—'મહેતાજીએ કહ્યું કે કાલે હું જરા મોડો આવીશ; 'એમાં 'મહેતાજીએ કહ્યું' એ મુખ્યવાક્ય, અને 'કે કાલે આવીશ' એ ઉપવાક્ય છે.

૨૨૮. **ઉપવાક્ય** ત્રણ જાતનાં હોઇ શકે—**'નામવાક્ય,' 'વિશેષણિક-વાક્ય'** અને **ક્રિયાવિશેષણિકવાક્ય.'**

**નામવાક્ય**—નામના જેવા સંબંધે મુખ્યવાક્યની સાથે તેના કર્તા, કર્મ તરીકે, કે કર્તા–કર્મની (તેમજ ક્રિયાપૂરણી કે વાક્યમાંના કોઇ પણ નામની) સમાન વિભક્તિએ આવી તેના વિવર્ધક તરીકે વપરાય:—(કર્તા–'જુઠું બોલો છો (એ) ઠીક નથી. (કર્મ)—તે કહે છે 'કે હું જુઠો નથી.' (કર્તાવિ૦)—'કદી નિરાશ થવું નહિ' એ વિચાર ખરો છે. (કર્મવિ૦)—તેણે વચન આપ્યું 'કે હું કાલે આવીશ.

**વિશેષણિકવાક્ય**—વિશેષણના જેવા સંબંધે મુખ્યવાક્યના કર્તા, કર્મ કે કોઈપણ નામની સાથે આવે:—'જે તમને ગમ્યું તે સારૂં છે,' 'મેં જે કાલે આપી હતી તે (ચોપડી) લાવો.'

**ક્રિયાવિશેષણિકવાક્ય**—ક્રિયાવિશેષણને સંબંધે મુખ્યવાક્યની સાથે ક્રિયાવિશેષણિક સંયોજકથી જોડાયલાં હોય છે; અને મુખ્યના ક્રિયાપદની ક્રિયાનો સમય, સ્થળ, રીતિ વગેરે બતાવે છે:—(સમય)—'જ્યારે તમે આવશો ત્યારે' હું તૈયાર થઇશ. (સ્થળ)—'જ્યાં તે રહેતો હતો ત્યાંજ' રહે છે. (રીતિ)—'જેમ ફાવે તેમ' કરો. (કારણ કે પરિણામદર્શક) 'હું માંદો છું' તેથી ન અવાય).

૨૨૯. સાન્વયમાં કોઇ ભાગ સંયુક્ત હોય, તેમજ સંયુક્તમાં કોઈ સાન્વય હોય તેવાં વાક્યને **મિશ્ર** (સાન્વય મિશ્ર કે સંયુક્ત મિશ્ર) કહે છે. (બે કે વધારે સંયુક્ત વાક્ય અથવા એક સાદું અને એક સંયુક્ત વાક્ય, બે મુખ્ય અર્થે સહગામી થઈ વપરાય તો તે આખું સાન્વય મિશ્ર; અને મુખ્યસંયુક્તની સાથે, બીજા, ઉપવાક્ય થાય તો તે આખું સંયુક્ત મિશ્ર.)

**સૂચના**—સાન્વય અને સંયુક્ત કે મિશ્રમાંથી પ્રત્યેક વાક્ય જુદું લઈએ તો સાદા વાક્ય પ્રમાણે તેનું પૃથક્કરણ થાય. વાક્યયોગી, કેવળપ્રયોગી અને સંબોધન, એ ત્રણ વાક્યના કોઈ ભાગ નથી; એને પૃથક્કરણમાં લેવા નહિ.

# સાન્વય તથા સંયુક્ત વાક્યની પૃથક્કૃતિ.

(अ) એનું બોલવું નિષ્કપટી જણાય છે, પણ એનાં કૃત્યો ઉંડા ઉતરીને જોતાં બેશક ઉલટી વાત સૂચવે છે.

(ब) સાહેબ અમારી વર્ગમાં કહી ગયા છે કે આવતી કાલે તમારા કાગળો તમને પાછા આપીશું.

| વાક્ય. | વાક્યની જાત. | સંયોજક. | કર્તૃપક્ષ | | ક્રિયાપક્ષ (વિધેય). | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | —પૂરક— | | | | |
| | | | સાદો કર્તા. | કર્તાવિ૦ | સાદો કર્મ | કર્મવિ૦ | ક્રિયાપૂ૦ | ક્રિયાવૃદ્ધિ | (ક્રિયાપદ) સાદો ક્રિયાપક્ષ |
| अ. એનું બોલવું— —સૂચવે છે. | સાન્વય | | | | | | | | |
| ૧. એનું બોલવું— —જણાય છે. | મૂળ સાદું વાક્ય (૨)નું સહગામી. | | બોલવું | એનું | | | નિષ્કપટી | | (નિષ્કપટી) જણાય છે |
| ૨. (પણ)એનાં કૃત્યો —સૂચવે છે. | (૧)નું સહગામી. વિરૂદ્ધાર્થ સંબં૦ | પણ | કૃત્યો | એનાં | વાત. | ઉલટી | | ઉંડા-જોતાં,સમય વ૦ બેશક (રીત-ખાત્રી) | સૂચવે છે |
| ब. સાહેબ-આપીશું. | સંયુક્ત. | | | | | | | | |
| ૧. સાહેબ—— —કહી ગયા છે. | મુખ્ય વાક્ય. | | સાહેબ | | (કે આવતી —આપીશું) | | | અમારી વર્ગમાં (સ્થળ) | કહી ગયા છે |
| ૨. (કે) આવતી— —આપીશું. | નામ ઉપવાક્ય. (મુખ્યમાં) 'કહી ગયા છે'નો કર્મ. | કે | (અમે) અધ્યાહાર | | ૧. કાગળો-ઉ ૨. તમને— (અનુપસ્થ) | તમારા | | ૧. આવતી કાલે (સમય) ૨. પાછા (રીત વ૦) | આપીશું |

# કવિતાવિચાર.

## ૨૩૦. પિઙ્ગળ-પદ્યબંધને લગતી ઉપયોગી સૂચના.

૧. **પિઙ્ગળ***—કવિતા રચવામાં શબ્દો કેવી રીતે કયે નિયમે ગોઠવવા એ સંબંધીનું જેમાં વિવેચન કરેલું હોય તે શાસ્ત્ર.

૨. **માત્રા**—કોઈ અક્ષરનો ઉચ્ચાર કરવામાં જે વખત લાગે છે તેના માપને **માત્રા** કહે છે. મૂળ હ્રસ્વ સ્વર; તે પરથી એને બોલતાં જે વખત લાગે તેટલું મૂળ માપ ઠેરવી—**લઘુ**ની એક માત્રા ગણાય છે. ગુરૂને બોલતાં તેનાથી બમણો વખત લાગે માટે **ગુરૂ**ની બે, ને પ્લુતની બેથી વધારે.

વ્યંજનો પણ તેની સાથે ભળેલા સ્વર પ્રમાણે હ્રસ્વ કે દીર્ઘ ગણાય; અને તે પ્રમાણે તેની માત્રા પણ ગણવી.

૩. **માત્રાવિચાર**—હ્રસ્વ-સ્વર અથવા હ્રસ્વ-સ્વરવાળા વ્યંજનની એક માત્રા; જોડાક્ષર પણ એક અક્ષર ગણાય એટલે હ્રસ્વ-સ્વરવાળા જોડાક્ષરની પણ એક માત્રા લેવી.

હ્રસ્વ અક્ષર પછી કોઈ જોડાક્ષર આવવાથી તે જો થડકાતો બોલાય તો હ્રસ્વ છતાં ગુરૂ ગણી તેની બે માત્રા લેવાય:—'**ધર્મ**' એમાં જોડાક્ષરને લીધે 'ધ' થડકાતો બોલાયો માટે એની બે માત્રા—કષ્ટ, અક્ષર, વ૦. (પણ 'કહ્યો-રહ્યો-' એમાં 'ક-ર' થડકાતા નથી તેની બે માત્રા નહિ.)

દીર્ઘસ્વર અથવા દીર્ઘસ્વરવાળા વ્યંજન ગુરૂ કહેવાય, અને તેની બે માત્રા ગણાય. સાનુસ્વાર (અનુસ્વારવાળો) હ્રસ્વ, પણ ગુરૂ લેવાય.

ચરણને અંતે જે અક્ષર આવે તે ગુરૂ છતાં જોઈએ તો હ્રસ્વ, અને હ્રસ્વ છતાં ગુરૂ, લેવાની છૂટ છે. છેડે વ્યંજન હોય તો તેની પૂર્વનો ઉપાન્ત્ય (છેડાની આગળનો) અક્ષર પણ કામ પડે હ્રસ્વ છતાં ગુરૂ લેઈ તેની બે માત્રા ગણાય.

**માત્રા**—છપ્પો-હ્રસ્વાક્ષર તે **લઘુ**, **ગુરૂ** દીર્ઘાક્ષર લીજે,
લઘુ જોડાક્ષર પરે, થડકતો ગુરૂ ગણીજે;
માત્રા લઘુની **એક**, ગુરૂની **બેજ** પ્રમાણો,
સંધિ સ્વર પણ દીર્ઘ, ગુરૂમાં એને આણો,
વળી સાનુસ્વર હ્રસ્વજ છતે, ગુરૂ જેવો કહેવાય છે;
લઘુ ગુરૂસમ, ગુરૂ લઘુસમો, કાવ્યકળે લેવાય છે.

**લઘુ-ગુરૂ-ચિહ્ન**—માત્રામેળ આણવાને માટે હ્રસ્વને દીર્ઘ, અને દીર્ઘને હ્રસ્વ ગણવાની કવિને છૂટ છે—માટે હ્રસ્વને દીર્ઘ ગણવો હોય તો તેના ઉપર'—' એહાવી આડી લીટી જેવું ચિહ્ન કરે છે; અને દીર્ઘને હ્રસ્વ ગણવો હોય તો તેના ઉપર '◡' એહાવું અર્ધવર્તુલ-ચંદ્રાકાર ચિહ્ન કરે છે.

---

*પિઙ્ગળ મુનિએ પ્રથમ પદ્યશાસ્ત્ર લખ્યું તેના નામ પરથી પિઙ્ગલ કહેવાયું.

૪. **ગણવિચાર**—લઘુ ગુરૂ અમુક નિયમે ત્રણત્રણ અક્ષરો એક જથ્થે લેઈ, કવિતારચનામાં જેની ગણત્રી લેવાય છે, તેને **ગણ** કહે છે. ગણ ૮ (આઠ) છેઃ— **મ, ભ, જ, સ, ન, ય, ર, તઃ**—એને **મગણ ભગણ** એવી રીતે **કહે છે.**

### ગણ* ઓળખવાની રીત—દોહરા

સર્વ, આદિ, મધ, અંત—ગુરૂ, લઘુ પણ તેમજ જાણ;
મ, ભ, જ, સ, ન, ય, ર, ત, આઠ ગણ, પિઙ્ગળભેદ પ્રમાણ.

| | | | | |
|---|---|---|---|---|
| **સમજ—સર્વ** | – ગુરૂ | = સઘળા ત્રણે ગુરૂ | તે (— — —) | **મગણ** |
| **આદિ** | – ગુરૂ | = પહેલોગુરૂ ને બે લઘુ | તે (— ⏑ ⏑) | **ભગણ** |
| **મધ્ય** | – ગુરૂ | = વચલોગુરૂ ,, | તે (⏑ — ⏑) | **જગણ** |
| **અંત** | – ગુરૂ | = છેલ્લોગુરૂ ,, | તે (⏑ ⏑ —) | **સગણ** |
| **સર્વ** | – લઘુ | = સઘળા ત્રણે લઘુ | તે (⏑ ⏑ ⏑) | **નગણ** |
| **આદિ** | – લઘુ | = પહેલોલઘુ ને બે ગુરૂ | તે (⏑ — —) | **યગણ** |
| **મધ્ય** | – લઘુ | = વચલો લઘુ ,, | તે (— ⏑ —) | **રગણ** |
| **અંત** | – લઘુ | = છેલ્લો લઘુ ,, | તે (— — ⏑) | **તગણ** |

૫. **પ્રયત્નવિચાર**†—શબ્દ બોલતાં, તેના કોઈ પદના ઉપર ભાર મૂકવામાં આવે છે, તેને **પ્રયત્ન**‡ કહે છે. પ્રયત્ન ૩ પ્રકારના છે: **ઉદાત્ત** (ઉંચો), **અનુદાત્ત** (નીચો) અને **સ્વરિત** (મિશ્ર પ્રયત્ન).

ઉદાત્ત—પ્રથમ પદના ઉપર જે વિશેષ ભાર મૂકાય છે તે. એનું ચિહ્ન તેના ઉપર ( । કે ′ ) અહાળી લીટી કરે છે:—કંપટ, લીધું, બોલો.

અનુદાત્ત—ઉદાત્તની પછીના પદપર સહજ ભાર આવે છે તે. એનું ચિહ્ન નીચે (–) અહાવું (અથવા વખતે ઉપર ( । ) અહાવું કરે છે:—મુહિમા.

સ્વરિત—એ ઉદાત્ત સાથે આવી પૂરા ઉદાત્ત થહિ થતાં, જે મિશ્ર પ્રયત્ન થાય તે. એનું ચિહ્ન નીચે (–) અહાવું કરે છે અથવા બેઉની ઉપર (∧ કે–) અહાવું કરે છે:—વાગેલું, દીવેલું.

---

*ગણશ્લોક—आदि मध्यावसानेषु, भजसा यान्ति गौरवम्
यरता लाघवम् यान्ति, मनौ तु गुरुलाघवौ.

**ગીતિ**—આદિ, મધ્યે, અંતે, આણી ગુરૂને, **ભ-જ-સ** ગણો ભણવા;
એમ **ય-ર-ત** પણ લઘુથી, સર્વ ગુરૂ-લઘુ આણી **મ-ન** ગણવા.

† વેદમંત્રોમાં પ્રયત્ન ઉપર ઘણો આધાર છે. ગુજરાતીમાં એનો નિયમ નથી.

‡ વાક્યમાં જુદા જુદા શબ્દો ઉપર ભાર મૂકવાથી જે અર્થનો ફેર થાય છે તેને પ્રયત્ન નહિ પણ **અવધારણ** કહે છે:—'તમે કાલે ઘેર ભણજો.' એના પ્રત્યેક શબ્દના ઉપર ભાર મૂકવાથી અર્થ ફરે છે. આ બધા ભેદ બોલવામાં છે.

**વૃત્ત** કે **છંદ**—અમુક નિયમિત ગણત્રી પ્રમાણે માત્રા કે અક્ષર ગોઠવી કવિતારૂપમાં પૂર્ણ રચના થાય, તેને **વૃત્ત** કે **છંદ** કહે છે.

**તુક**—છંદના અમુક ભાગ અથવા લીટીને તુક કહે છે :—'દોહરા' એમાં બે હાર=લીટી; તે દરેક તુક કહેવાય. (તુકને, વખતે 'પાદ' પણ કહે છે; તે ઉપરથી ચોપાઈ=ચાર પાદ; છપ્પા=છપાદ-છ લીટી ).

**પાદ**—તુકના બે વિભાગ કરીએ તે પ્રત્યેકનું નામ પાદ કે ચરણ.

**યતિ-જતિ**—પાદમાં પણ ભાગ પડી, વચ્ચે અટકવાનું કે આચકો ખાવાનો આવે છે, તેને યતિ કે જતિ કહે છે.

**અનુપ્રાસ**—સ્વરોનું, વ્યંજનોનું કે શબ્દોચ્ચારનું મળતા આવવું તે. સામાન્ય રીતે છેડે મળતા ઉચ્ચાર આવે તેને 'પ્રાસ કે અનુપ્રાસ મેળવવા' કહે છે; એટલે તેનું નામ અંત્યાનુપ્રાસ. તુકમાં કે છંદમાં વચ્ચે જે એકસરખા વર્ણ કે શબ્દોચ્ચાર આવે છે તેના ઝડ, **યમકઝમક** એવા ભાગ થઈ શકે છે. એને **મિત્રાક્ષર** કે **વર્ણ-સગાઈ** પણ કહે છે. ( વિશેષ વિવેચન અલંકારમાં આપેલું છે).

૯. **રચનાવિચાર**—કવિતાની રચના મુખ્યત્વે કરીને, કવિતાનો પિણ્ડ જે **અલંકાર**, અને આત્મા જે **રસ**, એ બેના ઉપર આધાર રાખે છે. ભાષામાં ગદ્યવાક્યરચનામાં પણ અલંકાર નેં રસનું આરોપણ સ્વાભાવિક છે, તથાપિ કવિતામાં એ વિશેષે હોય અને એનીજ ખુબી.

ગીતિ—અંગાલંકારે જ્યમ, શોભી, દીપે શરીર મનુષ્યતણું ;
ભાષાલંકારે ત્યમ, દીપે ભાષાકેરૂં મહત્વ ઘણું.
ષડ્રસયુક્તજ ભોજન, સુસ્વાદ આપી મુદિત કરે મનને ;
નવરસવિભૂષિત ભાષા, અતિ આલ્હાદિત કરે સુજ્ઞજનને.

અલંકાર તેમજ રસ એ બે વિષયોને સારી રીતે જાણવા સમજવા માટે એ વિષયોનું પાકું જ્ઞાન હોવું જોઈએ. તેને માટે કવિશ્રી નર્મદાશંકરના અલંકારપ્રવેશ, રસપ્રવેશ, તેમજ કવિ સવિતાનારાયણની અલંકારચંદ્રિકા, એવા એવા ગ્રંથો ખરા સાધનભૂત છે; જેના અવલોકનાનુસાર, કવિતારચના લખતાં, આ વિષયો એમાં મુખ્ય અંગીભૂત હોવાને લીધે, કવિતા તરફ રૂચી થયલી એવા વિદ્યાર્થીઓને એનું કંઈક ભાન થાય એવી એવી બાબતો, તેમાં મુખ્યત્વે કરીને પિણ્ડરચનાને લગતી બાબતો, સૂચના તરીકે આ લઘુ ગ્રંથમાં દાખલ કરી છે. [ખાસ અભ્યાસને માટે ઉપર કહેલાં પુસ્તકો જોવાં.]

## ૧. અલંકાર.

શરીરને શોભાવનારી વસ્તુ અર્થાત્ ભૂષણ એટલે ઘરેણું તે અંગાલંકાર કહેવાય—તેમજ ભાષાને શોભાવનારી વસ્તુ એટલે ભાષાનું ભૂષણ તે ભાષાલંકાર. એને સાધારણ રીતે **અલંકાર** સંજ્ઞા આપી છે.

**અલંકાર**—ખુબીવાળું બોલવું લખવું, જે વડે ભાષા સુશોભિત, ચમત્કારી, અને તેથી વિશેષ અસરકારક થાય છે, તેને **અલંકાર** કહે છે.

ભાષાલંકારના મુખ્ય બે ભેદ છે:—**શબ્દાલંકાર** અને **અર્થાલંકાર**. (તેમજ વળી કાવ્યરચનામાં, વર્ણલોપ, વર્ણવૃદ્ધિ, વર્ણવ્યત્યય, પદમિશ્રણ, પદવિભંજન એવા પ્રયોગો–વર્ણપ્રયોગો થાય છે).

**શબ્દાલંકાર**—કવિતાની પિણ્ડરચનામાં વિશેષે કરીને શબ્દોની જે યુક્તિ અને ચમત્કૃતિ હોય છે તે શબ્દાલંકાર.—એમાં અનુપ્રાસ, ઝડઝમક, બાહ્યાન્તરલાપિકા, ચિત્રકાવ્ય, ચિત્ર, તેમજ શ્લેષ વ૦ આવે. (એમાં શબ્દલોપ, શબ્દપુનરાવૃત્તિ, શબ્દવૃદ્ધિ, ક્રમફેર વ૦ પણ આવે).

૧. **અનુપ્રાસ**—સ્વર, વ્યંજન, કે શબ્દોચ્ચારનું મળતાપણું તે. એમાં અંત્યાનુપ્રાસ, પાદપ્રાસ, યતિપ્રાસ, ઝડ, યમક–ઝમક એવા પ્રકાર છે.

ગુજરાતી કવિતાની ખુબી ખાસ કરીને તુકને છેડે અનુપ્રાસ મેળવવામાં રહેલી દેખાય છે. એમાં દોષવાળી કવિતા જાણે ગુજરાતી કાનને સારીજ લાગતી નથી. જો કે સંસ્કૃત શ્લોક કે વૃત્તોમાં એવું દીઠામાં આવતું નથી. પહેલી તુકના છેડાનો તે પ્રાસ, બીજી તુકના છેડાનો તે તેનો અનુપ્રાસ. છેડે શબ્દોચ્ચાર મળતા આણવા તે **પ્રાસાનુપ્રાસ** કે **અંત્યાનુપ્રાસ**.

**અંત્યાનુપ્રાસ**—દરેક તુકને છેડે જે શબ્દોચ્ચાર એટલે છેડાના અક્ષર અને ઉપાન્ત્ય સ્વરનું મળતું આવવું તે:—

સંસારે સિંચીને ધર્યો શું ધિકતો, અગ્નિ અવિદ્યા **તણો**,
આપ્રાણાન્ત અસહ્ય દુઃખ અતિશે, દાહે હું દાઝું **ઘણો**.

**પાદાનુપ્રાસ**—દરેક પાદ-અર્ધતુકને છેડે જે શબ્દોચ્ચારનું સરખાપણું હોય તે. એને ચોક પણ કહે છે:—

પ્રમાણિકા—વિચારી જો **વિવેકથી**, શું વ્યર્થ તું **મરે મથી**;
ટળે ઉપાધિ **સ્થૂળ આ**, ભળેજ જીવ **બ્રહ્મમાં**.

**યત્યનુપ્રાસ**— યતિએ યતિએ જે પ્રાસ મેળવવામાં આવે છે તે:—

જય જગ**કર્તા**, વિઘ્નજ**હર્તા**, શાન્તિ**ધર્તા**, નમન કરું;
ધર્મજ **ધારી**, મર્મ **વિચારી**, ક્લેશ **નિવારી**, નિત્ય સ્મરું.

૨. ઝડ—તુકે તુકે આખા છંદમાં ઘણા એકસરખા શબ્દોચ્ચાર અનુક્રમે કે ક્રમવગર આવેલા હોય અથવા ઘણા વ્યંજન કે સ્વર એકસરખા કે એક સ્થાનના હોય તેને સામાન્યરીતે ઝડ કહે છે. એના છેકાનુપ્રાસ, શ્રુત્યનુપ્રાસ, વૃત્યનુપ્રાસ, એવા વિભાગો થઈ શકે.

**છેકાનુપ્રાસ**—નજીક નજીક સરખા ઉચ્ચારના શબ્દો, એટલે છેડાના અક્ષરો મળતા આવે એવા શબ્દો કેટલાક આવે તે :—

દોહરા—**પાપ બાપ** નવ **માપ** હું, **શાપ**કણી શિર **છાપ**;
**થાપ**, ઉથાપિ **શાપ** એ, દાસ **આપ**, દુઃખ **કાપ**.

**શ્રુત્યનુ૦**—સરખા કે સરખા સ્થાનના ઘણાં વર્ણો વગરક્રમે આવે તે :—
ઈન્દ્રવજ્રા—વારિ વહે વેગ કરી પ્રવાહે, વિવિધ વસ્તુ વનની તણાએ ;
(કાવ્યવિ૦) ઝાડો તણા ઝુણ્ડ વિષે ભરાતાં, મૂળે થકી ઉખડી તે તણાતાં.

**વૃત્યનુ૦**—અનુક્રમે ઘણા શબ્દોનો પહેલો અક્ષર સરખો આવે તે :—

**પ**કડયો **પ**થ્થર હાથ, **પ**ટકીને ભીડી બાથ,
**પ**ટાન્તરે **પા**રસા તે, **પ**કડી ન **પા**ડતો ;
**સા**નથી કરીને **સા**દ, **શો**ધવાની ભુલી યાદ.
**ભ**ગવાન **ભું**ડ પેઠે, **અ**વસ્થા **આ**ડતો.

૩. **યમક-ઝમક**—એકજ શબ્દ ઘણીવાર જુદે જુદે અર્થે કે એકજ અર્થે આવે તે. એને **લાટાનુપ્રાસ** કહે છે. જુદે અર્થે શબ્દના પુનરૂક્તિવાળા લાટાનુપ્રાસમાં વિશેષ ખુબી આવે છે :—

દોહરા—**કાળ**-ક્રમણ **છેદી** કર્યું, આદિ નિયમે આળ;
**કાળે કાળ** થયા તમે, કેમ છોડશો **કાળ**. (ભોળાનું ભાવિ)

૪. **બાહ્યાન્તરલાપિકા**—કોઈ પણ કવિતા છંદ કે વૃત્તમાં દરેક **ચરણ**ના આદિ અંત અક્ષરો લેતાં, કે અંદરથી કોઈ ક્રમે અક્ષરો લેતાં, કંઈ નામ કે અર્થ નિકળે તે. આવી રચનામાં દરેક ચરણનો પહેલો અક્ષર લેતાં કંઈ અર્થ નિકળે તે બાહ્યલાપિકા ; ને અંદરની રચનામાંથી અમુક સ્થાનના અક્ષરો લેતાં કંઈ અર્થ નિકળે તે અંતરલાપિકા :—

છપ્પય—**ભ**વિષ્ય ધૂળે ભળે, ભોગ ઝાઝેરા લાગે ;
**ગ**ળતાં ગાત્ર સમસ્ત, સ્વજન છો સરવે ત્યાગે ;
**વા**ધે વિષ વિશેષ, દ્વેષીનો દ્વેષજ જાગે ;
**ન**ષ્ટ થાય નીજ નામ, દામ દ્રષ્ટિથી ભાગે ;
**ભ**લે શીષજ છેદઈ જતાં, ધીરજ ન ડગે જેહની ;
**ટ**કતો ટેકી થૈ સત્યમાં, ધન્ય જનુની તેહની ;

શિર નવ લીધું આળ, ગાળ નહિ કોની ખાધી ;
વસ્યો વેરીમાં વાસ, રાખી સૌ અલગ ઉપાધી ;
શંકા નહિ સંકટે, સુખમાં છાક ન આણ્યો ;
કર્યો ન કેદી ક્લેશ, અંતરે આનંદ માણ્યો ;
રહેતો સતવ્રત નિત આદરી, પર પૈસો પથ્થર ગણ્યો ;
કક્કાથી કદી પાછો ફર્યો, તોય સકળ વિદ્યા ભણ્યો ;

અંતરલા૦—રંક રહી દિનરાત, ઉચ્ચ સ્વર નહિ ઉચ્ચારે ;
ના દેખાવે દુષ્ટ, કોદિ દુર્બુદ્ધિ ન ધારે ;
નિત્ય રહે રળિયાત, સદા-ચરણે ચિત્ત ધરતો ;
લેશ ન નિયમે ન્યૂન, પાપથી સહજે ડરતો ;
વળી વેરી વા'લા સમ ગણે, સ્વજને મહતા લે સદા ;
કારજ સહુ સીધ્યું તે નરે, દુર્બળતા જ આવે કદા.

૫. **ચિત્રાકૃતિકાવ્ય**—અમુક ચિત્રાકૃતિમાં આવી રહે તેવી રચના.

૬. **ચિત્ર** જે અક્ષરો વડે પ્રશ્નરૂપ કથન થયું હોય તેજ અક્ષરથી બનતા શબ્દોમાં સર્વ ઉત્તર સમાયલો હોય ત્યાં ચિત્ર:—

**કા મદહન** મોક્ષદ છે ? **કો મલવપુ** છે કારણ બંધનનું ? (પ્રશ્ન).
**કામદહન** મોક્ષદ છે, **કોમલવપુ** છે કારણ બંધનનું. (ઉત્તર).
**કા માતુર** તન ત્યાગે? **કો પિતા** કરે તાડન નિજ તનને. (પ્રશ્ન).
**કામાતુર** તન ત્યાગે, **કોપિતા** કરે તાડન નિજ જનને. (ઉત્તર).

અર્થ--કયા મદનું હણવું મોક્ષદ છે ? કયું 'મલવપુ' એટલે પાપરૂપી શરીર (પાપ-વસ્તુ) બંધનનું કારણ છે ? ઉત્તરમાં 'કામનું દહન' એ મોક્ષદ છે; અને 'કોમલવપુ' નાજુક-દેખાવડું શરીર—વા નાજુક શરીર છે જેનું એટલે સ્ત્રી-બંધનનું કારણ છે. (આમાં 'શ્લેષાલંકાર' પણ થાય.)

**શ્લેષ**—એકજ શબ્દના જુદા જુદા અર્થવડે એક કથનના એક કરતાં વધારે અર્થ નિકળે ત્યાં શ્લેષાલંકાર. શ્લેષ અને ચિત્ર એ બેમાં તેમજ **લક્ષણામાં** શબ્દયુક્તિની સાથે અર્થચમત્કૃતિ પણ આવે છે.

**લક્ષણા**—કોઈ શબ્દના મુખ્ય અર્થને બદલે તેનો લાક્ષણિક અર્થ, એટલે મુખ્ય અર્થની સાથે સંબંધ રાખતો હોય એવો બીજો અર્થ લેવો તે. એના અજહલ્લક્ષણા અને જહલ્લક્ષણા એવા બે મુખ્ય વિભાગ છે.

અજહલ્લક્ષણા—શબ્દનો મુખ્ય અર્થ રહે અને બીજા અર્થનું આરોપણ થાય તે :—શહેરમાં ત્રણ અગ્નિહોત્ર છે=અગ્નિહોત્રવાળા બ્રાહ્મણ છે. એના પેટાવર્ગ—

૧ મુખ્ય નામને બદલે તેનો ગુણવાચક :—**મોટાનું** માંદ ; ૨ મુખ્યને બદલે તેનું સંજ્ઞિક ચિહ્ન :- આજ કેટલી **પાઘડી** વધી ; ૩ કારણને બદલે કાર્ય, કાર્યને બદલે કારણ :—ધોળી **મૂછને** માન ; ૪ આધેયને બદલે આધાર :—**દેગડો** ઉકળે છે, ચૂલો બળે છે ; ૫ ગુણીને બદલે ગુણ :—અરે મારા **પ્રેમ,** હવે તો પધારો.

જહલ્લક્ષણા—શબ્દનો મુખ્ય અર્થ પડતો મૂકી, બીજા અર્થનું આરોપણ અવશ્ય થઈ પડે ત્યાં જહલ્લક્ષણા :—નદીપરનાં=નદીના કાંઠાપરનાં-ઘરો. આમાં—૧ કરણ તે કર્તા થાય :—તેની **કલમે** નુકશાન કીધું ; ૨ કારણનું વિશેષણ કાર્યને—કાર્યનું કારણને—કર્તાનું કારણને લાગે :—**જબરો** ઘા, **ખુની** આંખ, **ધ્રજતી** તલવાર, **ચઢતી** પદવી વ૦.

**ઉપલક્ષણા**—આખાને બદલે કોઈ અંશ, એકવચન ને બહુવચન પરસ્પર, તેમજ વર્ગના એકને બદલે આખો વર્ગસૂચક શબ્દ, સામાન્યને બદલે વિશેષ વગેરે વાપરીએ તે :—દશ માથાં=માણસો ; ભુખ્યા જીવ—આત્મા=માણસો.

**અનુક્રમ**—વિચારસંકલના વગેરેમાં અર્થની ખુબી લાવવાને માટે શબ્દો પણ તેવા લાવવા પડે એટલે શબ્દચમત્કૃતિ પણ એમાં છે ખરી.

**અનુક્રમ**—કોઈ વસ્તુ, ક્રિયા, કે વિચારને લગતી બાબતો એક એકથી જોશમાં ક્રમે ક્રમે ગોઠવેલી તે :—‘**સાંભળ્યું, લક્ષમાં લીધું, ને અનુમાન બાંધ્યું.**’ એના પેટામાં એક એકથી વિશેષ એવો અર્થ હોય તે (સાર); એકકે સમયે અનેક ક્રિયા સંભવે તે (સમુચ્ચય) ; કારણ ને પરિણામરૂપે એક પછી એક બાબતો આવે તે (કારણમાળા).

**અર્થાલંકાર**—કવિતા કે ગદ્યવાક્યમાં, અર્થ કે વિચાર દર્શાવવામાં જે ખુબી ને ચમત્કૃતિ આવે છે તે અર્થાલંકાર. અમુક ધોરણે એના કેટલાક પ્રકારનાં નામ નીચે આપી માત્ર મુખ્યનું વિવેચન લીધું છે.

| | | | |
|---|---|---|---|
| ઉપમા | રૂપક | અતિશયોક્તિ | (અનુક્રમ)-વિચાર- |
| અનન્વય | ઉત્પ્રેક્ષારૂપક | રૂપકાતિશયોક્તિ | સંકલના |
| ઉપમાનોપમેય | દૃષ્ટાન્તરૂપક | પરિસંખ્યા | સાર-ઉત્તરોત્તર |
| પ્રતીપ | અપહ્નુતિ | વ્યાજસ્તુતિ | સમુચ્ચય |
| દૃષ્ટાન્તોપમા | સજીવારોપણ | કાકુસ્વર-પૃચ્છા | (વિશેષતા) |
| નિદર્શના | સંબોધન | કાવ્યાર્થાપત્તિ | કારણમાળા |
| વ્યતિરેક | સ્વપ્ન | વિરોધ-વિરોધાભાસ | (લક્ષણા) |

**ઉપમા**—બે વસ્તુનું કે બે વિચારનું અમુક બાબતમાં સરખાપણું (મનને આનંદ પમાડે એવી ખુબીમાં) દર્શાવેલું હોય તે :—‘એમનું બોલવું અમૃત સરખું મિઠું છે. મનુષ્યનું જીવન પાણીના પરપોટા જેવું છે.’

ઉપમામાં મુખ્ય ચાર બાબતો છે:—૧ **ઉપમેય**=સરખાવવાની વસ્તુ; ૨ **ઉપમાન**=જેની સાથે કોઈ વસ્તુને સરખાવવી હોય તે; ૩ **સાધારણધર્મ**=જે બાબતમાં એ બે વસ્તુઓ સરખી હોય તે; ૪ **વાચકશબ્દ**=સરખાપણું દર્શાવનારા શબ્દ:—'સરખું, જેવું, સમ, સમાન, તુલ્ય, પ્રમાણે, પેઠે' (સામાન્ય ઉપમાના વાચક શબ્દ); અને જેમ-તેમ, જેવું-તેવું, જે રીતે, જે વિધ, જે માફક વગેરે (દૃષ્ટાન્તોપમાના વાચક શબ્દ).

જેમાં ઉપલી ચારે બાબતો સ્પષ્ટ દર્શાવેલી હોય તે **પૂર્ણોપમા**, અને જેમાં એમાંની કોઈ સ્પષ્ટ કહેલી ન હોય તે **લુપ્તોપમા** કહેવાય. (ઉપમાના પેટામાં અનન્વય, ઉપમાનોપમેય અને પ્રતીપ એ ત્રણ આવે).

અનન્વય— જેમાં ઉપમેયનેજ તેનો ઉપમાન બનાવેલો હોય તે:—હરિશ્ચંદ્ર જેવો સત્યવાદી તે હરિશ્ચંદ્રજ. ત્હારા જેવો તો તુંજ.

ઉપમાનોપમેય—જેમાં બે વસ્તુ અરસપરસ ઉપમાન ઉપમેય થાય તે:— વૃક્ષ તેવું બીજ અને બીજ તેવું વૃક્ષ.

પ્રતીપ જેમાં ઉપમાન અને ઉપમેયની કોઈ રીતની સ્પર્ધા દર્શાવેલી હોય તે: સ્ત્રીના મોહપાશ આગળ પ્રપંચીનો પ્રપંચ ક્યાં ટકે?

**દૃષ્ટાન્તોપમા**—બે જુદા વાક્યાર્થનું સરખાપણું દર્શાવી, એકને બીજાનું દૃષ્ટાન્તરૂપ બનાવ્યું હોય તે: એના વાચક 'જેમ-તેમ, જેવું-તેવું વ૦:—
ધ્યાનસ્થ બેઠા કહિં મંન મારી, આકર્ષી વૃત્તિ સ્થળ એક ધારી;
રેખા બધી **જેમ** મળી સમાએ, વર્તુલના મધ્યજ બિન્દુ **માંહે**. (કાવ્યવિ૦).

**નિદર્શના**—બે સરખા વાક્યાર્થનું ઐક્ય—એકપણું દર્શાવાય તે:—'મુરખને ઉપદેશ કરવો ને પથ્થર પર પાણી રેડવું એ બરાબર.'

**રૂપક**—એક વસ્તુને બીજી વસ્તુનું રૂપ આપવામાં આવે, એટલે એક વસ્તુનું બીજી વસ્તુના નામધર્મથી વર્ણન કરતાં તેને તદ્રૂપ—તેના સરખી બનાવવામાં આવે તે;- એ 'રૂપ, રૂપી, બીજો, બીજી, બીજું એવા વાચક શબ્દોથી ઓળખાય છે:—મુખચંદ્ર, સુવર્ણવેલ, પાદપંકજ, હસ્તકમલ—સંસારસાગર દુસ્તર છે: આ તો બીજો કાળીદાસજ છે.

**ઉત્પ્રેક્ષારૂપક**—એક વસ્તુનું બીજી વસ્તુના નામધર્મથી વર્ણન કરતાં તે શંકા કે કલ્પના સહિત કરવામાં આવે તે:—એ 'જાણે, શકે, શું=જાણે, હોયની શું જાણે કે લાગે છે, ભાસે છે—એવા વાચક શબ્દોથી ઓળખાય:—

'ફાટી પ્રભા વિશ્વ દીસે સમીપે, **જાણે** અરિશસ્ત્રપ્રકાશ દીપે';

'મોટા કડાકા કકડે ઈશાન, ફાટ્યું **શકે** દીસતું આસમાન'; (કા૦ વિ૦)

(બરૂબતાં વસ્તુ, હેતુ કે ફલરૂપે જે શંકાસહિત તર્ક કરવો તે ઉત્પ્રેક્ષા; એ પરથી એના-વસ્તુત્પ્રેક્ષા, હેતુત્પ્રેક્ષા, ફલોત્પ્રેક્ષા એવા વર્ગ પડે).

**દૃષ્ટાન્તરૂપક**—મૂળ વસ્તુને પડતી મૂકી, અન્ય વસ્તુને દાખલારૂપે લઈને ભેદમાં, વર્ણન કરતાં, મૂળ પ્રસ્તુત વસ્તુની પ્રતીતિ થાય તે. એને **અપ્રસ્તુત-પ્રશંસા** અથવા **અન્યોક્તિ** પણ કહે છે. પુરાણોના આખ્યાનો તેમજ કેટલીક વાર્તાઓ 'દૃષ્ટાંતરૂપક' છે.

**સજીવારોપણ**—કોઇ નિર્જીવ વસ્તુમાં જીવનું આરોપણ કરી, એટલે તેમાં જીવ છે એમ કલ્પી, તેની પાસે સ્ત્રીપુરૂષનાં કાર્ય કરાવવાં તે:—

'હર્ષી ધરા મેઘપતિ પધારે, તાપે તપેલી બની શાન્ત જ્યારે;

વિરૂપતા અંગથી આંધી કાઢી, શોભી ઘણી નૂતન વસ્ત્ર ધારી.' (કા૦ વિ૦)

**સંબોધન**—કોઇ હાજર ન હોય તેને, અથવા નિર્જીવને સજીવ કલ્પી તેને સંબોધીને કહેવું એટલે બોલાવવું તે:—'હે દેવી! અમારી વાણીને વિમળ કરો;' ઓ સૂર્ય, તું તારૂં સામર્થ્ય કેમ નથી દર્શાવતો?

**સ્વપ્ન**—કોઈનું વર્ણન કરતાં, વચ્ચે વર્ણનનો વિષય પડતો મૂકી, જેનું વર્ણન થતું હોય તેનું બોલવું, વર્ણન કરનાર જાતે બોલે તે:—પણ મધ્યાન્હે ઘરમાંથી નીસરે વ૦.—"દક્ષિણ દિશાએ જોગણી જો જાઉં તો દુઃખ પામું, પૂર્વદિશાએ પરવરૂં તો ચંદ્રનું ઘર છે સામું." (નલાખ્યાન).

**અતિશયોક્તિ**—કોઈનું, વાસ્તવિક હોય તે કરતાં વધારીને વર્ણન કરવું તે:—'તેહને હું કેમ વર્ણવું, વર્ણવી ન શકે શેષ;' (નલાખ્યાન).

**વ્યાજસ્તુતિ**—કોઈની સ્તુતિ કરીને નિન્દા દર્શાવેલી હોય, અથવા નિન્દા કરીને સ્તુતિ દર્શાવેલી હોય તે:—'વાહ તારા ડહાપણનો પાર નહિ'—મતલબ કે 'ખરેખરો મૂર્ખ' (તેમજ એકની નિન્દા કે સ્તુતિ વડે બીજાની પણ નિન્દા કે સ્તુતિ અથવા તેથી ઉલટું દર્શાવેલું હોય તે પણ વ્યાજસ્તુતિ:—'હુંજ મૂર્ખ કે મેં તારો વિશ્વાસ કર્યો;' 'એનો અનુગ્રહ કરો છો એ તમારી કુલીનતા.')

**કાકુસ્વર-પૃચ્છા**—જે કથનથી ઉલટા અર્થની કલ્પના દૃશ્યમાન થાય અથવા જેમાં સ્હામાને પ્રશ્ન કરતાં, તેમાં બોલનારનો નિશ્ચય સમજાય તે:—'એ શું જવાબ દેવાનો!' અર્થાત્ (એ કંઈ જવાબ દેવાનો નથી.)

**કાવ્યાર્થાપત્તિ**—આ બાબત આમ છે તો પછી ફલાણું કેમ બની શકે? એવી **પૃચ્છા** કરીને જે બોલવાની રીત તે:—'સ્થૂલાડગીઓને દમતો ઘણેરૂં, તો શું ગજું કોમલઅંગીકેરૂં!' (પૃચ્છા સાથે કાવ્યાર્થાપત્તિ).

**વિરોધ**—જેમાં બે વસ્તુ-ક્રિયા-કે વિચારનો પરસ્પર ઉલટી રીતનો મુકાબલો ખુબીદાર દેખાતો હોય તે વિરોધ કહેવાય. અને જેમાં પહેલાં વિરોધનો આભાસ હોય પણ અમુક કારણથી તે વિરોધ દૂર થાય તે **વિરોધાભાસ** છે:—'સાધુ પુરૂષને શત્રુ એ મિત્ર છે, અમંગળ તે મંગળ છે.' 'તે ધીમો પણ સુસ્ત નથી, બળવાન પણ થંડા મિજાજનો છે.'

## ૨. રસ

**રસ**—મનુષ્યપ્રાણીની મનોવૃત્તિ-લાગણી ઉપર વિવિધ પ્રસંગોની અસર થવાથી, જે વિવિધ મનોભાવનું નિસ્સારણ તે રસ. માનવપ્રકૃતિમાં રસ એ સ્વાભાવિક છે. કારણ કે સત્વ, રજ અને તમ એ ત્રણનું બંધારણ છે; અને એ ત્રણ ગુણના પ્રાધાન્ય ગૌણત્વપરત્વે અમુક અમુક રસ ઉત્પન્ન થાય છે. સત્વ ગુણનું વિશેષે ગૌણત્વ અને રજ, તમનું વિશેષે પ્રાધાન્ય હોય તેમાં શૃંગાર, હાસ્ય, કરૂણા, વીર, રૌદ્ર, ભયાનક, અદ્ભુત, બીભત્સ એવા આઠ રસ રહેલા છે, અને સત્વગુણનું વિશેષે પ્રાધાન્ય હોય તેમાં શાન્તરસ એ મળી નવ રસ છે. (એમાં વત્સરસ ઉમેરી, કોઈ એને દશમો ઉપરસ ગણે છે).

**શૃંગારરસ**—સ્ત્રીપુરૂષની પરસ્પર પ્રીતિના આનંદનું સાનુભવ પ્રદર્શિત થવું તે. (એમાં સંયોગશૃંગાર ને વિયોગશૃંગાર એ બે આવે).

**હાસ્યરસ**—જે કથન કે ચેષ્ટાથી હાસ્ય-હસવું ઉત્પન્ન થાય તે.

**કરૂણરસ**—કોઈ આપત્તિથી કે ઈષ્ટ વસ્તુના વિયોગ કે નાશથી, જે શોકભાવ ઉત્પન્ન થાય છે તે.

**વીરરસ**—યુદ્ધપ્રસંગમાં કે કોઈ પીડિત પ્રાણી જોઈ, જે ઔદાર્યશૂર ઉત્પન્ન થાય છે તે.

**રૌદ્રરસ**—ક્રોધાવેશથી રગોરગમાં જે ઝેર-ખારનું વ્યાપવું તે.

**ભયાનકરસ**—ઈશ્વરી કોપ અથવા કંઇ બનાવથી શંકાયુક્ત થઇ ભયભીત બની રહેવું તે.

**અદ્ભુતરસ**—અલૌકિક કે અસામાન્ય વસ્તુ કે આકૃતિ જોઇ, સાંભળી, વિસ્મય થવાથી જે રસ ઉત્પન્ન થાય તે.

**બીભત્સરસ**—અરૂચિકર વસ્તુ જોઈને, કે બોલવું સાંભળીને, જે ઉદાસી કે કંટાળો ઉત્પન્ન થાય તે.

**શાન્તરસ**—સંસારના વિષયભોગ ઉપર અભાવ થવો, અને આત્મસ્વરૂપના આનંદમાં લીન થવું તે.

**વત્સરસ**—માબાપ અને છોકરાં વચ્ચેના કે એવા પ્રીતિભાવનું પ્રદર્શન.

### અંકસંજ્ઞા.

**અંકસંજ્ઞા**—કાવ્યરચનામાં ખુલ્લા આંકડા–સંખ્યાવાચક શબ્દો લેવાને બદલે, તે આંકડાના અર્થસૂચક સંજ્ઞિક શબ્દો લેવાય છે તે:—

કવિત—ચંદ્ર અને ભૂમિતણાં, હોય જે જે નામ ઘણાં,
આત્મા પણ એકતણી સંજ્ઞામાં લેવાય છે;
હસ્ત. પાદ. કર્ણ, અક્ષિ,–તણાં નામ ગણો લક્ષી,
સર્પજીહવા, હસ્તીદંત, પક્ષ, બે કહેવાય છે.

**વહ્નિ**, **વિક્રમ**, **ભુવન**, **ગુણ**, **લોક** કાળ, પણ
**અવસ્થા** આ જીંદગીની, ત્રણમાં તોળાય છે;
**યુગ**, **આશ્રમ**, **કુમાર**, **વેદ**, **વર્ણ** અર્થ ચાર:
પાંચે-**ઈન્દ્ર**, **તત્વ**, **યજ્ઞ**, **પાણ્ડવ** બોલાય છે.

છએ-**શાસ્ત્ર**, **ઋતુ**, **રાગ**, **ચક્ર**, **રસ**, ને **વેદાંગ**;
**ઋષિ**, **મુનિ**, **વાર**, **દ્વીપ**, સાતમાં ગણાય છે;
આઠે-**સિદ્ધિ**, **ગિરિ**, **અંગ**; નવે-**નિધિ**, **ગ્રહ**, **ખંડ**,
**નાડી**, **ભક્તિ**, **ભાષારસ**, વિવેકે આણાય છે;

**દિશા**, **દિક્પાલ**,-દશે; **રૂદ્રનામ**-એકાદશે,
બાર-**રાસી**, **સૂર્યનામ**; **યક્ષ**-તેર થાય છે;
ચૌદમાં **વિદ્યા**, **બ્રહ્માણ્ડ**, અને આવે **રત્ન**, **ઈન્દ્ર**;
પંદરની ખોટ પૂરી **તિથી** થકી થાય છે.

**પૂજનોપચાર**, **કળા**, **શૃંગાર**-એ સંજ્ઞા-સોળ,
**પુરાણ** ને **ગીતાધ્યાય** અઢારે અણાય છે;
**નખ** અને **અંગુલીની**, સંજ્ઞાવંડ વર્તો વીશ,
છવ્વીશે-**સાધન**-બ્રહ્મવિદ્યાના લેવાય છે,

સત્તાવીશ-**નક્ષત્ર**; ને, **દિન** સંજ્ઞા, ત્રીશતણી,
બત્રીશે-**લક્ષણ**, છત્રી-**રાગણી** કહેવાય છે;
**મેઘ** ઓગણપચાસે. ઓગણપચાસે **વાયુ**;
**ઘડી**, **પળ**, **વિપળ** એ, સાઠમાં લેવાય છે.

**કૌરવ** ને **કીચક** એ, શતસંજ્ઞા સર્વમાન્ય,
શુન્યકેરી સંજ્ઞા સદા **આકાશે** સમાય છે;
અવર સંખ્યાને માટ, ઉલટાવો એના ઘાટ,
ભગવાન કાવ્ય-કળે, સર્વને સહાય છે.

૭. **વૃત્તવિચાર—વૃત્ત** કે છંદના મુખ્ય બે વર્ગ છે:—**માત્રામેળ છંદ** અને **અક્ષર** કે **ગણમેળછંદ**. આ વિષયનું સારૂં જ્ઞાન મેળવવાને કોઈ પિંગળનો ગ્રંથ લેવાની જરૂર છે. જેને માટે કવીશ્વર નર્મદાશંકર, દલપતરામ વગેરેના ગ્રંથો યોગ્ય સાધન છે. માટે પ્રત્યેક વર્ગના કેટલાક જાણીતા છંદો, રચનાની સૂચનાસહિત. નીચે આપ્યા છે.

૯॥

૧. **માત્રામેળછંદ**.—જેમાં માત્રાગણુત્રીનું બંધારણ હોય તે.

**ચોપાઇ**—એના ચાર પાદ-ચરણ; દરેક ચરણમાં ૧૫ માત્રા; તેમાં આઠમીએ યતિ, અને છેડે **જ–ત–ર–સ** એ ચારમાંનો કોઈ ગણ આવે.

**ચરણાકુલ**—એના ચાર ચરણ; દરેકમાં સોળ માત્રા; નવમી માત્રા થડકતી આવે, એને છેડે બે ગુરૂ આવે.

**દોહરા**—બે હાર એટલે તુક અને એક તુકના બે પદ. પહેલા ને ત્રીજા પાદમાં ૧૩ માત્રા અને બીજા ને ચોથામાં ૧૧ માત્રા. એમ એક હારમાં ૨૪ માત્રા. વિષમ પાદમાં આઠમી માત્રાએ વિશ્રામ અને દશમી માત્રા લઘુ અક્ષર જોઇએ. બીજે અને ચોથે ઉપાન્ત્ય અક્ષર દીર્ઘ ઠીક લાગે.

**સોરઠા**—એમાં દોહરાથી ઉલટું એટલે પહેલા ને ત્રીજા પાદમાં ૧૧ ને બીજા ને ચોથા પાદમાં ૧૩ માત્રા આવે. વિષમ પાદના છેલ્લા અક્ષરો મળતા આવે. અને સમ પાદમાં ઉપાન્ત્ય લઘુ આવે. અંત્ય ગુરૂ આવે.

**છપ્પો-છપ્પય**—એમાં ૬ પાદ-તુક છે. દોહરાથી ઉલટી એટલે ૧૧ ને ૧૩ માત્રાના અર્ધતુકથી બનેલી ૨૪ માત્રાવાળી ચાર તુક આવે. અને પછી ૧૫ અને ૧૩ એવી રીતે ૨૮ માત્રાની બે તુક આણવી.

**કુણ્ડલિયા**—એમાં પણ ૬ તુક આવે; તેમાં પહેલો એક દોહરો (એવી બે તુક); પછી તેના ચોથા પાદને પાછો લઈ ત્રીજી તુકમાં અર્ધતુક બનાવી, ૧૧ અને ૧૩ એવી ૨૪ માત્રાની ચાર તુક આણવી.

**હરિગીત**—પહેલા ને ત્રીજા પાદમાં ૧૬ માત્રા ને આઠમીએ વિશ્રામ. બીજા ને ચોથામાં ૧૨ માત્રા. સાતમીએ વિશ્રામ, ને છેડે રગણ આણવો.

**ચોપાયા**—પહેલા ને ત્રીજા પાદમાં ૧૬, ૧૬ માત્રા, અને બીજા ને ચોથામાં ૧૨, ૧૨ માત્રા, ને છેટાનો અક્ષર ગુરૂ.

**ગીતિ**—એમાં ૧૨ અને ૧૮ એવી ૩૦ માત્રાની બે તુક આવે.

**ઝૂલણા**—ચાર ચરણમાંના પ્રત્યેકમાં આઠ, આઠ, અને ચૌદ એ રીતે ૩૦ માત્રાઓ આવે; તેમાં આઠ આઠ છેલ્લો શબ્દ મળતા ઉચ્ચારનો આવે, અને છેડે ગુરૂ આવી, ચરણનો અનુપ્રાસ આવે.

**સવૈયાએકત્રીશા**—ચાર ચરણમાંના પ્રત્યેકમાં ૩૧ માત્રા હોય; તેમાં ૧૬મી ને પંદરમીએ વિશ્રામ; ને છેલ્લો ગુરૂ લઘુ આવે. પણ પહેલી, નવમી, સત્તરમી ને પચ્ચીશમીએ ઠેકો આવવો જોઇએ.

**ત્રિભંગી**—પ્રત્યેક તુકમાં ૩૨ માત્રા; તેમાં દશમી, અઢારમી ને છવ્વીશમીએ વિશ્રામ; એવાં ચાર ચરણ.

**ઝૂલના-ઝૂલણા—(પ્રભાત)**—પ્રત્યેક તુકમાં ૩૭ માત્રા; તેમાં દશમી ને વિશમીએ વિશ્રામ; એવી ચાર તુક.

**કવિત—મનહરછંદ**—એમાં માત્રાનો કે ગણનો મેળ નથી. ફક્ત અક્ષરનો મેળ છે. ૧૬ ને ૧૫ એવી રીતે આખા ચરણમાં ૩૧ અક્ષર, અને આઠ, આઠ, આઠ, ને સાતે દમ; છેડે ગુરૂ.

## ૨. ગણમેળ-અક્ષરમેળછંદ—જેમાં ગણનું કે અક્ષરની ગણત્રી (અમુક ક્રમે લઘુગુરૂની અમુક સંખ્યા) નું બંધારણ હોય તે:—

| છંદનું નામ. | અક્ષર. | ગણ-લઘુગુરૂ | છંદનું નામ. | અક્ષર. | ગણ-લઘુગુરૂ |
|---|---|---|---|---|---|
| તિલકા | ૬ | સસ | દ્રુતવિલંબિત | ૧૨ | નભભર |
| સમાનિકા | ૭ | રજ, ગ | તારક | ૧૩ | સસસસ, ગ |
| પ્રમાણિકા | ૮ | જર, લગ | વસંતતિલકા | ૧૪ | તભજજ, ગગ |
| દોધક | ૧૧ | ભભભ, ગગ | ચામર | ૧૫ | રજરજર |
| લલિત | ૧૧ | નરર, લગ | માલિની | ૧૫ | નનમયય |
| ઈન્દ્રવજ્રા | ૧૧ | તતજ, ગગ | નારાચ | ૧૬ | જરજરર, ગ |
| ઉપેન્દ્રવજ્રા | ૧૧ | જતજ, ગગ | શિખરિણી | ૧૭ | યમનસભ, લગ |
| ઉપજાતિ | ૧૧ | ઉપલાબેમિશ્ર | મંદાક્રાન્તા | ૧૭ | મભનતત, ગગ |
| તોટક | ૧૨ | સસસસ | ચર્ચરી | ૧૮ | રસજજભર |
| મોતિદામ | ૧૨ | જજજજ | શાર્દૂલવિક્રીડિડ | ૧૯ | મસજસતત, ગ |
| ભુજંગપ્રયાત | ૧૨ | યયયય | સ્રગ્ધરા | ૨૧ | મરભનયયય |

સંસ્કૃતને ધોરણે ત્રણ ત્રણ અક્ષરનો એક એક ગણ બનાવી વધારાના લઘુગુરૂ, એવી રીતની પ્રત્યેક અક્ષરમેળછંદની રચના ગણે છે. પણ બોલવાની ઢબ, વિશ્રામ ને તાલનો આધાર ગણપર નથી—અક્ષરપર છે. ગણ પ્રમાણે તો (ઢબ વગેરે જોતાં માત્ર—તિલકા, સમાનિકા, લલિત, તોટક, ભુજંગી અને તારક, એટલા બોલાય છે.

# પરિશિષ્ટ (વિશેષ જાણવાજોગ બાબતો).

## ૨૩૧. અક્ષરવિચારને લગતી.

૧ **જોડણી**—ગુજરાતીમાં ઘણા સંસ્કૃત શબ્દો, કેટલાક ફારસી, ઉર્દુ વગેરે શબ્દો, વિવિધ વિકાર પામીને આવેલા છે; એટલે તેવા શબ્દોની જોડણી માટે દઢ નિયમ બાંધવા મુશ્કેલ છે. શુદ્ધ સંસ્કૃત શબ્દોને માટે થોડું ઘણું સંસ્કૃત શબ્દોનું ભાન થયા પછી, તેમજ ઉપસર્ગ, પ્રત્યય વગેરે મૂળ શબ્દોની સાથે જોડી શુદ્ધ લખવાને માટે વ્યાકરણનું જ્ઞાન થયા પછી ઝાઝી મુશ્કેલી નથી. (ફારસી, ઉર્દુ વગેરેને મૂળ ઉચ્ચારને અનુસરી લખવા.)

ગુજરાતીમાં શરૂ થતા વિદ્યાર્થીને શબ્દ-જોડણી (ડિક્ટેશન) ને રસ્તે દોરવવાને કેળવણીખાતા તરફથી પ્રગટ થયલા જોડણીના નિયમો હાલતુરત કંઈક સાધન જેવું છે; એટલે તેનું પુનરાવર્તન કરી તેમાં પરાણે થોડા ટૂંકા ટૂંકા (અપૂર્ણ) નિયમો વધારી અહાવા 'મૂળતત્ત્વ' જેવા પુસ્તકમાં દાખલ કરવા પ્રયાસ કર્યો નથી, છતાં ચાલુ પ્રચારને અનુસરી કેટલીક બાબતો નીચે ટાંકી છે.

૨ **ઉચ્ચાર**—'એ' અને 'ઓ' સ્વરનો પહોળો ચપટો ઉચ્ચાર (પરભાષાના શબ્દો લખતાં તેમાં) બતાવવો હોય તો તે અક્ષરને માથે માત્રાને બદલે '‿' અહાવું અર્ધચંદ્રકાર ચિહ્ન કરે છે, અથવા '‿' આવી રીતે ઉંધી માત્રા કઢાય. (વખતે માત્રાના ઉપર પણ '‿' અર્ધચંદ્રકાર ચિહ્ન કરવાનો ચાલ છે). લેટિન (લૅટિન), મોનિટર (મૉનિટર), મેચ (મૅચ), બોલ (બૉલ) વ૦.

આ ઉચ્ચારનો ભેદ ગુજરાતીમાં માત્ર બોલવામાં છે:—'કેળ' (કેળાંનું ઝાડ) એમાંના 'એ' કરતાં 'કેરી' (આંબાનું ફળ) એમાંના 'એ'નો ઉચ્ચાર જુદો છે; એ કંઇક પહોળા ચપટા ઉચ્ચાર જેવો છે. તેમજ 'ગોળ' (વર્તુલ) એમાંના 'ઓ' કરતાં, 'ગોળ' (ખાવાનો પદાર્થ) એમાંના 'ઓ'નો ઉચ્ચાર જરા પહોળો ચપટો જેવો છે. તથાપિ કોઇ વત્તા ઓછા તફાવતથી આ ઉચ્ચાર કરે છે તેથી લખવામાં એ ભેદ ચાલતો નથી. પણ પરભાષાના શબ્દોમાં એવો ઉચ્ચાર બતાવવાને ચિહ્નની જરૂર છે.

(૧) શુદ્ધ સંસ્કૃત શબ્દોને તો તેની મૂળ જોડણીમાંજ રાખવા:—અમૃત, પ્રથમા, દ્વિતીયા, સિદ્ધિ, રીતિ, વિદ્વાન, વિશ્રાન્તિ, અતિશયોક્તિ, પરાક્રમ વ૦.

(૨) 'વિ' સંસ્કૃત ઉપસર્ગ હ્રસ્વજ છે; એટલે 'વિ' ઉપસર્ગથી શરૂ થતા બધા શબ્દોમાં 'વિ' હ્રસ્વજ લખવી:—વિકલ્પ, વિકાર, વિચાર વિભાગ, વિયોગ, વિવાદ, વિસાર, વિહાર, વિક્ષેપ, વિજ્ઞાન વ૦.

(૩) પ્રાકૃત અપભ્રષ્ટ શબ્દો જેમ બોલીએ તેમ ઉચ્ચારને અનુસરી લખવા ઠીક છે:—જેમકે, તુટ્, રઙ્ટ્, મુક્ત, રૂષ્ટ, પૃષ્ટ, વગેરે શબ્દો, જેમાં અપભ્રષ્ટ થતાં 'ઉ'નો 'ઓ' થતો નથી પણ 'ઉ' કાયમ રહે છે, તેમાં ઉચ્ચાર જોતાં દીર્ઘ ઊ છેરે રાખવો ઠીક લાગે છે; જોકે સાધારણ રીતે આ શબ્દોનો હ્રસ્વ 'ઉ' થીજ લખે છે—તોપણ તૂટવું, ફૂટવું, મૂકવું, રૂઠવું, પૂઠું, પૂઠ વગેરે; તેમજ, છૂટ, લૂટ, કૂટ, વગેરે પણ લખાય.

(૪) **મુક્કી** મારવી, **છુટ્ટી** આપવી, **મુઠ્ઠી** ભરવી. તેમજ **મિઠું** શાકર જેવું, આમાંના **મુક્કી** વગેરે શબ્દોને, મૂકી, છૂટી, મૂઠી, મીઠું—આ પ્રમાણે લખવા **ઠીક** લાગતા નથી; કારણ એ રૂઢ ઉચ્ચાર નથી. (ખરાતો—'મુક્કી, છુટ્ટી, મુઠ્ઠી,'—છે.)

(૫) રૂઢ શબ્દો-જેવાકે—કડિયો, ખડિયો, જડિયો, દડિયો, દરિયો, પાટિયો, વ્હાડિયો, વગેરેમાં ઉચ્ચાર પ્રમાણે હ્રસ્વ ઈ લગાડી, પાછળ યો લખવો; કારણ-દીર્ઘ લખી ઓ લખવો ઉચ્ચારથી ઉલટું છે એટલું જ નહિ, પણ એને મળતાં ઈકારાન્ત નામનું બહુવચન ઓ પ્રત્યયથી થાય છે તેને મળતાં જેવાં, ભૂલે વંચાયઃ—જેવા કે કડી—કડીઓ, ખડી—ખડીઓ, જડી—જડીઓ, દડી—દડીઓ, પાટી—પાટીઓ, વ્હાડી—વ્હાડીઓ, વ૦.

(૬) અનુસ્વારને લગતી ખાસ બાબત.

**ખાસ ચેતવણી—** લખવામાં સાધારણ રીતે બેદરકારીથી ઘણી ભૂલો થાય છે. એવી ધ્યાનમાં રાખવાની બાબતોમાં અનુસ્વારને લગતી ખાસ બાબતોઃ—**માં**—આ પ્રત્યય સાતમીનો પ્રત્યય હોય ત્યાં ભૂલે કે ઉતાવળથી અનુસ્વાર વગર લખવોજ નહિઃ—ઘર**માં**, ચોમાસા**માં**, બોલવા**માં**, તમારા કહ્યામાં વગેરે; પણ **મા** એટલે માતા, અને **મા** એટલે નહિ, એવો અર્થ હોય ત્યાં ભૂલે અનુસ્વાર લખી દેવું નહિ. એમાં અનુસ્વાર છેજ નહિ તેમજ ક્રિયાપદના સામાન્ય કૃદંત, અને ઉંકારાન્ત નાન્યતર નામનાં છેડે અનુસ્વાર કાઢવાનું ભૂલવું નહિઃ—બોલ**વું**, ચાલ**વું**, કૂતરૂં, પાટિયું વ૦.

છઠ્ઠી વિભક્તિવાળા શબ્દની પછીનો શબ્દ નાન્યતરજાતિ બહુવચનમાં હોય તો તે **ના** ઉપર અનુસ્વાર જોઇએજઃ—લખવા**નાં** સાધનો, ઘર**નાં** બારણા, તેમ**નાં** લૂગડાં, પક્ષી**નાં** ગાયનો વ૦

**સારૂં—** આ શબ્દ વિશેષણ હોય ત્યારે તેના પર ખાસ અનુસ્વાર જોઈએ, ભૂલે અનુસ્વાર કાઢવા ચૂકવું નહિ; પણ **સારૂ** નામયોગી અવ્યય હોય ( સારૂ=માટે ), ત્યાં તે ઉપર ભૂલે અનુસ્વાર લખવું નહિ.

(૭) હકારને લગતી ખાસ બાબત.

હકાર ‡—કેટલાક પ્રાકૃત અપભ્રષ્ટ શબ્દોમાં જે અક્ષરની સાથે હકાર બોલાય છે, તે જો મૂળનો હોય તો તે છૂટો લખાય છેઃ—જેમકે. કહેવું, રહેવું, સહેવું, લહેર,

---

‡ હું, તું, તે, આ, એ, જે, અને કે, આ સર્વનામોના પ્રથમા, તૃતીયા, અને પંચમી સિવાયનાં રૂપોમાં હકાર બોલાય છે. પણ તે લખવામાં આવતો નથી તેથી તેને મળતા શબ્દો ભૂલે એક બીજાને બદલે વંચાય. એ ભૂલ અર્થ જાણે દૂર થાય છેઃ—નીચેના જેવા શબ્દો હકાર ન હોવાથી પરદેશી એક સરખાજ ગણે છે.

| | | |
|---|---|---|
| સવાર=ઘોડે બેસી જનાર | સવાર (સ્હવાર)=સૂર્યોદયનો વખત. | |
| વાર =વખત | વાર (વ્હાર-વહાર)=મદદ. | |
| તને =શરીરે | તને (તહને) | =૨ જો પુરૂષ. સર્વનામ. |
| મને =મનમાં | મને મ્હને) | =૧ લો પુરૂષ ,, |
| મારૂં =પ્રહાર કરૂં | મારૂં (મ્હારૂં) | =૧ લો પુરૂષ ,, |

મ્હેલ વગેરે. વખતે આ મૂળનો હ તેની પછીના અક્ષરમાં ભળી તે મહાપ્રાણી થાય છેઃ—લોહડું=લોઢું, મ્હોં-મોહડું-મોઢું; દહોડ-દોઢ, દહાડ-દાઢ વગેરે. ઓહાવા શબ્દોમાં હ ની પૂર્વેના અક્ષર પર સુદ્ધાં માત્રા મૂકી લખવું નહિ.

વળી જ્યાં છૂટો લખવો યોગ્ય લાગતો નથી, એટલે જ્યાં પૂર્વેના અક્ષરની ભેળોજ તેનો ઉચ્ચાર થાય છે ત્યાં ફક્ત હકાર બોલવામાં રહ્યો છે, પણ જોડીને લખતા નથી; અને તેથી તેને મળતા હકાર વગરના શબ્દો જેવાજ તે વંચાય છે, માટે એવા શબ્દો હકાર ભેળીને લખવા ઠીક છેઃ—જેમકે અ્હાવો લ્હાવો. રહવાર, વ્હાર, વગેરે, એમાં હકાર ન લખતાં, **આવો†** (ક્રિયાપદ), **લાવો** (ક્રિયાપદ), **સવાર** (ઘોડેસવાર), (**વાર** વિલંબ) વગેરે શબ્દો જેવાજ વંચાય.

૩ **લેખનપદ્ધતિ**—લખવામાં જાળવવાના કેટલાક ખાસ નિયમોઃ—

(૧) પ્રત્યેક શબ્દ છૂટો લખવો જોઈએ.

(૨) પ્રત્યય ઉપસર્ગ આદિ જે શબ્દના ભાગ હોય તે તેની સાથે વળગતા લખવા, છૂટા લખવા નહિઃ—પરિપૂર્ણ, પ્રતિદિન, અભિમાન, બળવાન પૈસાદાર વ૦.

(૩) સંસ્કૃત તેમજ પ્રાકૃત સામાસિક શબ્દોના જુદા જુદા ભાગ છૂટા લખવા નહિ. પણ આખો સમાસ એક શબ્દ જેવો લખવોઃ—જેમકે યથાન્યાય, સકળ-ગુણસંપન્ન, સ્વદેશહિતેચ્છુ, પ્રાણીમાત્ર, માબાપ, વિનાકારણ, બિનઅટચાણ, બેઅદબ, કમજોર, વ૦.

(૪) તેમજ એક કરતાં વધારે શબ્દો મળી ક્રિયાવિશેષણ જેવા થાય છે તે પણ એક જેવા લખાયઃ—નમ્રતાપૂર્વક, સમયાનુસાર, મિત્રદ્વારા, ઘણુંખરૂં, ઘણું-કરીને, નિયમસર.

(૫) મ્હોટા સંધિકાર્યવાળા શબ્દો, જેના ભાગો ઉચ્ચારને ધોરણે બે અંગ જેવા લાગે, છતાં તે આખાજ લખવાઃ—અતિશયોક્તિ શાલોપયોગી, જગદાધાર, સૂર્યોદય, શ્વાસોચ્છ્વાસ, કવીશ્વર વ૦.

(૬) 'એ' 'જ' 'ની' એવા એકાક્ષરી ક્રિયાવિશેષણના અર્થના, પ્રત્યય જેવા થઇ, કોઈ શબ્દોનો ભાગ હોય તેમ બોલાય છે, ત્યારે તેને તે શબ્દની સાથેજ લખવાઃ--હુંએ (પણ), એકજ, તુંજ, આવજોજ, બોલોની વ૦.

એવે અર્થે 'પણ' વપરાય તો તે છૂટોજ લખાયઃ—હું પણ, તું પણ.

---

† કટા =જાડા ચોખા. કટા (કહટા) =મ્હોટો પેણો.
કડી =વિંટલી, સાકઠી. કડી (કહઢી) =ઉકાળેલી છાસ.

આ હકારનો ઉચ્ચાર બતાવવાને તે અક્ષરની નીચે (.) અહાવું ચિહ્ન કરવાની રીત પણ યોજાયલી છેઃ—સવાર=રહવાર કે સવાર વાર-વ્હાર, કે વાર વ૦.

૭. બોલવામાં તથા લખવામાં, 'મૂર્દ્ધન્ય' તથા 'દંત્ય' વ્યંજનની કાળજી ન રાખ્યાથી એકબીજાને બદલે વ્હાલા શબ્દો આવી જાય છે:—દિલ-ડિલ, દોશી-ડોશી, કત્તો-કટ્ટો, બુદ્ધિ-બુદ્ધિ. વ૦.

૪. **લખવામાં** જરૂર પડે, શબ્દને તોડવાના ખાસ નિયમો:—

કોઈ લીટીને અંતે આખો શબ્દ ન માતો હોય ત્યાં તેને તોડતાં, છેડે લઘુરેખા (-) કાઢવા તો ચૂકવુંજ નહિ.

સામાન્ય રૂઢ શબ્દોમાં, ઉચ્ચાર કરતાં, જેટલો ભાગ એક જેવો બોલાય ત્યાંથી તે શબ્દોને તોડી શકાય:—ઉત-રાણ, લપ-ડાક, તકા-વત, લા-યક વ૦.

ઉપસર્ગ-પ્રત્યયવાળા શબ્દોમાં, સંધિ નહિ થયલી હોય એવા ઉપસર્ગથી તોડી, ધાતુ કે પ્રકૃતિ જુદાં પડાય, તેમજ નહિ ભળેલા એવા પ્રત્યયો મૂળ પ્રકૃતિથી જુદા પડાય:—પરિ-પૂર્ણ, અધિ-કાર, પરા-ક્રમ, પ્ર-સિદ્ધ, ગેર-ફાયદો, લા-ઈલાજ, ચાલ-નાર, શક્તિ-વાન, લોકો-માં, બોલવા-થી, વ૦.

સામાસિક શબ્દોમાં સંધિ નહિ થયલી એવાં અંગો તોડી શકાય:—કાલ-ચક્ર, હરિ-વદની, ગંગા-ત્રટ, પવન-ચકકી, ઉથલ-પાથલ, મા-બાપ વ૦.

સામાસિક શબ્દોમાં સંધિ થતી હોય છતાં, સંધિકાર્ય ન કરતાં તે બે શબ્દોને કવિતામાં ઘણીવાર છૂટા રાખવાની જરૂર પડે છે; ત્યાં તેમ કરતાં વચ્ચે લઘુરેખા કાઢયા વગર તે શબ્દ કદી લખવો નહિ:—પ્રાણ-આધાર, દેવ-આજ્ઞા, કામ-અરિ વગેરે.

એક કરતાં વધારે શબ્દો મળી થયલાં ક્રિયાવિશેષણ વગેરેમાં મૂળ શબ્દ, આગળથી તોડાય:—પ્રેમ-પુર્વક, હાર-બંધ જોસ-ભેર, ધબ-લઈને, ખરૂં-જોતાં, એક-લેખે, આબરૂ-સર, વગર-કહ્યે, વ૦.

મ્હોટા સંધિકાર્યવાળા શબ્દોને જુદાં અંગ ન પડાયાથી ગમે ત્યાંથી તોડી નાખીને લખે છે; પણ ઉચ્ચાર પ્રમાણે બોલાતા ભાગ જુદા પડાય તો ઠીક:—અતિશયોક્તિ, શાલોપયોગી, જગદાધાર વ૦ (ચાલતાં સુધી ન તોડવા.)

એ, જ, ની, વગેરે પ્રત્યય જેવા થઈ છેડે અટકતા લખાય છે, તેનેજ માત્ર છૂટા પડાય:—હુ-એ, હું-ય, તમે-જ; ચાલો-ની, વ૦.

ગમે ત્યાંથી તોડી નાખતાં ખોટું વંચાય છે એટલુંજ નહિ, પણ વખતે અર્થવિકાર થાય કે કાનને કઢંગુ લાગે; માટે ઉપલા નિયમો વિશેષે જાળવવા.

---

*Sanctioned for School use by the Director of P. I.*
THE BOMBAY EDUCATIONAL RECORD, MAY 1890.

# GUJARATI

# VYĀKARANA-NĀ-MŪLATATVA

OR

## GUJARATI RUDIMENTARY GRAMMAR

WITH

## Useful hints on Parsing, and Exercises

BY

BHAGAWAN SHIVASHANKER BHATTA,
ASSISTANT TEACHER, MISSON HIGH SCHOOL, SURAT.

PRINTED BY N. L. NICUM, AT THE SHANKER PRINTING PRESS-SURAT.

1931.

Price 10 Annas.